# અર્પણ પત્રીકા



હે શ્રીમંન નકલંકપ્રભુ! આપ નીરંજનનીરાકાર અને જોતી સ્વરૂપ છો,
તેમજ અખીલ બ્રહ્માંડના આધિપતિ ને ઉત્પતિ, પાલન, પ્રલય
કરતા છો. નિરંતર આપના અનન્ય ભક્તોના મંગલ કાર્યો
કરવા તથા ધર્મનું રક્ષણ કરવા અર્થે સાકાર સ્વરૂપ
ધારણ કરો છો. આ કલીકાલમાં આપના પરમ
પવિત્ર ને અનન્ય પ્રેમી ભક્તથી રાણીમાંનો
પ્રેમ પરખી જેમ દ્વારકાપુરીથી ડાકોરજી
ગમન કર્યું તેવીજ રીતે લુણસરીયા
માળીયાથી શ્રી રાણીમાંની સાથે
રાજકોટ પધાર્યા છો અને
સહાયતા કરવા વચને બંધાણા
છો. તે સંબંધે આપના ભાવિક
ભક્તોનો આ ગ્રંથ શ્રદ્ધાસહીત
નિસ્કામવૃત્તિથી હું શ્રીનકલંક
રાણીમાંના ચરણમાંઅર્પણ
કરૂંછું આપના દાસાનુંદા-
સની નીરમળતાપૂર્વક
વિનંતી સ્વીકારશોજી
એજ, અરજ

લી. દાસાનુદાસ સંતચરણરજના અભીલાષી
કરમશી ભગત

# શ્રી નકલંક નાથની સ્તુતી

(ભયે પ્રગટ કૃપાલા દીન દયાલ, એ રાગ)

ભગત રાઘવ વાલા કૃત

(ત્રિભંગી છંદ)

જય નકલંકી ભકત ઉધારન, અશુર વિદારન, શ્યામ હરિ
કર પકરો મેરી, મેં તુમ ચેરી, વાર વાર મેં ચરન પરિ
તુમ દીનકે બંધુ, મેં અતિ અંધુ, ગુનકે સીંધુ પાર કરો
સ્તુતિ નવ જાનું, બિરદ બખાનુ, નકલંક નકલંક સુખે ભનો ૧
પ્રહલ્લાદ ઉગાર્યો, અશુર બિદાર્યો, રામ રામ મુખ મંત્ર કર્યો
જળ દાસ પુકાર્યો, મહા દુઃખ વાર્યો, લંકાકો અવધીશ ભયો
એસી તુમ રીતિ, મોમન પ્રીતિ, નહિ હે ભીતિ દીલ મેહિ
તુમ રૂપ બખાનુ, ગુન મેં ગાવું, અંતર ધ્યાવું મેં એહિ ૨
સ્ંગાર સુશોભિત, શ્યામ બદનપે, કરપે બંશી અધર ધરી
શીશપે મુકુટ શ્રવણુ કલ કુંડલ, કનક કોટી મણી જ્યોતિ પરી
તંહુ પિત વસનયુત, નિરખ છબી બ્રહ્માદીક શુર સીધ્ધનરં
વીર છત્ર બીરાજે, અતિ છબી રાજે, રાઘેવર પદ પ્રીતિ કરં ૩
પ્રગટે શુભ વાશં દરશાન દાશં, નામ અજાગ્રં નકલંકં
શ્રીયુત સ્યામં, રાઘવ નામં, ચરને ધ્યાન બિરદ બકં
ભવરોગ મીટાયે, તબીબ કહાયે, હંશ છુડાયે દરશ દીયે
અબ પાહી પાહીમેં, ત્રાહી ત્રાહી કર, ગુન ગાયે જે સુખી ભયે ૪

(સાખી)

પશ્ચિમ દેશ પ્રગટ ભયે, નકલંક નામ પ્રસિદ્ધ
શીશ ઝુકો ઉન ચરનમેં, મનકે કારજ સિદ્ધ

(સાખી ૨)

રાજકોટ વાસો વસે, રાણીમાનુ ધામ,
કામ કરે છે દાસનુ, નકલક લેતાં નામ.

# નિવેદન

શ્રી નકળંક રાણીમાના ભક્તજનોની લાંબા સમયથી માગણી રહ્યા કરતી હતી કે, માનુ જીવન ચરિત્ર જનતા સામે મુકવુ જોઇએ કે, જેની ભવ્યતાનો અભ્યાસ કરવાની સમાજના શ્રી રાણીમાંના ભકતોને અને તેમનાથી અભણુ ભાઇઓને પણ તક મળે આજે માની દયાથી તે કાર્ય પાર પડે છે માનુ જીવન એટલું બધું મહાન છે કે તેને નાના હૈયા સધરી શકવા અશકત છે

માના જીવનનો આરંભ ૧૮૦૦ થી થાય છે, અને આપનું પ્રેમો ઉર્મિવશ ધ્યાનસ્થ થવુ ૧૯૦૪ મા થાય છે આમા પુરો એક સૈકો લંબાય છે, માના જીવનકાળમાં અનેક ભકત તારલાઓ સૌરાષ્ટ્રના ઘુંઘળા આકાશમા ઉદય પામ્યા છે આજ પણ આ બધાય મહાપુરૂષોના પ્રતાપના ઓળાઓ સોરઠની ધરતીપર પથરાયેલા છે આજ પણ સૌની બાધેલી ધર્મ-ધ્વજાઓ ઉન્નત ભાવે પુરોગામીની યશગાથા ગાંતી ફરકી રહી છે, આજે પણ તેમના બાધેના બંધોપર ભકતો ચાલી રહ્યા છે..

અમારો આ અલ્પ પ્રયાસ પણ જનતા-જનાર્દનના સ્વલ્પાશે પણ માર્ગદષ્ટ બને તો અમો અમારા શ્રમના સફળતા માનીશું.

વધુ આનંદના વાત તો એ છે કે, પ્રસ્તુત સંગ્રહના લેખક રાણીમાના આશિર્વાદ મેળવનાર, માંના આપેલા જીવનથી જીવનાર માંના ઘરના જીવનભર જરાપણ બદલાની આશા રાખ્યા વગર સેવા કરનારના વંશજ શ્રી કાલીદાસભાઈ છે

શ્રી કાલીદાસભાઈ રીઢા લેખક છે અને સમર્થ ભાષા બીજા પ્રચંડ વકતા છે આવા પ્રૌઢ, ઠરેલ વયના લેખકનો હાથે લખાયેલ આ ગ્રંથ વાચકને વધુ રસમય જણાશે. આમ અમો માનીયે છીયે

✓ સાદી ભાષા સાદી કડી, સાદી વાત વિવેક
સાદામા શિક્ષા કથે, એજ કવિજન એક ..

આ પ્રયાસ સાક્ષરોને રીઝાવવાનો કે અમારા ઘરની મોટાઈ બતાવવાનો નથી માત્ર ભકિતરસ ભોગી મા અને શ્રી નકળંકનાથના ભાવિક ભકતજનોના હૈયા સુધી માંના જીવન સંદેશાને પહોંચાડવા પૂરતો જ છે

માઁ અવતારી હતાં. માઁનું જીવન પ્રેમોન્મત્ત હોવા છતાં સંત સેવામાં જ વિત્યું હતું. માં ગ્રહસ્થાશ્રમ ધર્મના એક એક આદર્શને રાખવા છતાં મહાન ચમત્કારી હતાં–માંના વેણે ઠાકર વાતો કરતા, પ્રેમના બંધને બંધાયેલા ઠાકરને નચાવે તેમ નાચતાં, આમ અમો એકલા જ નહિ પણ સોરઠનો મોટો માનવ સમાજ માનતો, અને આજે માને છે, ઠાકરને પાળે આવે છે, અને શાન્તિ મેળવે છે.

લેખકે વારંવાર બાઇમાં અને ઠાકર આ બંને શબ્દોનો ઉપયોગ છુટથી કરેલ છે. બાઇમાં એટલે શ્રી રાણીમાં સમજવું. કારણ કે ત્યારના તમામ ભાવિકો માને આ નામથી જ સંબોધતા અને નકલંક પ્રભુને સોરઠના ભકતો ઠાકરના લાડીલા નામે ઓળખતા, અને આજ પણ ગ્રામ્યજનતા ઠાકર મંદિર નામે નકલંક મંદિરને ઓળખાવે છે. એટલે ઠાકર અને રાજ શ્રી નકલંક પ્રભુ ત્યા શ્રી બંસીધર શ્યામસુંદર કૃષ્ણચંદ્રજ સમજી જવાનાં છે.

તમામ જીવન પ્રસંગોના ચિત્રણમાં સોરઠની તલપદી ભાષાનો પ્રયોગ કરવામાં આવ્યો છે. તે એટલા માટે જ કે વાંચકને ૧૮ મા સૈકાનાં પ્રસંગોનાં વાંચન અને ભાષા વધુ રસપ્રદ બનાવે. અમારી દીર્ઘકાળના ભાવના શ્રી નકલંક રાણીમાંની દયાના પ્રતાપે આજે પૂર્ણ થતી જોતાં પરમાનંદ પ્રાપ્ત થાય છે.

અમારા પિતાશ્રી સં. ૧૯૭૮ ના જેઠ વદ ૮ ના રોજ સ્વર્ગવાસ થયેલ હતા તેથી તે તીથિના રોજ તેમની યાદી માટે આ પુસ્તક બહાર પાડવામાં આવે છે.

શ્રી ગાયત્રી પ્રેસના માલિક શ્રી ગૌરીશંકરભાઇએ બાલ્યકાળની મૈત્રી યાદ રાખી જે પ્રુફો સુધારી વગર વિલંબે પુરી કાળજીથી આ પુસ્તકનું છાપકામ થોડી કીંમતે કરી આપ્યું છે તે બદલ અમો તેમનો આભાર માનીયે છીએ.

કરમસી રાઘવ ભગત
રાણીમાંની જગ્યા રાજકોટ.

# આ મુ ખ

अमाविनो भविष्यान्ति मुनया ब्रह्म दर्पिणाः
उत्पन्ना ये कलियुगे प्रधान पुरुपा श्रयाः
कथा योगेन पूजयिष्यन्ति मानवाः

હરિવંશ પુરાણના ભવિષ્ય પર્વના અધ્યાય ૪ થામાં ભગવાન શ્રી વ્યાસદેવ લખી ગયા છે કે –

જેઓ કોઇ દિવસ આ નશ્વર જગતમા ઉત્પન્ન થતા નથી તેવા બ્રહ્મ સ્વરૂપ મહાન આત્માઓ કલિયુગમા ઉત્પન્ન થશે જેઓ આદિ યુગમાં પ્રધાન પુરૂષના આશ્રયમા રહેતા હતા. તેઓ મહાન જીવનથી અને અકથ્ય કથાઓના પ્રતાપે સમાજમા પુજાશે. જનતા તેને પુજશે.

વિશ્વ રચનાના આદિકાળથી આજસુધીમાં કેટલા મહાન આત્માઓ ભૂતલમા આવ્યા હશે ? એનો ચોક્કસ સંખ્યામાં ઉત્તર આપવો કઠિન છે. કારણ કે મહાન આત્માઓ માનવ શરીરમા રહેતા છતાં દેશ, કાળ, જાતિ, અને સંપ્રદાયિક બંધનોથી પર હોય છે. તેમનુ જીવન સર્વાંગે માનવસમાજના સામુહિક ઉદય અર્થે જીવાયું હોય છે.

સામાન્ય રીતે કોઇ દેશ હિત કરવાના કાર્યમા રાચે છે. ત્યારે કોઇ જાતિ કે ભાષાભૂષાના રક્ષાના કામમા જોડાયેલા હોય છે ત્યારે સંત સજ્ઞાથી ઓળખાતા મહાન પુરૂષો સર્વદેશી ઉદય માટે જીવનપ્રવાહ વહેવડાવતા જીવી ગયા હોવાથી સર્વોદય તેમનો જીવન ધ્રુવતારક હોય છે. શ્રી. રાણીમાં તેવાં જ મહાન હતાં તેમના જીવનનો એક એક પ્રસંગ વિશ્વ–કલ્યાણની ભદ્રભાવનાથી ભરપૂર ભક્ત અને જગત બેઉને આદરણીય છે. રાણીમાં મહાન અવતારી શ્રી કૃષ્ણ ભક્તિ સ્વરૂપ અઢારમી સદીનાં મીરાં હોવા છતાં આદર્શ ગૃહસ્થ ધર્મ પાળી આજના ગૃહસ્થાશ્રમીઓ સામે મહાન આદર્શ મુકી ગયા છે, પ્રભુની ઉપાસના મહાન હતી. તેમના માટે એકજ પ્રસંગ પુરતો છે કે :–

જ્યારે મ. બાળક સ્વરૂપે નાની નાની રમતો રમતાં પોતાનામાં રહેલા ભાવનામાં શ્રોતને વહાવતાં હતાં, ત્યારે વીરા બાપા લુણસરીયામાં રહેતા હતા. મચ્છુ નદીની વચમાં હનુમાનજી હતા, ત્યાં બચપણમાં રમવા જતાં અને હનુમાનજીને પુજતા રમતાં રમતાં સાથેની સાહેલીયો માને પાચીકા આપતા તેની માં સાકર બનાવી આપતાં (આ પ્રસંગ આપેલ છે. પરંતુ હનુમાનજીની વાત પાછળથી મળી આવતાં એ પ્રસંગને અહીં રજુ કરેલ છે.)

એકવાર મચ્છુમાં જોરદાર પૂર આવ્યું લુણસરીયાના લોકો કહેવા લાગ્યા કે આવડું પૂર આજથી પહેલા મચ્છુમાં આવ્યું જાણ્યું નથી. બાળક રાણીમાને હસતા હસતાં એક વૃધ્ધે કહ્યું કે રાણી? તારા હનુમાન આજે જોરદાર વહેણમા તણાઇ જવાના, કાલે તારે નવા હનુમાન બેસાડવા પડશે.

મારા મારૂતી દેવ તણાયજ નહિ રામ ભકતના અચળ આસનને ખેંચી જવાની તાકાત મચ્છુમાં નથી. આમ કહી બાઇમાં હસી પડયાં. બાલક રાણીમાંની આવી અડગ ભાવના જોઇ કહેનાર ભાઇ દંગ થઈ ગયો. તેમણે બાલક રાણીમાના સ્વરૂપમાં કદી ન જોયેલી દિવ્યતા જોઇ.

આજ રાત્રે બાઇમાને માએ બહુવાર સમજાવતા છતાં ભોજન ન લીધું. પોતાના બિછાના પર બેસી મનોગત કહેવા લાગ્યા.

મારૂતિ દેવ! આપતો રામ ભકત, સુગ્રીવના હિતમાં વાનર સૈન્ય એકઠું કરનાર, સાગર પર ઉડનાર, શ્રી રામની પરા શકિત જનકાત્મજા, શોધ કરી ગર્વિષ્ટ રાવણના કનકનગરને ભસ્મિભૂત કરનાર છો તે શું આવા તુચ્છ પાણીના પ્રવાહમાં ખેંચાઇ જશો.

સંજીવની લાવી શ્રી લક્ષ્મણજીને નવજીવન અપાવનાર રૂદ્રાંશી નાથ! માટે અલ્પ પાણી ભારે નિવડશે. એક હાથે ગોવર્ધન અને દ્રોણગીરી ઉપાડનાર માટે તણાઇ ગીયા, તણાઇ ગીયા, આમ લોકો બોલશે? ના, ના, એમ થાય જ નહિ આપ મહાન છો, આપના

પ્રતિકા મહાન છે, મહાવીર સ્વરૂપ જુગ જુગ અચળ રહે એજ શ્રદ્ધાથી બાલ્યવયે પણ વિશુદ્ધ ભાવે સ્થાપ્યું છે. મને વિશ્વાસ છે કે, અંજનીનો લાડીલો મારા ભાવને પારખશે, અને જગતને બતાવશે કે, ભાવનાની ભવ્યતાને કાળ પણ ઠગાવી શકતો નથી.

રાણી ! સામેથી અશરીરી અવાજ થયો. તું બેફીકર રહે. મારા પ્રતિકને ઘસડી જવાની શકિત મચ્છુના પ્રવાહમાં નથી છતાં તારી ઇચ્છા હોય તો મને કિનારા પર લાવી મારૂં સ્થાન ત્યાં સ્થાપજે જેથી લોકો મને પુજી મનવાંચ્છિત વસ્તુ મેળવી જાય.

ભગવાન અંજનેયનો અશરીરી અવાજ સાંભળી રાણીમા બોલ્યાં. ભગવાન જો ખરેજ આપ મારા ભાવની સિદ્ધિ અચલ રાખવા ઇચ્છતા રાખતા હો તો કાલે ચાલીનેજ કિનારે પધારો સેંકડો માનવો જોતાં રહે તેમ પધારો તોજ સિદ્ધિ મનાય, અને મારા ભાવો ફળ્યાં એમ હું માનું.

'અસ્તુ' કાલે સવારના નદીના નીર ઉતરી જશે, તું માનવ સમાજ સાથે કિનારે આવજે. હું ચાલીને આવીશ, અને આજના યુગના વેંતીયા માનવોને બતાવીશ કે ભકિતના તાર કેટલા મજબુત હોય છે કે જેનાથી બંધાઇ અમારે ખેંચાઇ આવવું પડે છે.

બીજી દિવસે બાઇમાંએ ગામના આગેવાનોને બોલાવવા બાપુને કહ્યું. આશ્ચર્ય જોવા લુણસરીયા, કેરાળા અને આજુબાજુના ગ્રામ્ય લોકો જોતજોતામા એકઠા થઇ ગયાં. વીરા ભગતે મંડળી જમાવી, ગાતાં, બજાવતા કિનારા પર માનવ મહેરામણ હિલોળા ખાવા લાગ્યો. બાઇમાનો પ્રભાવ બાલક છતાં માતા, બાપુ અને ગામ લોકો પર અત્યંત હોવાથી તેમની વાતને ઠુકરાવવા કોઇની હિંમત ન હતી'

ઓસરતા મચ્છુના પ્રવાહમાંથી તમામ લોકો જોતાં રાણીમાં બોલ્યાં, પધારો, પધારો, સુગ્રીવને સહાય કરનાર સમુદ્ર ઉપર પાજ બાંધનાર, સંજીવની લાવી લક્ષ્મણને જીવતદાન દેનાર, મુદ્રિકા - આપી

સીતાને ધીરજ બંધાવનાર, શ્રી રામચંદ્રના પ્રિય ભક્ત, બાલ બ્રહ્મચારી, અંજનેય લાલ, પધારો, આમ બોલતાં બોલતાં ગદગદ કંઠે ભાવાવેશમાં માં આવ્યાં, મનિો અનન્ય ભાવ જોઇ માનવીઓના જોતાં ધીમા ડગલાં ભરતું શ્રી મહાવીરનું પ્રતિક ઉપર આવી લુણસરીયા તરફના કિનારે પહોંચ્યું. બાલક રાણીમાંએ કંકુ, અક્ષતે, ટીલાથી વધાવ્યાં, અને મારૂતી વિગ્રહ ત્યાં જ થંભી ગયું.

તેના પર ગામ લોકો અને વીરા ભગતે મળી દહેરી ચણાવી. જે આજે ખીજડાના ઝાડ તળે લુણસરીયાના પાદરમાં "રાણીમાંના હનુમાન" નામે ઓળખાતી હસ્તી ધરાવે છે. હજારો માનવીઓ આજ પણ માંના મોંઘા ભાવો પુરા કરવા જાણે જ ચાલી આવી આસન લેનાર શ્રી હનુમાનજીને નમી માનતા કરી લાભો મેળવી રહ્યા છે.

આજનો મોટો ભાગ સ્થુલ ભાવોમાં રાચતો હોઇ આવા ભાવનાના ક્ષેત્રમાં વિહરનાર આત્માઓની મહાનતા સમજી શકતો નથી. તેમાંથી પ્રાપ્ત થતા ભાવોને ઓળખી શકતો નથી આથી જ આવી નક્કર ઘટનાઓને હસી કાઢી સ્થુલ વસ્તુઓના ગુણો ગાતા સાચાં સુખો અને આનંદથી દૂર જતા જાય છે. તેઓ ભૌતિક, વૈદિક વિશ્વ ઉન્નતિ કારણ ઠરાવતા આવા નિગુઢ પ્રેમતત્વના અવહેલના કરતા જ રહે છે.

સ્થુલ જગત પર, સુક્ષ્મ જગત, અને સુક્ષ્મ જગત પર, પ્રેમ જગતનો ક્રમ આવે છે. આ ત્રણે પરસ્પર આપેક્ષ છે. પ્રેમ ભાવની પિછાણ વગર ઉપરનાં બંને જગતની અવનતિ છે.

માં પ્રેમાવતાર હતાં, પ્રેમની ખુમારીમાં રાણાના રાજને ઠોકરે મારનાર મીરાંનો અવતાર હતાં. જે વાત અમો ગ્રંથમાં પ્રત્યક્ષ જોનાર મહાત્મા ગેબીનાથના પ્રસંગમાં કહી ગયા છીએ ઉપનિષદો કહે છે કે,

रसो वैसः रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति ॥

ભગવાન રસમય છે તેમની લીલાઓ રસવંતી છે, તેના મધુર સ્વાદનું પાન કરનાર ભકતજનો પણ રસ સ્વરૂપ છે. માં જીવનભર રસ મસ્ત રહ્યાં હતાં, માં ને નહિ સમજનાર આજ પણ અવનવી વાતો ઉપજાવી કાઢી, લખી જગત સામે મુકી પોતાની આ અનુભવ વગરની વાતો પર સંતોષ અનુભવે છે.

એક ભાઇ લખે છે કે, માંને ત્યાં રાજકોટ શ્રી. જલારામજી ભગત અને શ્રી. લાલજી મહારાજ બન્ને ભકતજનો આવ્યા. માં ગાયો લઇ વગડામાં ગયાં હતાં. બંનેએ મળી ઘંટી ચાલુ કરી માં આવ્યાં ત્યારે એકાદ મણ ઘઉં દળી નાખ્યા.

માં ગાયો ચારવા ગયાં એ વાત લખનાર ભાઇએ ગમે ત્યાંથી મેળવી હોય પણ તે સત્યથી વેગળી છે. રાણીમાંએ તેમની જીંદગીમાં કોઇ વખતે ગાયો ચારી જ નથી. અને સ્થિર થયા પછી માં મોટે ભાગે પ્રેમની ખુમારીમાં મસ્ત રહેતાં તેમનું સ્થાન સાધુ, સંતોથી કાયમ ઉભરાતુંજ રહેતું. ત્યાં દળનાર કે ઘડનારનો તોટોજ ન હતો કે આવા પુણ્યાત્માઓને દળવા આપે માંનાં ઘર કદી જન સુન્ય રહેતાં ન હતાં કે એકાદ મણ દરણુ દળાય ત્યાં સુધી કોઇપણ દળનારનો હાથ પકડી, વિનવી, આવી આકરી સેવા કરતા અટકાવે નહિ. આવી વાતોથી એવો ભ્રમ થવા સંભવ છે કે, રાણીમાં ઢોર ચારતાં અને તેમનું સ્થાન બહુજ ગરીબ ભરવાડનું ઘર હતું કે દળનાર મળતું નહિ. અને તેમના ઘરમાં લોટનો અભાવ આ બન્ને મહાપુરૂષોએ દરણું દળી દુર કર્યો.

મા ગાયો ચારવા ગયા એ વાત લખનાર ભાઇએ ગમે ત્યાંથી મેળવી હોય પણ તે સત્યથી વેગળી છે.

ભકતોની મહાનતા વિશ્વ સામે મુકવી તેમા ગુણો ગાવા એ સુંદર વાત છે પણ આથી અન્ય ભકતના જીવનનાં કોઇપણ પાસાને અન્યાય ન થઇ જાય તે યાદ રાખવા જેવું છે.

ભક્તિમાન શ્રી. રાણીમાના પરમ આરાધ્ય દેવ શ્રી. નકલંક તથા શ્રી. કૃષ્ણચંદ્ર આનંદ કંદ વ્રજેશ હોવા છતાં આપ શ્રી. નકલંક અવતારના વિગ્રહોને પુજતાં ગત અને આગામી બંને કાળનો સમન્વય જાણે ન કરતાં હોય ! શ્રી. નકલંક ભગવાન માટે પુરાણોમાં કલ્કિ નામ સંબોધાયું છે એમ હવે પછી સંભલ નામે ગામમાં અવતાર થશે. આવી આગાહી તમામ પુરાણોમાં છે. આપનું પ્રાગટ્ય શા હેતુસર અને ક્યારે થશે તે પણ પુરાણો કહે છે કલ્કિ પુરાણના પ્રથમાધ્યાયના ત્રીજા શ્લોકમા દર્શાવ્યું છે કે :-

यद्दोर्दण्ड कराल सर्प कवलज्वलाज्वन द्विग्रहा
नेतुः सतफरवाल दण्ड दलिता भूपाः क्षिति क्षोमका
शश्वत सैन्धव वाहनो द्विजमनिः कल्किः परमात्मा हरिः
पायात्सत्पयुगादिकृत्स भगवान धर्मप्रवृत्ति प्रियः

અર્થાત જ્યારે રાજાઓ પૃથ્વીની શાન્તિનો નાશ કરશે ત્યારે જે દેવતાના બાહુરૂપ, ભયંકર ભુજંગરાજની વિષ જ્વાળાથી આ સમસ્ત અત્યાચારી રાજાઓની હસ્તી ભસ્મિભૂત થશે અને આપની (ભગવાન શ્રી નકલંકનાથની) તલવારથી કપાઈ નાશ પામી જશે. આપ બ્રાહ્મણ કુળમાં અવતરી સિંન્ધ દેશમાં ઉત્પન્ન થયેલા ઘોડા ઉપર સવાર થઈ સત્યયુગની સ્થાપના કરશો. વળી આપશ્રી નકલંક પ્રભુ અનાદી અવતારી છો. આપને સસ્કૃતમાં કલ્કિ અવતાર તરીકે વર્ણવ્યા છે. આપ ચોવીસ અવતારોમાંના મુખ્ય દશ અવતારોમાંના અવતાર છો. તે શ્રી નકલંકનાથ સહુનું કલ્યાણ કરો.

ભાષાના કવિઓ પણ કહી ગયા છે કે :—

जय सत्ययुग थापन करन, नाशन मलेच्छ अपार
कठिन धार तलवार कर, कृष्ण कल्कि अवतार।

ભગવાન શ્રી નકલંકનાથને માં શ્રી કૃષ્ણસ્વરૂપથી અભિન્ન ભાવે ઉપાસતાં હતાં જે તમામ વિગ્રહો આજપણ ભવ્ય દેવાલયમાં બિરાજે છે.

માંનુ જીવન મહાન છે. તેમના જીવન પ્રસંગો અતિવ બોધપ્રદ, ભાવોત્પાદક, અને રમવંતોને રસમસ્ત કરે તેવા છે. છતાં ઘણા પ્રસંગો કાળના પ્રવાહમાં ભૂલાયા છે. યાદ રહ્યા તેટલા જ સંગ્રહાયેલા છે. બાકી રસસ્થાનની મહાન વિભૂતિઓનાં જીવન મમને સંસારના તાપથી દઝાયેલો લેખક કેમ શબ્દમાં વર્ણવી શકે ? જે દિવ્યવિભૂતિઓનો પ્રાદુર્ભાવ વિશેષ કાર્યોની પૂરવણી અર્થે થયો હોય છે તેના જીવનને સમજવું, પચાવવું અને પત્ર પર આલેખવું એ કઠિનત્તર કામ છે શ્રી રણીમાં શ્રુતિ કહે છે તેમઃ............

पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावसिष्यति...હતાં–

પૂર્ણાત્પૂર્ણ પરમાત્માની પૂર્ણતાને યથાર્થ સ્વરૂપમાં પ્રાપ્ત કરીને માનવી પૂર્ણ થઈ જાય છે. માં પૂર્ણને પીછાની પૂર્ણ હતાં તેમના પૂર્ણ ભાવોને પામવા અને પીછાણવા અપૂર્ણોનુ ગજુ નથી.

શ્રી રાણીમાંના વંશજ ભક્તરાજ કરમશી ભગતે માંના ગુણો પત્રપર ઉતારવાની લેખકને તક આપી ઋણી બનાવ્યો છે. સાથેસાથે એક મહાન વિભૂતિનાં કાળના પ્રવાહમાં લુપ્ત થતા મહાન જીવનને ગ્રંથસ્થ કરાવી સમાજ પાસે રજૂ કરેલ છે આજના શંકાત્મક કાળમાં મહાન આત્માઓનાં જીવનો ધ્રુવ તારલાની ગરજ સારે છે. મારી સમજમાં ઉતર્યું તેટલું જ લખાયું છે. બાકી.—

जिन आदि अंत न पाईये, नित तहकीक होई क्यों कर
शब्द कमाका क्या कहे, पाई न अव्वल आखर !

માંનો ઋણિ

કાલીદાસ

બગથળા તાએ,

## – સુચના –

આ ગ્રંથ ધારણ કરનારને ખાસ સુચના જણાવવામા આવે છે કે આ ગ્રથ આપ વાચી બીજાને વંચાવશો અને સાચવી સંભાળીને રાખશો. આ ગ્રથનો કોઇ પણ જાતનો ગેરઉપયોગ કરશો નહી એ અમારી ખાસ ભલામણ છે

આ મદીરના સેવકોને તથા અમુક જગાઓમા પ્રત ૧૦૦૦) મફત આપવામા આવશે અન્ય ભાવિક ભકતોને માટે કાગળો, તથા બ્લોક તથા બાઇડીગ અને છપાઇ વિગેરે ખર્ચના રૂા બે એક બુકના રાખવામા આવેલ છે

લી કરમશી રાઘવ ભગત
શ્રી નકલંક મંદિર
બેડીનાકા રોડ–રાજકોટ.

# ❋ ભક્ત માતુશ્રી રાણીમાં ❋

## રાજકોટ

નારી નર બન્ને ભલાં, કદી ન આંગણુ કાળ.
આવતડાં આદર કરે, પડ જો જો પાંચાળ.

અઢારમી સદીમાં પાંચાળ ધરાયે અનેક વીરો અને ભક્તો દેશને પૂરા પાડી પોતાનું ગૌરવ વધાર્યું છે. દક્ષિણમાં ચૌદમી સદીમાં જેમ નામદેવ, જ્ઞાનદેવ, ચાંગદેવ, મુક્તાબાઈ, ગોરાબા, ન્હોપાત્રા વગેરે અનેક જતી, સતીઓ પાકી દેશમાં ભક્તિનાં પ્રવાહને વહેતા રાખ્યો તેમ અઢારમી સદીએ સોરઠના આંગણાં ભક્તગણો મેપો, આપો રતો, જાદરો, દાનો, વિસામણ, વગેરેએ આવી અંજવાળ્યાં છે, તેની સુવાસથી ખેંચાઈ તેમનાથી થોડા જ સમયે શ્રી. લાલુમહારાજ, જલારામજી, કાનડગીરીજી. રામબાઇ, ધરમશી ભગત, દાસી-જીવણ, સ્વામિનારાયણનું સંત મંડળ, વડવાળાના સંતો, સંતશ્રી. નારાયણદાસજી, ભાણસાહેબના સાધુઓ વગેરે અવતરી દેશને સુભાગી બનાવી ગયા.

આ બધા સંતોના નામથી આગળ મુકી શકાય તેવાં નામોમાં શ્રી રાણીમાંનું નામ આવે છે. ભરવાડ જેવી પછાત ગણાતા સમાજમાં લુણસરીયા જેવા બહુ સામાન્ય ગામ

અવતરી ભક્તિની જ્યોતિને અજવાળે અનેક અસામાન્ય નાસ્તિકોનાં જીવન નાવોને ખરાબે ચઢતાં રોકી સુમાર્ગે વાળ્યાનાં દાખલાઓ મળી આવે છે.

જે કામ ભલભલા મરદોથી ન બને તે કામ રાણીમાંએ સહજમાં પતાવ્યાં છે. મરાઠાઓની પડતી, અને પેશ્વાના મધ્યાન્હ કાળમાં સૌરાષ્ટ્રની દશા દુઃખદ હતી. ઇતિહાસ કહે છે કે, ભાવનગર, ગોંડળ, જુનાગઢ, જામનગર અને દેવાણી જાળીયા ને સાયલા જેવા મોટા રાજાઓથી આરંભી નાનામાં નાના તાલુકદારો પણ પોતાની સરહદો વધારવાના રોગમાં ઘેરાયેલા હતા. તેના દિવાનો, જેવા કે, અમરજી, પ્રેમદામાણી, મેરૂ અજાણી, અને ફતેહમામદ વગેરે નબળા રાજકર્તાઓને રમકડાં બનાવી મરજી મુજબ સૈન્યોને દોરી દેશને પરેશાન કરતા હતા, માલધારીઓ વ્યાપારીઓ અને ખેડુતો સાવ નીધણીયા જેવા બની ગયા હતા. 'મારે તેની તલવાર,' 'ખેડે તેની જમીન' અને 'અનાથોને વધુ સતાવે તે શૂરવીર' મનાતો હતો. આ છે ત્યારના સોરઠની પરિસ્થિતિનું સ્વરૂપ.

આ સમયે ગરીબ પ્રજાના સદભાગ્યે એક અને કયારેક તો એક સાથે દશ પાંચ ભક્તજનો થતા જ રહ્યા. જેની ઉદાત ભાવનાઓ હજારો માનવીઓ જીવન રક્ષા કરી શકયા દેશ વિષમ કાળમાં ઉગરી ગયો.

તે કાળમાં અન્ન વસ્ત્રોનાં અંબાર ખડકી અભ્યાગતોની સેવા વ્રતધારી બની નીભાવવું એ સહજ વાત ન હતી. છતાં ભૂતકાળનો ઈતિહાસ કહી જાય છે કે, સોરઠી સંતોએ

બહુ સહેલાઈથી આવાં વ્રતો લીધાં, અને પાળ્યાં. જેનાં-સ્મૃતિ ચિન્હો આજપણ, રાજકોટ, સાયલા, વીરપુર, ચલાળા, પાળીયાદ, વગેરે શહેર અને નાના ગામોમાં ઉભાં છે. જે જેઠ માસમાં અર્ધ સુકાયેલ નદીની આછી પાતળી લીટી જેવો પ્રવાહ વહાવી રહ્યા છે.

કાળના ઘસારાથી સહજ ઘસાતા જેવા જણાતા સંત જીવનોને સાચવી રાખવા આજે યત્નો થઇ રહ્યા છે. તેવા યત્નો જેવો આ ગ્રંથલેખકનો પણ આ અલ્પ પ્રયાસ છે. આમાં શ્રી રાણીમાં કે જેને ત્યારની જનતા 'બાઇમા' જેવા વહાલ ભર્યા શબ્દોએ સંબોધતી તેમનુ અને તેમના ભક્તિભાવ પૂર્ણ પરિવારના જીવને લોકભાગ્ય સહજ ભાષામાં કશીય અત્યુક્તિ કર્યા વગર સંગ્રહમાં આવે છે.

× × ×

## ભકત શ્રી. વીરાબાપા

મોટી એકાદશીના મીઠા મેહુલાથી રબારી, ભરવાડ, જેવા માલધારી સમાજની જનેતા પંચાળ ધરતી લીલુડી ઘાટડી ઓઢી મલકાતી હતી. ડુંગરે ડુંગરે હરિયાળો રંગ પુરાઇ ગયો હતો. મોરલાનો ગહેકાર, માલધારીઓનો ભણકાર, અને સાવજની ડણકાર, દીશાઓથી મીઠા મીઠા પ્રતિ અવાજો આપતી વણ સાંભળ્યા નાદથી હૈયાના તારો ઝણઝણાવતી હતી.

આજે અષાઢી થાવર બીજ હોવાથી થાનગઢના અસ્તળની જગ્યામાં પાંચાળનું પરચાઇત પીરમંડળ મળ્યું હતું દેગ નીચેના ધુમાડાથી ઘેઘુર ઘેરાતું વાદળ દુરથી જોનારને પોતાના તરફ કોઇ અનન્ય પ્રેરણાએ ખેંચતું હતું રામસાગરનો રણકાર, પર અનુભવીયા સંત ભક્તની વાણી ધીમી ગતિએ વહેતી હતી. સૂરજદેવ હજુ હમણાં જ પોતાનાં કિરણો કાઢી જગતને દર્શન આપી પાવન કરતા ગગનના ગોખમાં આવી ગયા હતા, આ વખતે લુણસરીયાના ભરવાડ ભક્ત વીરા ભકતે દુધની કાવડ ખંભા પરથી ઉતારી નીચે મુકી. દાનલદેવ, વીહળ ભગત, સત્તાધારના પીર ગીગડો અને બીજા સંતોને પગે હાથ નાખી સીતારામ કરી જમીન પર આસન લીધું.

આવો, આવો, વીરા ભગત તમે તો ભઈ બહુ કરી આમ બીજે બીજે લુણસરીયાથી થાનગઢ સુધી આવડી કાવડ ઉપાડી આવવું એ નાનીસુની વાત નથી બાપ. દુધ પણ થોડું નહિ. ખાસ્સું મણેક ! આપા વીસામણે વીરા ભગતની સહજ પ્રશંસા કરી.

વીહળાનાથ જેમ બોલે તેમ પાંસરૂં બીજું શું કહેવાય ! બાકી વીરો અમથો અમથો નથી અથડાતો એને ઘર, માલ, ને મચ્છુ નદી ગમતાં મહિનામાં એકવાર સત્સંગને સત્યપુરૂષની નોળવેલ સુંઘવાનું મળે છે. એટલે જ જીવે છે. અને સંત ચરણરજના બળે ઝુઝે છે. બાકી વાતમાં માલ નથી.

વીરા ભગતના હૃદયની સાચી લગની જોઇ દાનો ભગત હસી વીહળ તરફ જોઇ બોલ્યા આમ બાપ વીરાને આપણે બહુ આંટા ખવડાવ્યા, તેનું કાંઇક કરવું જોઇએ. બાપડાના કાંધ ઉપર બળદના જેવા જાડા થર બાઝી ગયા છે એક પાંચ નહિ, પૂરા દશકા થયાં કાવડો ખેંચી ખેંચી સંતોને દુધ પાયાં છે. હવે તો ઠાકરને આના માટે અરજી ગુજારવી જોઇએ.

દાના પીર દયા કરે તો વીરો તરેલ જ પડયો છે, લાખુનો ગીગડો જેની દુવાથી સત્તાધાર ચેતાવી પીર થઇ જાય તો પછી વીરાને સિદ્ધ બનતાં શી વાર લાગે ? વીસામણ ભગતે ટકોર કરી.

મારે પીરાઇની પંચાતમાં નથી પડવું. મારા બાપ ! મને સાધુ સેવાના મારગ સુઝાડો એટલે બસ, મોરલીવાળાનો ઓથ મુકી મું જેવા માલધારીને સિદ્ધિઓની પંચાત પરવડે નહિ. ટુકડો દેવાય એવો મારગ ચીંધો, એટલે વીરો મુકિત મળી માનશે.

વીરા ભગત, મોરલીવાળાની ગોપીયું તો તારે બારણે છે. તારા ભાઈની દીકરીઓ રાણી અને રૂડી એ પૂર્વભવની ઠાકર વિરહમાં ઝુરતી ગોપિયો છે. બાપ ! તારા આંગણાના તિરથમાં ગેબીનાથ, જેવા સિદ્ધ આળોટવા આવે છે. અમારી પીરાઈ તો રાણીના સાંધણમાં આવે તેમ નથી, સમજ્યો ! જા બાપ જા ! ધરમની ધજા તારે આંગણે દીકરીઓના

પરતાપે જુગ જુગ સુધી ફરકતી રહેશે આવા દાનાએ સુભાશિષ સાથ બાઈમાના ગુણ ગાયા.

આપે આજ સુધી વીરાને અજાણ કેમ રાખ્યો ? શું સંતના હૈયામાં કળીયુગે વાસ કર્યો ?

વીરાભગત ! વીસામણ બોલ્યા, અવસરીયે વાતું થાય. મેહુલા તો અશાઢ શ્રાવણે શોભે, ભાર ઉપાડે તેવી ભીંતો જોયા પછી જ તે પર બોજ મુકાય, રાણી સોરઠને અજવાળશે ઠાકર તેના હાથમાં નાચશે, અમે તો નહિ હોય ! એ વધુ તો ગેબીનાથ જાણે છે, ત્યાં જા, અને ભોંયરા બહાર બેસ, ગેમના ગોખે ચરચાતી સો સો વાતોનો જાણતલ બાવો સત ભાંખશે.

થોડી વાર અન્ય સ્વાભાવિક વાતો થયા પછી સૌને દુધ પાઈ વીરો ભગત હુણસરીઆને પંથે પરવર્યા.

× × × ×

સોરઠી માલધારી વર્ગના ભરવાડ સમાજ મુખ્ય મનાય છે. તેમાંના નાનાભાઇ અને મોટાભાઇ એવા બે તડ છે. આ સમાજ ગાયો, બકરાં અને ગાડર રાખી જીવનનો મુખ્ય ભાગ કુદરતના ખોળે મેદાનમાં વિતાવે છે. આમાં થોડાં ગામમાં રહે છે. અને ગામનું ઘણ અથવા પોતાનો અંગત માલ રાખી દુધ, ઘીના, નિર્દોષ વિક્રયથી પોતાનો નિરવાહ ચલાવે છે.

વીરા ભગતનો જન્મ વીક્રમ સંવત ૧૭૦૦ ની આસપાસ હતો. તેમના પિતા લુણસરીઆ નામે ગામનું ધણ ચારી રોજી મેળવી લેતા હતા. તેમના પગલે ચાલી તેમના મોટા ભાઇ તથા પોતે બંને ગામનું ધણ ચારતા. અને બચત સમયમાં ઈશ્વિર સ્મરણ કરતા આવ્યા, અભ્યાગતોને સત્કારતા બંને ભાઇઓ નિર્માન અને નિર્મોહતાની મુરતિઓ હતા. તેમની પ્રશંસા દૂરદૂર સુધી ફેલાએલી હતી. મોટા ભાઇ રત્ના ભગતને ત્યાં સંવત ૧૭૯૮ મા કન્યાનો જન્મ થયો. તેનું નામ રૂડીબાઈ પાડવામાં આવ્યું. ત્યાર પછી બે વર્ષે બાઈમાંનો જન્મ થયો તેનું નામ શણીબાઇ રાખવામાં આવ્યું. [1]

બાઇમાંના જન્મ સમયે લુણસરીયા અને તેની આજુબાજુનો પ્રદેશ વાંકાનેરના ઝાલા સરતાનજીના વંશધરોના હાથમાં હતો. આ વખતે ઝાલા ભારાજી રાજ સાહેબ ગાદી પર હતા.. દેશમાં શાન્તિનું નામ નિશાન ન હતું. હજારો માનવીઓ ઘરબાર, જમીન, જાગીર વગર અન્ન અન્ન કરતાં રઝળતાં હતાં. રાજ્યસત્તા પોતાની રક્ષાથી વધુ કંસુંય કરવા અસમર્થ હતી, કાઠીયો, મકરાણી અને આરબો ટોળીયો બાંધી દેશને વધુ રગડતા હતા, તેનો સામનો કરવાની શકિત ગરીબ ગામનીવાસીઓમાં ન હતી. જ્યારે રાજકોટ, મોરબી, જામનગર કે પોરબંદર જેવા શહેરોની સલામતી ભયમાં ગણાતી હતી. ત્યારે લુણસરીયા જેવા ગામડાની તો વાતજ શી કરવી !

[1]

-જુનાગઢના નવાબો લશ્કરના હાથમાં રમકડાં જેવાં જીવન જીવતા હતા. મોરબીના કાયાણીઓ, વાંકાનેરના ઝાલાઓ જામના જાડેજાઓ અને કચ્છના વાઘેલાઓ, મહા મહેનતે પોતાનું ઘર સંભાળી શકતા હતા, વિદ્યા અને વિનય સુશીલતા ને શાણપણ, જ્ઞાન અને ગમતે દેશમાથી વિદાય લીધી હતી.

રાણીબાઈની ઉમર પાંચેક માસની થતાં પિતાજીનો દેહાંત થયો, એટલે કુટુંબનો બોજો વીરા ભગતના પર આવી પડયો. મુળ ગરીબ ઘર, અવ્યવસ્થિત જમાનો અને અતિથિ અભ્યાગતની સેવાનાં આકરાં વૃત, એટલે ઘરમાં સદૈવ તાણ રહ્યાજ કરતી. આવી અછતમાં વીરા ભગતને અને તેમનાં સહચારીઓને આનંદ આવતો. તેમની પ્રકૃતિ જ પરહીતમાં સ્વહિત અને પરસંતોષમાં આત્માનંદ માણવા ટેવાયેલી હતી આથી હોય કે ન હોય તેવી કોઇ પણ પરિસ્થિતિ કોઇના અંતરમાં સાલતી નહિ.

પિતાના સુખથી વંચિત રાણીબાઈ અને રૂડીબાઈ બને બહેનો કાકા વીરા ભગતને પિતા માનતાં. ભગતને પણ આ ભાઇઓની દીકરીયો સિવાય પોતાને સંતાન ન હતું. અલખના ખોળલે જીવનાર આ પ્રાચિનતાના પ્રતિક સમું નાનુંશું કુટુંબ આનંદથી જીવન જીવતું હતું.

સવારમાં વહેલાં ઉઠવું, ગૌસેવા, ઠાકર સેવા, અને આંગણે પોઢેલાં પ્રભુનાં વહાલાં સંતો અને અભ્યાગતોની સેવા



શ્રી રાણીમાના પિતાશ્રી
ગલાબાપા

કરવી. તેને નવડાવવા, દુધ પાવા, સમય થતાં જમાડવા અને ફાટયાં તુટયાં વસ્ત્રો સાંધી યોગ્ય માવજત કરવી. આ તેમની મીઠી દીનચર્યા હતી.

આ બધુંય કામ આશરે દશ વાગતાં પૂરૂં થઈ જતું, વીરો ભગત ગાયો લઇ ગીમમાં પહોંચી ગયા હોય, પાછળ બાઈમાની માતા રસોઇ બનાવી નવા આવનાર અભ્યાગતોને જમાડતાં, તેમની પરિચર્યામાંથી પરવારી પુત્રીઓ સાથે જમવા બેસતાં.

✓ રાત્રે સહુને જમાડી, સુવડાવી, રામસાગર લઇ, મોડી રાત સુધી સહુ ભજનો ગાતા, નિરદોષ અને નિર્મળ ભાવે બંને બહેનો આ સાંભળવા બેસતી અને મીઠી મીઠી ભાષામાં અર્થો સમજાવવા હઠ કરાતી, કયારેક વીરો ભગત તો કયારેક બાઈમાના માતાજી સમજાય તેવા અર્થો કરી સમજાવતાં.

જ્યારે કન્યાઓ બહુજ પુછતાં પજવતી ત્યારે કહેતાં કે : બાઇઓ ! બધાય શાસ્ત્રો અને વેદનો સાર એ છે કે આવનારને ટુકડો આપવો. ઠાકરનો માલ છે આમ માની વ્યવહાર લેવો આપણે તો તેના ટેલવા છીએ. બાપ ! મારૂં, તારૂં, ભૂલાય તો બધીયે વાણીને પાર પામી ગયાં સમજવું.

બાઇમાંને આ ગત ગમતી, તેની બાલ આંખોમાં આંસુઓ ઉભરાતા, કયારેક કયારેક અભ્યાગતોની સેવામાં સાથ આપવા માતાને કહેતાં બ્હેન ! તું ઉમરમા આવ ત્યારે રૂડી રસોઇ બનાવી સંત અભ્યાગતને જમાડજે.

ભકતનાં ઘરની આ દીનચર્યા એકધાર ચાલી રહેતી.

બાઇમાં અને રૂડીબાઇના લગ્નો બચપણમાં જ્ઞાતિ-રીવાજ પ્રમાણે કરવામાં આવ્યાં હતાં.

પીપળીયાના ભરવાડ અરજણ ભગતની સાથે રાણીબાઇનાં લગ્ન ૧૮૦૫ ની સાલે થયેલાં. તેમના સસરાની સાખ ફાંગલીયા હતી અને રાણીમાંના બાપની–સાખ બાંભવા હતી.

એક દિવસ બેચાર દીકરીઓ રોતી રોતી બાઇમાંના માતાજી પાસે આવી, તેને જોઈ માતા બોલ્યાં, વાલી, ડાહી દીકરીઓ કેમ રડો છો? બ્હેનો શું રાણીએ તમોને મારી છે? અથવા રૂડીએ કંઇ હરકત કરી છે?

ના મા, એવું કાંઇ નથી અમે બે ખોબા પાંચીકા આપ્યા, તોય અમને એકજ ખોબો સાકર બનાવી આપી અને બીજી છોકરીયોને એક ખોબાની ત્રણ ખોબા સાકર બનાવી આપી અમારા ઉપર રાણી ખાર રાખે છે, નહિતર તેને તો સૌને સરખાં રાખવા જોઇએ.

માતાજીને આમાં કશીયે ગમ પડી નહિ. એટલે ફરી બોલ્યાં શું બોલીયું? બોલો જોઈ? રાણી સાકર કયાંથી આપે છે?

કન્યાઓમાંથી મોટી કન્યા વાલી બોલી, મા! અમે દરરોજ મચ્છુમાંના હનુમાન દેરી પાસે રમવા સાથે જઇએ છીએ, ત્યાં રાણીને અમે પાંચીકા આપીયે છીએ

તેને 'તે હાથ અડાડે છે એટલે તેની સાકર થઇ જાય છે અમે સહુએ ખાઈયે છીયે. બે દિવસ પહેલાં અમને ત્રણ ત્રણ ખોબા સાકર બનાવી આપી, ત્યાં થોડાક દુકાળીયાં નીકળ્યા રાણીએ અમારી સાકર એને આપવ કહ્યું અમે શેનાં આપી ! ઘણું કીધું પણ અમે તો ઘેર લઇ આવીયુ. ત્યારથી રાણી રીસાણી ને હવે વધુ સાકર નથી બનાવી દેતી. આજ તો બોલી કે કાલથી કોઇને સાકર આપવાની નથી કારણ કે તમારા હૈયામા બીજાને આપવાની હોસ નથી. મારો ઠાકર આવા–પાણા જેવા કાળજાને સાકર દેવા ના કહે છે. આથી અમે ખીજાઈ તમારી પાસે ફર્યાદ કરવા આવ્યા છીયે.

દીકરી પાંચીકાની સાકર બનાવી આપે એ વાત–બાઇમાની માતાના દીમાગમા કેમજ ઉતરે ! ત્યારે આમ રોતી કકળતી ઘણા દીવસ આવી સાકર ખાઇ ઘરનાને ખવડાવનાર નિરદોષ દીકરીઓની વાતને જુઠી પણ કેમ માનવી! આમ બંને બાજુના વિચારે તેની બુધ્ધિ મુઝાઇ ગઈ તેણે "દીકરીઓ રાણી આવશે ત્યારે તેને કહીશ, હવે તમે માગશો તેટલી સાકર બનાવી આપશે' આમ કહી રવાના કરી

દીકરીઓના ગયા પછી ઘણા વિચારો આવ્યા અને ગયા બાઇમાનીમાના હૈયામા ગેડ બેઠી નહિ તેવામા વિરા ભગત ઘણુ થારી ઘેર આવતા તેને સવારે સાંભળેલી બધી વાતો કહી બતાવી.

મને આપા દાનાએ ગઇ અષાડીએ કહ્યું હતું કે, તારી દીકરીઓ અવતારી ગોપિયો છે. તે ઠાકરને વશ કરીને જ અવતરીયો છે. આજે તમારા કહેવાથી વાત મળી રહે છે આપણે પણ પૂર્વનાં પુરાં કમાઈવાળાં કે આપણાં રાંકનાં આશરે ભગવાનનાં અંશ અવતારી દીકરી રૂપે ભકતો અવતર્યા. જો જો આજથી દીકરીઓને કાંઇપણ કહેશો નહિ, તેને દુભવશો નહિ.

ભગત ! દુભવતાં દુભાય એવી દીકરીઓ નથી. તેને કહેવાપણું હોય નહિ. સમજણ લઈ અવતરેલ અવતારી હરિજનોને કેવાં પડતાં હશે ? સાધુ, સંતો, અભ્યાગતોને, જોતાં જેનાં હૈયાં ગજ ગજ ઉછળે, ઉંમર નથી છતાં દોડી દોડી એઠાં ઠામ ઉપાડે, ઘી, દુધ, પીરસવા હઠ કરે; અને ઠાકરની મૂરતિ સામે જોતાં ધરાય જ નહિ. એક રોજ હું દીવાની વાટો સંકોરવા જતી હતી, ત્યાં રાણી જાણે ઠાકર સાથે વાતો કાં ન કરતી હોય ! તેમ જણાયું. એ વાત કહેતાંય શરમ આવે એટલે મેં તમનેય જણાવ્યું નહિ લોકો જાણે તો કહે કે જનેતા ઉઠી દીકરીનાં ગુણ ગાય છે. મોટપ અપાવવા બનાવટ કરે છે.

સારૂં થયું તમે ન બોલ્યાં તે ! વીરો ભગત બોલ્યા, કેટલીક વાતો નહિ કરવામાં માલ છે, બાકી ઉમરમાં આવતાં કસ્તુરીની સોરમ આકુડી ફેલાતી રહેશે. તેને મોટપ આપનાર આપણે કે જગતનાં માનવીઓ કોણ ? આ તો પરાને પાર પામેલા આત્માઓ છે વીસામણભગત કહેતા હતા

કે : તમારી દીકરીઓ હજારૂનાં અંતરને અજવાળી ઠાકરનાં ચાકર બનાવશે, ઇ વાત ખરી જણાય છે. આમ વાતો ચાલતી હતી ત્યાં બન્ને બહેનો આવી પહોચતાં આ પ્રસંગ ત્યાંજ અટકી પડયો.

બીજે રોજ સવારે "તમે ગોવાળ બોલાવી બે ચાર દિવસ ધણમાં આડવા મોકલશો હું ગેબી ભોંયરે નાથજીને મળવા જાઉં છું. ત્યાં ચાર છ દિવસ રોકાવાનુ પણ થાય ઉચાટ કરશો નહિ." રાણી, તારી માને કામમાં મદદ કરજે હો ! કેવી ડાહી દીકરી ! આમ કરી ગાલે હળવી ટપલી મારી વીરો ભગત ભાવભરી આંખો વડે બાઇમાને જોતા રવાના થયા.

રાણીબાઇની માંએ બીજા ગોવાળને લુણસરીયાના ગામધણમા આડવા ગોઠવણી કરી મોકલીયો.

૩

જેઠ માસના આકરા તાપમાં પુરા ત્રણ દિવસ વીરો ભગત ગેબીનાથ બાવાનાં દેદાર માટે અખંડ તપ આદરી બેઠા ચોથે દિવસે સવારમાં ચાંખિડીયોનાં અવાજથી પથ્થર ટીપતા ગેબીનાથ આવતા જણાયા, વીરા ભગતે ઉઠી પ્રણામ કર્યા.

વીરા ! શા માટે ત્રણ ત્રણ લાઘણો ખેંચી ? ગેબીના બારણે કોઇ પ્રાણી ભૂખ્યું રહી શકતું નથી, તારે શું જોઇએ ? બોલ ' ! સામેની પથ્થરના ચટાન પર બેસતાં ગેબીનાથ બાવાએ કહ્યું !

ગેબીનાથજી કઇ સંપ્રદાયના અને કયારે અહીં આવી રહ્યા તે આજ સુધી કોઈને ખબર ન હતી તેમની ઉંમર માટે અનેક તર્કો માનવ સમાજ કરતો હતો. કોઇ સો તો બસો, કે એથી પણ વધુ વર્ષોની વાતો કહેતા હતા. તે હંમેશાં ભોયરામાં રહેતા. વસ્તીમાં બહુજ કમ જતા આવતા. તેમના ભોજન માટેનો કોયડો આજ સુધી અણુ ઉકેલ્યો રહી ગયો હતો. રાત દિવસ વગડામાં વસનાર કોઈપણ માલધારી કહેતો ન હતો કે મેં અનાજ આપ્યું. અથવા કયાંકથી આવ્યું હતું. સો સો વર્ષના વૃદ્ધોને પૂછતાં પણ એજ જવાબ મળતો હતો. તેઓ યોગસાધના કે યજ્ઞ કરતા, જપ કરતા, કે તપ તપતા, તે કોઈ કશુંય જાણતું ન હતું. તેના ભોંયરામાં જવાની મનાઇ હતી.

લોકો કહેતા હતા કે, સિંહ સાથે બાનો રહે છે, તે અઘોર પંથના છે. કોઈ નાથ, તો કોઇ રામાનંદી કહેતા, ખરી વાત શું ? એ તો તે જણાવે ત્યારે જ જણાય. તેવી હતી. તે આ વાતમાં મૌનજ રહેતા. તેમના સામાન્ય વ્યવહારનો ઝુકાવ કોઈપણ મત–પથ તરફ ન હતો. એક તો કમ બહાર આવતા, અને આવતા ત્યારે જરૂરથી વધુ કદી પણ બોલતા જ નહિ. એટલે ગમે તેવા ચતુર માનવી માટે પણ તેમને સમજવાની મથામણ જ રહી જતી. તેમની સ્નેહ ભરી આંખો સિંહ, સાપ, ગાય, પંડિત અને માલધારી તમામને એક સરખા ભાવે આવરી લેતી.

:

ગેબી, નિસ્પ્રેહી છતાં મમતાળુ હતા. તટસ્થ છતાં સહુના બનતા. સાધુ છતાં સંસારીઓથી જરા પણ દૂર ન હતા. જે દુઃખ કોઈથી દૂર ન થતું. તે દુઃખ ગેબી બાવો સહજમાં દૂર કરતા, આ હતી, ત્યારની લોક માન્યતા ! અને તે સાચી હતી.

બાપુ, વીરો વ્યવહારથી થડકી આપનુ શરણુ શોધતો આવ્યો છે, ત્રણ તો શું ? પણ ગેબનો ધણી દર્શન આપવામાં ઢીલ કરે તો ત્રણુ માસ પણ ડગવાનો ન હતો.

વીરા ! વ્યવહારથી અકળાવુ એ માનવતા નથી. ઘર મુકી રખડનારને જ હરિ મળે છે, તે જ મુકિતના અધિકારી બને છે, એવો નિયમ નથી. સંસારમાં સરસો રહી, મન કમળ પેઠે વણુ ભીંજાયેલું રહે તો તે જીવનમુકત છે ઘર મુકી બાવા બનવામાં વિશેષ નથી.

બાવા બનવાની ધારણા લઇ અહીંયા નથી આવ્યો. બાપુ ! સંતોને ટુકડા આપવામાં બાઢા થાય છે. માટે આવ્યો છું, ઝુંપડાનો ધર્મ નથી સચવાતો. મારા નાથ ! ! આવ્યાં અભ્યાગત ભૂખ્યાં ઘર આંગણે આળોટતાં હોય એ વીરાથી નથી જોવાતું. આટલું મળે તો ગંગ નાહ્યા, એક તો માલધારી કોમ ! બીજું નાનું ગામડું અને ત્રીજું ગામમાં ઘણુ ચારી જીવન જીવવું, આમાં સાધુ, સંત, અભ્યાગતનો સત્કાર કેમ કરી શકું ! આપ જ કહો.

વીરા ! ગેબીનાથ જરા ટટાર થઇ બોલ્યા, તારે ત્યાં ગોપી અવતાર મીરાનો જન્મ થયો છે. તારી રાણી દીકરી

એ પૂર્વની મીરાં છે. શ્રી હરિ જેની સાથે આ કઠીન કાળમાં વાતો કરે એને ગેબીને ભોંયરે આવવાની જરૂર નથી સમજ્યો?

વીરા ભગતને દાના ભગત અને આપા વીસામણની વાતો સાચી ભાસવા લાગી, તેની આંખ સામે પાંચીકાની સાકર બનાવી આપતી દીકરી ખભે બીન પકડી શ્રી દ્વારકા ધીશના મંદિરમાં પ્રેમઘેલી બની નાચતી મીરાંનાં દર્શન થવા લાગ્યાં. છતાં મનોભાવને મનમાં દબાવી કહ્યું ગેબના ધણીનાં બોલ જુઠા નથી માનતો પણ અગમની રમત જોનાર અલખની ઓળખાણ વાળા ગેબી નાથની ગતને હું પુરી રીતે ન પુગું તો મને માફ કરજો. રાણી માટે મને માન છે, દાનો અને વીહળ આપો આપની જેમ જ કહેતા હતા, છતાં....

છતાંબતાં કાંઇ નહિ. વીરા જ્યારે મીરાં રણછોડરાયનાં શરીરમાં સમાતી હતી ત્યારે આ શરીર ત્યાં હાજર હતું. ગેબીનાથ બાવા ત્યારે હાજર હોય તો તેની ઉંમર કેવડી ?

ભગત ! અમારા યોગીઓને માટે ઉંમરનો કોઇ એક ચોક્કસ આંકડો આજ સુધી નકી થયો જ નથી. હું ક્યારે જન્મ્યો અને કેવડો છું ! એ વાત જાણવાથી તને લાભ નથી. હું કહું છું તે સાભળ.

આમ કહી ગેબીનાથ વધુ સ્થિર થઈ પથ્થરની અઢેલીએ બેઠા. વીરાભગત ભૂતકાળની વાતોમાં આશ્ચર્ય અનુભવતા સાંભળવા લાગ્યા.



શ્રી રાણીમાના માતુશ્રી
પુંજમા

વીરા, આ શરીર મેવાડી છે રાણાના અનેક જંગ ને રંગ જોયા પછી સદ્‌ગુરૂનુ શરણુ શોધતાં આ માર્ગે વળ્યું અને આજ સુધી ટકી રહ્યુ છે.

મદઘેલી મીરા મેવાડ મૂકી વૃજમાં ગયાં અને ત્યાં ફાવટ ન આવતાં દ્વારકાં પહોંચ્યાં. અહિંયાં મેવાડમાં તેમના ગયા પછી કાલચક્રે અનેક આંટા બદલાવ્યા. મહારાણા સાંગા જે સ્ત્રીને ગર્ભવતી મુકી સ્વર્ગસ્થ થયા હતા તેને પુત્રનો જન્મ આપ્યો તેનુ નામ ઉદય પાડવામા આવ્યું તેણે અહીંતહીં અથડાઇ બાલ્યકાળ પન્ના નામે ધાત્રીની દેખભાળ તળે વિતાવી સંવત ૧૫૬૮ માં પૈત્રિક રાજ્ય ફરી મેળવ્યું. ગાદી પર આવતાં જ કુળદેવી મીરાં માટે ચિન્તા થવાં લાગી. એક પછી એક અનેક માનવીઓને પ્રેમમૂર્તિ મીરાંને મનાવવા મોકલવા લાગ્યા.

આ તરફ મેડતા પણ બીજાઓના કબજામાં ગયુ હતું તે સંવત ૧૬૦૦માં વીરમ દેવજી રાઠોડના હાથમા આવતાં તેનો દેહ પડયો અને તેની પછી તેનો પુત્ર રાવ રાયમલ આવ્યા બંને તરફના રાજપૂરોહિત ઉત્પાદન ફ્રર થતાં મતવાલી મીરાંને મનાવવા સોરઠમા જવા લાગ્યા તે માંહીનું આ એક શરીર પણ હતું.

સત્યાગ્રહથી અકળાઇ મીરાંએ પૂરોહિતો ને કહ્યું. ભૂદેવો ! સ્વામીની આજ્ઞા લઇ જો તે કહેશે તો આવીશ. આ

અંતિમ પ્રસંગ ઓલાવવાનો હતો. સંવત ૧૬૦૫ના કાર્તીક માસ ચાલતો હતો.

પુરોહિતો સમજ્યા, મીરાં આવશે જ આપણો પ્રયત્ન સફળ થયો. પરંતુ અહીં વાત જુદી જ હતી. હું સહુ પુરોહિતોની પેઠે રાજી થયો નહિ મારી દૃષ્ટિ મીરાંના પ્રત્યેક હલનચલન તરફ વધુ ચોકકસ પ્રકારની બની. ક્ષણ ભર માટે પણ મારૂં ચિત્ત તેમનાથી અન્યમાં જતું જ નહિ.

મીરાં દ્વારકાથી બહાર જવા ઇચ્છતા ન હતાં, ત્યારે બ્રાહ્મણો તે ન આવે તો અનસન વૃત છોડવાના ન હતા. પ્રસંગ ભારીમાં ભારી અટપટો બની ગયો હતો. સાપે-છછુંદર જેવી પરિસ્થિતિનો ઉકેલ મીરાં કેવો લાવે છે તે જોવા આ શરીર આતુર થયું.

મીરાંએ મહાપ્રસ્થાનનો સાજ સજ્યો. સુંદર સાડી, પૂર્ણ મારવાડી ઢબની ઓઢી. વેણી ગુંથી, ઉપર રત્નજડિત શીરફુલ મુકી સીંદુર ભર્યો કપાળ પર તિલક લચકતો જરી ભરેલ લહેગો અને હેડપચી પર મૃગમદની નાનીશી ટીલી લગાવી, તેના અંગેઅંગમાંથી મદ ઝરતો હતો, તેની ચાલની માર્દવતા મસ્તી કોઇ અનોખા ભાવ પેદા કરતી હતી પરંતુ ૫૦ વર્ષના મતવાલી મીરાં મુગ્ધ ભાવે શ્રીજીના મંદિર તરફ મલપતાં મલપતાં કોઇ સામ્રાજ્ઞીના જેવા ઠસ્સાથી તે ચોકી આવતાં પ્રિયતમને નીધુવનમાં મળવા જતી નાયકા જેવા ભાવથી આંતરિક ભાવોને છુપાવતાં ગયા બહાર બ્રાહ્મણો દર્ભાશન પર બેઠા હતા મેવાડી મહારાણી મંદ સ્મિત કરી બોલી, બ્રાહ્મણ દેવો ! રાજનાં દરશન કરી આવું છું.

સારૂં માતા, જલદી પધારો, કહી રજા અપાઇ, અંદર ગયાં આ શરીર પણ લપાતું છુપાતું તેની પાછ ગયું ત્યાં શું જોયું ? વીરા ભગત ! મીરાં પ્રિયતમ શરીરમાં એકાત્મ ભાવે સમાવા ચાહતાં હતાં. પ્રિયતમ ચરણોમાં શીર ઝુકાવી ગદગદીત કંઠે અધિર ભાવે દીનત પૂર્ણ સ્વરે ગાવા લાગી.

સાજન શુધ જ્યું જાને ત્યું લીજે
તુમ બીન મેરો ઔર ન કોઇ, કૃપા રાઉરી કીજે
દીનભર ભૂખી રૈન ન નિંદીયાં, યું તન પલપલ છીજે
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, અબબી ધુરો નહિ કીજે.

આજ સાજન પણ પ્રાણપ્રિયાને મળવા ઉત્સુક જણા હતા. પુજારીઓ અને હું જોઇ રહ્યા. મીરાં પ્રતિમા સમાવા લાગ્યાં આ વખતે આ શરીરથી બોલાયું, માતા બાળક પર આખરે ધ્યાન જ ન કરી શકયા ! ગરી ભારતના ભાગ્યમા પ્રેમનો મહાસાગર હવે નહિ જ રેલાય

પ્રીયતમમાં અદ્વૈત ભાવ પામતાં મતવાલી મી બોલી ! પુરોહિતજી ! બહુજ થોડા સમયે રાજને લડાવ અવતાર લઇશ મને પણ આવી જડ મુકિત ગમતી નથ નમો દેહ ટકાવશો તો રાજના દર્શનનો લાભ મળશે.

પણ તે કયાં ? અને કયારે ? મેં અધિરાઇથી પૂ નાખ્યું પ્રેમદેવી બોલ્યાં આ દેશમાજ મચ્છુ કિનારે, ભગવ જ્ઞાતિમાં, રાણીના નામે સંવત ૧૮૦૦ માં લુણસરીયા ગા બસ આટલું કહેતાં શ્રીજીના સ્વરૂપમાં સમભાવ પામી ગય

ત્યારથી હું અહીંયાં રહું છું યોગ માર્ગના અભ્યાસથી નશ્વર છતાં સત્ય માની દેહરક્ષા કરી રહ્યો છું.

જો આપ કહો છો તેમજ હોય તો હું નશીબદાર મનાઉં. મેં પણ સાંભળ્યું છે કે રાણી નાની બાલકીઓને પાંચીકાની સાકર બનાવી ખવડાવે છે. આપના કહેવાથી નક્કી થાય છે કે રાણી જરૂર અવતારી મીરાં છે.

વીરા ! પથ્થર હૈયાના માનવીઓને ભક્તિરસની મધુરતાનો સ્વાદ ચખાડવા આવેલી રાણી આજથી સાકર ખવડાવે છે એ યોગ્ય જ છે. મહાન આત્માની બાલક્રીડા ભક્તિરસથી ભરપૂર જ હોય છે. નામે નવ વર્ષની ઉંમર પહેલાં જ ઠાકરને દુધ પાયાં હતાં, પ્રહલાદ અને ધ્રુવે, દશ અને માત્ર છ જ વર્ષની વયે સાધનામાં સિદ્ધિ મેળવી હતી પૂર્વની કમાણી લઇ અવતરેલ ભક્તજનોને આ અવતારે કશુંય કર્તવ્ય કરવાપણું રહેતું નથી. હિમાલયની કિર્તિ પાર્વતીથી, જનકની કિર્તિ જાનકીથી આજ જગતમાં જીવતી છે તેમ રાણીની ભક્તિ પ્રતાપે વીરો પૂજાશે, મનાશે અને મરણ-ધર્મી દેહ પડયા પછી પણ માનવ સમાજ સજીવ રહેશે.

સત વચન, ગેબનાં ધણીનાં વીરા ભગતે નમી ગેબીનાથજીની ચરણુની રજ લીધી.

વીરા ભગત ! હવે તો અમારે તારા આંગણાની રજ લેવા આવવું પડશે આમ કહી ગેબીનાથજી હસી પડયા.

હવે મારા માટે આપ શી ભલામણ કરો છો ? વીરે ભગતે પૂછ્યું,

વીરા ! જસદણ પાસેના ગરણી ગામે જાજે.

ત્યાં જઈ મારે શું કરવું ભગવાન ! વીરે કહ્યું.

✓ વીરા, ગરણીમાં વીસળદાસજી નામે એક દેહાણી સંત રહે છે તે મારી જોડીના યોગીરાજ અને ત્યાગવીર છે. તેમની પાસે કંઠી બંધાવી ઠાકર પ્રેરણા કરે તે માર્ગે જીવનનાં નાવડાં હાંકજો.

મહારાજ ! આપણે પાંચાળનું પરચાઈત પીર મંડળ છે, વાંકાનેર કુબાજી મહારાજના સંતો છે. આ બધાય મુકી આપે ઠેઠ ગરણીસ્થાન કેમ યાદ કરાવ્યું ? ગેબનો સ્વામી કારણ વગર આટલું દૂર નહિ જ બતાવતા હોય, એમ તો હુંય માનું છું.

તારૂં અનુમાન સાચું છે. વીરા ! વાત એમ છે કે, વાંકાનેર અને હરિયાણી એક જ હારના સંતો છે. વાંકાનેર કંઠી બંધાવ તો.

✓ ગામ ગુરૂ, પાધર તિરથ, ઘર માંયલા દેવ;
તેની પરતિત ના' આવે, સાખી કહે સુખદેવ.

આવી ગતી થવા સંભવ છે, વળી તે ગામ ધણી છે. રૂપાવટી ને ખખાણાના વહીવટ આડે તારી સંભાળ લેવા તેને વખત જ નથી. પાંચાળના સંતોનો પ્રતાપ રાણીના

પ્રમાણુ બહુ નહિ ગણાય. દેહાણીનું ઘર તારા માટે યોગ્ય છે. એકતો દેહો ભગત લગભગ તમારી માલધારીની જ જાતીના છે એટલે એના ઘરના સંસ્કારોમાં તમોને જલદી ફાવટ આવી જશે. બીજું સુનેહીં લગ લગેશાકો માવા જેમ તેનો પ્રમોદ પચી જશે. તમારા જેવા સીધા-સાદાં, ભોળા, અભ્યાગત પ્રેમી, ભગતો માટે શાસ્ત્રનાં ચુંથણાં કામનાં નથી

ગેબના નાથનાં સતવચન, સમય આવતાં ગરણી પહોંચીશ, અને બાપુ વીસળદાસનાં ચરણુમાં વીરો માથું મૂકશે. તેમના ચીંધ્યા માર્ગે જીવનભર ડગલાં ભરશે.

ગેબીનાથ બાવા ઉભા થયા. વીરો ભગત ફરી સંતનાં ચરણુમાં નમી રજ લીધી, અને કહ્યું, એકવાર લુણસરીયે પધારી ઝુંપડીની ખબર લેશો તો હું અને મારો પરિવાર પાવન થાશું.

થોડીવાર મંદ રહી, ગેબી બોલ્યા, વીરા ભગત ! તારો પરિવાર મારા જેવા રંક ગેબી બાવાને ભક્તિ પ્રતાપે પાવન કરશે. જા. બાપ ! માલ હેરાન થાય છે ઘેર જા !!

ગેબીનાથજી આટલું કહી ગુફામાં ગયા, વીરો ભગત થોડી વાર ત્યાં જ ઉભા રહી સજળ નયને ગુફાની દીશા તરફ હાથ જોડી માથું નમાવી ઘર ભણી રવાના થયા.

૪

વીરા ભગત ! તમે સાથે જમો તોજ અમે જમીયે, નહિતર હરિ ઇચ્છા ! જમવા ઉઠતાં એક સંતે કહ્યું.

મહારાજ ! હું રહ્યો ભરવાડ, ગામનું ધણ રેઢું રખાય નહિ કયાંક ભેળ કરી બેસે તો રજમાંથી ગજ થઇ જાય મારા પ્રભુ ! મારાજ દોઢ નાડાવા ચડી ગયા છે. ગામધણીના મિજાજને તો તમો કયાંથી જાણો ? આજ–કાલ ગોવાળી કરવી દોયલી થતી જાય છે. સાધુઓને એકલા જ જમી લેવા વિનવતાં વીરા ભગતે કહ્યું.

આમ તો દરરોજ, અતિત, અભ્યાગત, સંતો ભગતને આંગણે આવ્યાજ કરતા હતા. પણ આજે સાધુઓ હઠે ચડયા હતા કે વીરો ભગત અમારી સાથે એક પંગતે બેસી છાસું પીયે, તો જ જમવું નહિતર • આવે ત્યારે જમવું. આ રકઝક ઘણી વાર થયાં ચાલતી હતી. છેક ઓસરીના ઓટલા પર ચડતાં સંતે એની એજ હઠ આગળ રાખી. આજના દુરાગ્રહથી વીરાભગતનું હૈયું કચવાવા લાગ્યું, તેનું ચિત્ત ગોંદરા તરફ ખેંચાયેલું હોવાથી એક એક પલ વર્ષ જેવી વિતતી હોવા છતાં તે સાધુઓના દુરાગ્રહ પાસે લાચાર બન્યા અને કચવાતે મને સાથે જમવા ઓસરી પર આવ્યાં. આ વખતે બાઇમાં ઘરમાંથી બહાર નિકળ્યાં તેમણે બાપુનો ઉતરેલો ચહેરો જોયો. એટલે બોલ્યા ! બાપુ ? દેવળવાળો ગાયોની સંભાળ રાખશે શા માટે કોચવાઓ છો ! સંતો સાથે જમવા આનંદથી બેસો, એને ધણ ચારવાની ટેવ છે, ગોકળીયામાં ચારતો ને લુણસરીયામાં પણ ચારશે. તમ તમારે જમવા બેસી જાઓ. સંતોને ચાલવામાં નકામી ઢીલ થાય છે.

બાળક રાણીના બોલે વીરા ભગતની છાતી ગજગજ ફુલવા લાગી. દીકરીના આત્મવિશ્વાસ, અને ઠાકર પરની આસ્થા જોતાં ગેબી નાથના બોલ યાદ આવ્યા.

સંતો સાથે ભોજન લેવા બેસી ગયા બાજરાના ગરમાગરમ રોટલા, તાંસળીયું ભરી ભરી દુધ અને દહીં, માખણનાં ઠામોથી બાજઠ ભરાઇ ગયા. વાલેસરીની ઝાઝી તાણમતાણ કરી જમાડાય તેવા ભાવથી વીરા ભગત સંતોને શીરામણી આપવામાં પડયા. ગાયો અને ગામ લોકો બન્નેને ભૂલી ગયા.

ગોવાતિ વિહોણી ગાયો સીમમાં છુટી ચરવા ઉપડી એક, બે, ચાર, આમ એતરો ખુદતી છેક સીમાડા સુધી પહોંચી ગઈ. સંતો જેવા જ ભાવથી ગવતરીયો હાથહાથ જેવા ડાણાથી ખીચોખીચ ભરેલા બાજરીયાં અને માથામાથા જેવડાં કણસલાને ભચરડતી ઉભાં પુંછડાં રાખી દોડાદોડ કરવા લાગી.

એક ખેડુતની નજરે આ કારમો કેર પડી ગયો તેને બાર માસની કમાણી ધુળ મળતી જણાઇ. તે ધાંઉ નાખતો ડેલીએ પહોચ્યો.

લુણસરીયા, વાકાનેર વસાવનાર રાજા સુલતાનજીના ભાઇને ગીરાસમા મળેલ મચ્છુના કિનારા પરનુ નાનુ પણ રમણીય ગામ હતું. તેમાં મૂખ્ય માલધારી લોકો અને સામાન્ય ખેડુતોની વસ્તી હતી. દશ પાચ ભાયાતોનાં ઘર,



શ્રી રાણીમાના કાકા
શ્રી વીરાબાપા

આવ્યો છું. મારૂં તો ખેતર ઠેકાણે થઈ ગયું હશે. જાઓ, દોડો, નહિતર તમારા ય હાથમાં રામપાતર રહેશે.

ખેડુતના આકરા વેણથી ડોસાજીને તેમના બોલવામાં સાચ કળાવા લાગ્યું. તેણે તાજણ છોડી, તે પર સામાન વગર એમના એમ બેસી ચોકડા ભેર ગીમમાં હાંકી મુકી.

સમયસરના વરસાદ અને અનુકુળ પવન પ્રકાશથી મોલાત, નિરોગ, અને ઉંટસ્વાર પણ દેખાય નહિ એવી વધી ગઈ હતી. કોઈ ગાભે પોટે અને કોઈ ચડતે દાણે, જુવારો, સ્ત્રીઓની મુગ્ધાવસ્થાની ઝાંખી કરાવતી હતી. તેનાં લાંબાં પાન, રસભરી કાતલીઓ અને પીળા પડતો લીલુડો રંગ, પ્રથમ વારની સગર્ભા માનવંતીના કલેવરના રૂપની યાદ કરાવતો હતો.

દરબાર મારતી ઘોડીએ સીમાડે ગયા. ત્યાં તમામ ગાયો શાન્તિથી ગોચરમાં નીચાં મોં રાખી ભચડ ભચડ ગોઠણ સુધી લંબાતા લીલી નાગરવેલ જેવાં ઉપર આછા આછા દાણા કાઢી ગયેલા ઘાસને ખાતી હતી.

ગાયોના એક છેડા પાસે વીરો ભગત હાથમાં લાકડી, ખભા પર ભાતોડીયું, અને માથે સફેદ મેલખાયું બાંધી ઉભો હતો.

દરબારને ખેડુતનું બોલવું સાવ જુદું લાગ્યું. તે સમજ્યા કે આ તો પેટનો બળ્યો માનવી ઘર બાળે છે. આ ખેડુતે ખોટી ચાડી ખાઈ અને મને નકામો સવારના પહોરમાં

આટો ખવડાવ્યો વીરો તો હંમેશની જેમ ગાયોમાંજ સાચવી ઉભો છે. ભગવાન કેવાં માનવી ખટપટીયાં બનાવે છે.

આમ આત્મસંતોષ અનુભવતા દરબાર પાછા વળવા જાય છે, ત્યાં વીરા ભગતની નજર તે પર પડી હોય તેમ જોતાં બોલ્યા, અહો, દરબાર ! અત્યારમા આપ આ તરફ ! ! શું આ લીલી નાઘેરનાં ઝાકળના પાણી ઝીલવા નીકળી પડયા ! જુઓ તો ખરા મારે નાથે શી મેર કરી છે ! ખેતરે ખેતર સાવ મોતીના ભંડારજ ભરી દીધા છે ના ! આવો તો ખરા જરાવાર બેસીએ.

દરબાર ડોસાજીને વીરા ભગતની વાણીમાં વશીકરણુ જણાયું. તેનાથી ના કહેવાઈ નહિ. ઘોડી પરથી નીચે ઉતરી વીરા ભગત પાસે આવ્યા.

ભગત ! સાવ સાચી વાત કહી ઓણુસાલ જેવુ વરસ ઉંમરમાંય આવ્યું જાણ્યું નથી.

બાપુ ! વીરાએ ગુળ વાત કાઢી ! આમ ઘોડીને ફીણ વળી જાય, તેવી દોડાવી આવવાનુ કારણ તો કાઇ હશેજ ને ? અમથા અમથા, ડેલી મુકી ડોહાજી બાપુ ડાયરા ટાણે બહાર પધારે નહિ, કહો જોઇએ છે શું ?

ડોસાજીને વીરાની વાણી મધથીયે વધુ મીઠી લાગી, તેનું મન ગળી જવા લાગ્યુ હૈયું કહેવા લાગ્યું કે ડોહા ! વીરાની ચરણરજ લે તેમાં તારૂં અને તારી એકોતેર પેઢીનુ કલ્યાણ છે, ભવનો ફેરો છુટી જવાશે, આ અગમ્ય ભાવની

ભરતીથી મુંઝાતા દરબાર બોલ્યા, ભગત ! તમારી પાસે કોણ જાણે આજે જુઠું બોલવાથી મન અચકાય છે બાકી આમ તો અમે ગરાસીયા છીયે, પેટ ખુટલાઈ તો અમારી સુવાંગ ચીજ છે. સગા બાપ કે ઘરવાળીનેય પેટની વાત કળાવા દઇ નહિ.

ઉપકાર દરબાર ! તમારો વીરો ભાગ્યશાળી કે આજે તેને માટેજ ગામધણી નેવાંના પાણી મોભે ચડાવે છે, આમ કહી ભગત હસી પડયા. દરબારને .વીરાના હાસ્યમાં કોઇ અદભુતતા જણાવા લાગી.

જુવો, વીરાભાઇ, દરબાર જીવનમાં પ્રથમ વાર જ બીજાને માનવાચક શબ્દથી બોલાવતા હતા જો કે આમ બોલાવવું એમાં તેમને પોતાનુ સ્વમાન ઘવાતું હતું જ પણ તેમનાથી પણ સમજાતું ન હતું કે આજે વીરો ભગત, વેરાટ થતો હતો અને પોતે તેનાથી સાવ નાના બની જતા હતા, કોઇ ખેડુતે ચાડી કરી કે, વીરો ભગત ઘણુમાં આજે આવ્યા નથી. ગાયો ચોસટ સીમમા મોકરી ચરી, મોલાતનો ઘાણ કાઢી રહી છે. આથી મને લાગી આવ્યું કે, માળું આમ કેમ થાય છે? વીરા ભગત જેવું જાગતું માનવી આવડી ભૂલ ન જ કરે. ત્યારે આમાં ખરૂં શું હશે ! ઇ જોવા આવ્યો બાપ ! દખ માનશો માં હો ! આ તો થઇ વાતો ગવાય છે.

દરબાર ! પછી શું જોયું ! હાસ્યના ફુવારા ફેલાવતા વીરા ભગતે ટકોર કરી.

ખોટું, સાવ ખોટું, મારા બાપ ! ખેડુતોનોય હવે દી પરવાર્યો છે. સીમનાં સંતાનો જુઠું બોલતાં શીખ્યા, કળજગ છે ને ! હોય બાપ વીરા હોય ! ધોખો ધરીશ મા ! તું તો ભગત માનવી છે લો ભગતજી હવે હું જઇશ આ તો જરાક રમત હતી હો ! મનમાં રાખવા જેવી વાત નથી.

નારેના, એમતે કાંઈ ગણી ગાઠે? બંધાતાં હશે, ડાહ્યાજી, બાપુને કયાં હું જાણુતો નથી. ઇતો દેવતાઇ માનવી છે. હોય ! ધણીના જીવ છે બગડતું સાંભળે એટલે આવવા મન થાય, આવ્યા એમાં શું ખોવાનું છે ? ભલા, મળ્યાં, બે વાતો થઇ, બેસોને જવાય છે, જરાક અફીણ લેશો ?

વીરા ભગત ! તમેય ઇ ચાળે ચડયા છો ? આ વાતની તો આજ ખબર પડે છે. નહીતર ડાયરમાં બોલાવ્યા વગર રહી ? લ્યો ત્યારે હુંજ તલમગ લેવરાવું.

હું તો નથી લેતો બાપુ ? પણ કોઇ કોઇ સાધુસંતો આવે છે, એટલે ઇના સારૂ પાસે રાખવું પડે છે. આજ વળી કડીયામાં રહી ગીયું છે, લો બેસો લેવરાવું.

આમ કહી ભાતોડીયું નીચે મુકી વીરો ભગત નીચે બેસી ગયા, ને પોતાનો ધાબળો પાથરી તેના ઉપર દરબાર ડાસાજીને બેસાડી અફીણ લેવરાવ્યું. ઉપર ભાતોડીયામાંથી થોડું દુધ પાયું. દુધના સ્વાદમાં દરબારને અગમ્ય સ્વાદ આવવા લાગ્યો.

માળું દુધ મીઠું ! ને પણ ભગત ! આ કંઈ ગાનું દુધ છે, જીંદગી આવડી દુધ પીને થઈ પણ આ તો નવી નવાઈનો સ્વાદ આવ્યો !

બાપુ ! મારા ઘરની ગાંયુંનુંજ દુધ પીઉં છું. બપોરા માટે લાવ્યો હતો. તેમાંથી થોડું તમને આપ્યું. લ્યો હવે પધારો। આપને મોડું થાય છે.

ભાઈ વીરા ! અહીંયાથી જાવા મન થાતું નથી, જાણે તેં કામણુ કર્યાં હોય ના ! આમ બોલતાં દરબાર જોરથી હસી પડયા.

પવનથી ડોલતાં ઝાડીં, જુવારના સાંઠા અને બાજરીના ડુંડાઓ જોનારને ગર્વ ભરી રીતે પડકારતાં ન હોય તેમ ડોલતાં હતાં ગાયોના જડબામાંથી ઘાસ કાપતાં ભચડાટના અવાજો તેમના તેમજ ચાલી રહ્યા હતા.

દરબાર ઘોડી પર સ્વાર થઇ ઘર તરફ જતાં પાછું વાળી વાળી વીરા ભગતની ઝાંખી કરતા કરતા ધીમે ધીમે વધતા હતા. તેમને આજે વીરા ભગતથી છુટું પડવું જરાય ગમતું ન હતું. વીરા ભગત તેમનો અંતરનો આરાધ્ય દેવ બની ગયો હતો.

કેવો નેક ટેક વાળો ગોવાળ ! ગામ અને ગાયો ભાગ્યશાળી છે કે આવો ભગત ઘણુમાં મળ્યો છે, લેવાની તો લાલચ જ નહિ. ઘર આંગણે અનેક સાધુ સંતો પડયાજ હોય, વાહરે વીરા વાહ !

આમ મનગત વાતો કરતા ડોસાજી ગામ ભણી આવતા હતા ત્યાં સામેથી ઉતાવળો ઉતાવળો વીરો ભગત આવતો જણાયો દરબાર વીમાસણમાં પડી ગયા અને મનમાંજ બોલ્યા, માળું, આ શું કૌતક ! હજુ હમણાજ વીરા પાસે અફીણ લઇ, દૂધ પી; બેચાર મીઠી વાતો સાંભળી આવું છું અને આ સામેથી વીરો આવતો દેખાય છે. આતો મને સપનુ આવ્યું કે કોઇ ભેદ ભરમવાળુ બની રહ્યુ છે!

વીરો ભગત સાવ નજીક આવી પહોંચ્યો ! અને બોલ્યા બાપુ ! રામ, રામ, કઇ તરફ અટાણે ? આજ તો સાધુઓએ સાથે જમવાની ભારે હઠ લીધી એટલે સવારની છાસું પીવા ઘેર રોકાઇ રહેવું પડયુ. મોડું તો થયું છે પણ ગવતરીયુ આપણ સાચવી લેશે. સાંભળું છે કે ઘણુ, આ સીમમા આકુડુ આકુડુ આઠી ગયું છે. કોઇનું ખેતર ભેળે નઇ તો હાઉં.

દરબાર ડોસાજી બાપુ ઘેડા પરથી નીચે ઉત વીરા ભગતના પગમાં પડી ગયા અને બોલ્યા. વીરા ભગ તમે તો ભરવાડ જાતને ઉજળી કરી છે. મારા બાપ! અ ડોસાજીનો ભવ સુધાર્યો.

વીરો ભગત દરબારના આમ એકાએક [illegible] થી હેરત પામી ગયા. અને કહ્યું. બાપુ આ [illegible] હું તો તમારો ગોકળી-ગોવાળને પગે [illegible]

✓ વીરા ! એકવાર નહિ પણ સો વાર પગે લગાય. તું ગોકુળીયાના ગોકળીનો ગોઠીયો છે. મારા બાપ ! ધણીનાં પાસે ગાવઠીયું ચરાવનારના પગમાં આખી દુનિયા પડે તોય ઓછું છે. તેં તો ગામને મહા તિરથ બનાવ્યું.

બાપુ, આમ આજે આપને શું થયુ છે ! એક તો મારી ભૂલ છે, મને લાગે છે કે તમો આ રીતે દાઢમાં બોલી ઠબકો આપી રહ્યા છો.

મને શું થયું છે તે હુજ જાણું છું. વીરા ભગત ! વાણીથી વર્ણવાય તેમ નથી. દ્વારકાંના નાથના હાથમાં લાકડી અને ખભે શીરામણીયું તેં લેવરાવ્યુ. અલખના ધણીની આરદાઉ કરી કરી રાતોની રાતો સુધી રામસાગર પર ઝુલતા રહેનારને તેં સતનાં મારગ સમજાવ્યાં છે. સામે નજરે ભાળ્યું ન હોત તો હુંય બીજા જેવો ડાહ્યો ડમરો હોત, મારા ધણીની મરજી મને ડાહ્યો રહેવા દેવાની નહિ હોય ! એટલે દેદાર આપી જે ગાંડાઇ નરસી મેતો અને મીરાંબાઈ માણી ગયાં તે મારગ મનેય ચીંધાડયો. ત્યાં ટકાય કે પડી જવાય, ઈ તો તારા જેવાની સેવા કરતાં સમજાય.

વીરા ભગતે આ ફેરફારના કારણની ખરી ગંધ પારખી ટોહાજી બાપુએ આજ વણ અનુભવ્યું અનુભવ્યું જણાય છે વણ જોયું જોનારને પ્રથમ જે ભાવ થયો જોઇએ તે દરબારના કલેવર, વાણી અને આંખમાં ઓળઆયો, છતાં



માતુશ્રી રૂડીમા

વધુ ચકાસવા બોલ્યા, ગાયુંએ-સીમમાં કાંઈ રંજાડ તો નથી કરી નાં બાપુ !

વીરા ભગત ! કુળાવનાં ખેતર ભેળ્યાં, માન મોટાઇનાં ખડ ધરાઈ ધરાઈ -ખાતાં મોટપનું એકેય ડુંડું હવે નથી રહ્યું બાપ ! શરણુમાં લઈ તારજે. કહેતાં કહેતા આંખોમાંથી ચોધાર આંસુઓ હાલી નીકળ્યાં ભકત આ જોઇ રહ્યા.

બાપુ ! હું તો પામર છું. દેવળુંવાળો તમને, મને અને આખી ખલકને શરણે રાખી નિભાવણ હારો છે, પણ વાત તો કરો કે આપે જોયું શું ?

ગદગદીત ગળે દરબાર ટોસાજી કહેવા લાગ્યા, તમારી ગેરહાજરીમાં ગાયો એકલી સીમમાં પોચી ગીયું. એક ખેડુતે સમાચાર આપતાં હું સીમમા મારતી ઘોડીએ ગયો, ત્યાં તમારે રૂપે વૃજવાસી, નંદના લાડકવાયા લાલને, ધાબળો, લાકડી અને શીરામણીયા સાથે જોયો, મેં તો વીરોજ માન્યો પણ તેણે મને પોતાનો કર્યો. સગા હાથે અમલ લેવરાવ્યાં દુધ પાયાં અને પોરહાવ્યો. ખલકના ખેલની ખોટાઇ સમજાવી પોરહાતો પોરહાતો હું ગામ તરફ વળ્યો, ત્યાં તમો મળ્યે મેરામણનાં મોભનો ભેદ ભાંગ્યો. વીરાભાઈ ! આવી સમજ ત્યારે હોત તો પગ મુકતજ નહિ પણ હવે શું ?

"અવસર ચૂકયા મેહુલા" વરસીને કાઉં ! વીરા ભગતે, ધણીએ ફરી ગોવાળી હાથમાં પોતાને માટે લીધી એ જાણી પ્રેમનાં આંસુડાએ છાતી ભીંજાવી ભાવાવેશમાં

શુન્ય બની ગયા. ઘણીવાર એમને એમ વીતી ગઈ, દરબાર અને ગોવાળ બંને દેહભાન ભૂલ્યાં.

ઘણીવારે ડોહાજી બાપુ બોલ્યા, વીરા ભગત! પધારો ઘેર, હવેથી આપને ધણમાં જવાનું ન હોય, ચારનારો ચારી રહ્યો છે. મારા ભાગની જમીન ઘર અને નાણું તમારૂં છે આજથી આ કલેવર પર તમારો હક થઇ ચૂકયો છે આ ડોહાજીનો તારણુ વીરો ભગત લખાઈ ચુકવો છે.

દરબાર! ધણી ધણ ચારે, પછી જમીન, નાણાં, કે બીજાના ઓથની આશા કરે એવો વીરો સાવ મૂરખ માલ-ધારી નથી મનેય થોડી ગુરૂ ગમ છે. 'આપનું આપને અબીયાત' હું રાજી થાઉં છું કે, ગામધણીના હૈયામાં રામ ધણીનાં ધામ જોડાયા છે. અભ્યાગતેઃ, સંત, સાધુઓને ટુકડો આપતા રહેશો તો વીરો પોતાનેજ જમીન, જાગીર, મળી એમ માનશે. બાકી ધણ નથી ચારવું એ વાત આપે ખરી કહી. જે માલ ગોકુળવાશે માલધારી ફેરવી ગયો, ધરવી ગયો બુચકારી પોતાનો કરી ગયો તેને ચારવાનું મારૂં ગજું નથી બાપુ! મારા માટે ઠાકરને પાંચ-હજાર વરસ પછી પણ ગોવાળ બનવું પડે, તેવાં ટાણાં હવે આવવા દેવાં નથી.

આમ કહી હાથની લાકડી ડોસાજી બાપુના હાથમાં આપી દીધી.

વીરા ભગત! ભલે ધણ ન ચારો, પણ અમારા થઇને રહો એટલુંય તમારૂં ઘણું છે, મારી ગાયો, ભેંસો આપની

જ છે ઠાકરે બે જતળા આપ્યાં છે તે સાથેજ ખેડી'ખાશુ'. ગુરૂ, ચેલાના ઢગમા નહિ તોભાઇસુ'ના ભાવે પછી છે કાઇ ?

આમે નહિ અને તેમે નહિ. અમે ભરવાડ ભાઇ રહ્યા ઉ'હુ'એ ગયા એટલે પાછા વળતા આવડે નહિ બાપુ ! દુઃખ માનશો નહિ !આજથી લુણુસરીયા મુકી વીરો કેરાળામા રહેવા જશે

હુ'.. હુ' હુ'..ભગત ! આમ તરછોડાય નહિ. અમારો વાક તો કહો ? તમારા જેવા મહાપુરૂષ દુભાઈ જાય આમા અમારી સારાવાટ નથી

હુ' દુભાયને જતો નથી. સમજીને જાઉ છુ'. ગે ઠાકર પાસે કામ કરાવ્યુ, સેવક છતા ધણી પાસે ચાકરી કરાવી, કયે ભવ છૂટીશ ! દરબાર તમે જ કહો !

આમ બોલતા બોલતા ભગત બેશુદ્ધ બની ભાવા વેશમા જમીન પર ઢળી પડયા. તેવામા સામેથી એક ગાડુ' આવતુ' જણાયુ' અને પાછળથી ભુરાટી ગાયોના ટોળા આવી પહોચ્યા. ડાસાજી બાપુ અને ખેડુતે મળી ભગતને ગાડા પર લીધા ત્યા ગાયો ગાડાને ઘેરી વળી અને ગાડાને માથા મારી ભાભરવા લાગી.

આ મીઠા અવાજથી ભગતને શુદ્ધિ આવી ધીમે ધીમે આખો ઉઘાડી જોતા કુદાકુદ કરતી ભુરાટી ગાયોને જોઇ.

બાપો, મારો બાપો, માતાઓ વાસળીવારાના દરશન કરી આવીયુ' ને ! મારી માઓ, આમ કહી ગાડા પરથી

કુદી પડયા. અને ગાયોની રજ લઇ આખા શરીર અને માથે ચડાવવા લાગ્યા. ગાયો જીભથી વીરા ભગતના શરીરને ચાટવા લાગી. ઘડીમાં વાત્સલ્યરસનું સામ્રાજ્ય છવાઈ ગયું.

વીરા ભગત ! આ ગોરી દેહાણુ ગાયની પીઠ પર હાથ રાખી મારો નાથ ગોવાળ વેશે મારી સાથે વાત કરતા હતા. ગોરી નીચે મોંએ તેના પગ ચાટતી હતી.
દરબારે રંગમાં ઓર રંગ પૂર્યો.

પ્રેમ ઘેલા વીરા ભગત, ગોરીના ગળે બાઝી પડયા આંસુ સેરવતા બોલ્યા, ગીરધારીના હાથના મીઠા રસને માતાએ માણ્યો. બોલ, બોલ, બાપુ ! કેવોક સુંવાળો મારા સામળિયાનો હાથ હતો, અરેરે ? હું અભાગીયો રહી ગયો. પડછાયોય જોવા મળ્યો હત તો રાજી થાત આમ કહેતાં કહેતાં ફરી ભાવાવેશમાં આવી જતાં જમીન પર પડી ગયાં. ડોસાજી બાપુ અને ખેડુતે ફરી ઉપાડી ગાડા ઉપર લીધા. ગાયો ધીમે ધીમે ઉદાસ ભાવે વીખરાવા લાગી થોડી ગાયો ગાડા પાછળ પાછળ ચાલવા લાગી.

આમને આમ ગાડું અને ગાયો બધુંય ઘણુ ઝોકમાં આવતાં ગાયો કોઇ અગમ્ય પ્રેરણાથી ત્યાં જ અટકી રહી અને ગાડું ગામમાં ભગતને ઘેર ગયું.

બે ચાર આદમીના ટેકાથી દરબારે ભગતને નીચે ઉતાર્યા, ત્યાં બંને બેનો અને તેમનાં માતા પુંજીબાઈ ફળીમાં આવ્યાં.

દરબારને જોઇ સહજ સરમાઈ બોલ્યાં, ભગતને શું થયું છે ? તેમને ઠાકરવાળા ઓરડાની ઓસરીએ સુવડાવો.

જમીન પર એક ધડકલી નાખી. વીરા ભગતને ઠાકોરજીના ઓરડાની ઓસરીયે સુવડાવ્યા. અને દરબાર બોલ્યા. તેને શું થયું છે ! એ હું જાણું છુ તમોને કહેવાય તેમ નથી. અને કહેવાથી સમજાય તેમ પણ નથી.

આ વખતે રાણીમાંની ઉમર દશ વર્ષની હતી તે પાસે આવી બોલ્યાં. નહિ સમજાય તો સમજાવવા મથીશું બાપુ ! ઘણીયે વાતો માનવીને બીજા પાસે શીખવી પડે છે. કહો તો ખરા બાપુ ! આમ કયારના પડયા છે ?

રાણી, બહેન, બહું વાર તો નથી થઈ હજુ હમણાં જ પ્રસંગ બન્યો પણ...

પણ ને બણ, બાપુ કહી દોને કે તેને સાજા કરવાની દવા તમે જાણુતા નથી. ખરૂં ના ! ખડખડાટ દાંત કહાડતાં બાળક રાણીબાઇ બોલી ! હા ! વાત ખરી બેન ! તું જાણે છે ! જાણુ તો કહે જોઈએ !

કહેવું શું હતું, જુવો હમણાં જ બેઠા થાય છે. આમ કહી ઠાકોરજીના સિંહાસનનાં કમાડ ઉઘાડી જ્યોતિ પ્રગટી શંખનો અવાજ કર્યો. સહુ કોઇ બાળક રાણીની સ્ફુરતી, કામ કરવાની આવડત અને શંખ વગાડવાની સમજ પર મુગ્ધ બની ગયાં.

શંખના અવાજથી વીરો ભગત, ઠાકર ઠાકર કહેતાં જાગી, ઊઠી બેઠા થયા. દરબાર, રાણીમાંના પગે પડી બોલ્યા સિંહના ઘરમાં સિંહ જ સમાય, બીજાનું ગજું નથી. એક ઠાકરને ગોવાળ બનાવે ત્યારે નાની દીકરી, પ્રેમ મુર્છામાં પડયા બાપુને ચેતાવવા જ્યોતિ પ્રગટાવે, વાહ ! મારા નાથ ! વાહ ! શી તારી ગતિ છે ? ભાગ્યશાળી લુણસરીગું અને એથી વધુ ભાગ્યશાળી અમો દરબારો કે અમારા સમયમાં આવાં ભગવાનને નચાવનારાં હરિજનોએ અવતારલીધો.

પધારો બાપુ ! આપને ઘેર જવા મોડું થાય છે. ઘરવાળાં વાટ જોશે. એક દિવસમાં ભગત થવાતું નથી. સમજ્યા ને ? સ્મશાન વૈરાગ તો ઘણાને ચડે છે. પાછા ઉતાર આવતાં વેળા જતી નથી રાણીબાઇ આમ બોલતાં બોલતાં બાલોચીત ગતીએ ઓરડામાં ગયાં.

શરમીંદા પડેલ દરબાર વીરા ભગતના કુટુંબની પ્રશંસા કરતા ડેલી તરફ ગયા, વીરા ભગતે અવાજ કર્યો. રાણી ! અહીં આવ તો ! બાપુ ! રૂડી, તું, અને તારી માં, સહુએ બહાર આવો.

× × × ×

એક પછી એક સહુ બહાર આવ્યાં. એટલે વીરા-ભગતે આજના પ્રસંગને ટુંકી રીતે સહુને સમજાવ્યો અને પોતે લુણસરીયું મુકી કેરાળા જવા ધારે છે એ પણ સાથે સાથે જણાવ્યું.

ભલે, તમારી મરજી. અમારે અહીં કે ત્યાં રહેવું જ છે. ઠાકરની મરજી ઈ અમારી મરજી. કયારે હાલવું છે? પુંજીબાઇએ પુછ્યું.

આજે જ, જેમ બને તેમ અહીંયાંથી વેલા છુટવા મથવું જોઇએ.

ભલે, અમે તૈયાર છીયે, કેરાળું કયાં દુર છે? આમ કહી પુંજીબાઈ ઘરમા ગયાં અને મોટી દીકરી રૂડીને સાથમાં રાખી સરસામાન બાંધવા લાગ્યાં, રાણી! તું ઠાકોરજીને પોઢાડી બાંધી લે, દીકરી! જો અમે ઘરને બીજો સામાન બાંધવામાં રોકાયાં છીયે. ભગત ગામમાં જાણ કરવા જાય છે.

સારૂં માં, આમ કહી રાણીબાઈ મંદિર તરફ વળ્યાં.

મારા રાજ, હજુ પણ એક થાણું નથી ગમતું! આમ ઘર ઘર કયાં સુધી અથડાવું છે? વ્રજ મુકયું! મથુરા ત્યાગ્યું! દ્વારિકા વસાવી, તમારી તો વાત જ જુદી છે. લો, હવે, પધારો કેરાળામા. પછી કયાં પધારવું છે? ગમશે ગામડું?✓અરે મારા નાથ, મુળે માલધારી ખરા ને! એટલે વારંવાર નેહડા બદલાવ્યા વગર કાંઈ ચાલે!

પુંજીબાઇના કાનપર મંદિરમાં થતો ઘોંઘાટ અથડાતાં તે બોલ્યાં, રાણી, કોની સાથે લવરી કરવા મંડી છે! મારા બાપ! આ તે કોઇ છોકરી છે! ગમે તેની સાથે હાઉં વાત વાતને વાત જ બીજો ધંધો નથી. ન કરવાં ઘરકામ, ન દોવાં ઢોર, ન વાળવું વાસીદું. ભરવાડની દીકરી છે પણ

આવડે છે ! કાંઇ ? ઇતો ભલી ઠાકર ને ભલી'બાઈ, મારો નાથ કરે અને....કવળી સાસરી મળે એમજ કહેવું છે ને બા ? રાણીબાઇએ માતાને વેણુ મંદિરમાં જ રહી પુરૂં કર્યું મળનારૂં મળી ગયું છે, તું સારૂં કે નરશું શી રીતે કરવાની હતી ? તારો શ્રાપ કે આશીરવાદ નકામો છે. મા ! એમ તો મીરાંની માએય રૂડો ચિતોડગઢ જોયો હતો. રાજવી પણ રૂપરૂપનો અંબાર, ભોજ જેવો ભોજરાજ, તો ય ઝેર પીવાં પડયાં. દેશ મુકવો પડયો, અને આખરે સોરઠ ધરતી યે સમાવી, આમાં માં બિચારી શું કરે ?

તું જાણુ, બાઇ, તારી સાથે જીભાજોડી કરી કોણુ ખાટયું છે ? એકની અનેક કહેવી તારૂં કામ. લે હવે લવરી કરતી ઠાકરને સંકેલી લે ! મોડું થાય છે. કોની સાથે વાત કરતી હતી ? માતાએ કંટાળી ઘરમાંથી કહ્યું.

આ તારા ઠાકર સાથે, બીજા કોની સાથે, માએ બહુ જ ખવરાવી ફૂટવ્યો છે તેની સાથે આવવા ના કહે છે. હું કહેતી હતી કે આવવું જ પડશે. માલધારીનો મેમાન શું કરવા થીઓ ? ઇતો અમે જાઈ ત્યાં તારે મુંગા મંતર બની આવવું પડશે.

લે રાખ ગાંડી, પાછી લવરીએ ચડી ગઈ, કામ પુરૂં કરી લે, રૂડી દીકરી, ઈ તો ગાંડી છે. તેનાં ઠેકાણાં કયાં બળ્યાં છે? આપણે હજી ઘણું બાંધવાનું રહી જાય છે. આમ કહેતાં બન્ને મા દીકરી કામે વળગી ગયાં....

( નકળંગના ઘોડા મળ્યાની વાત )

તે જ રાત્રીએ વીરા ભગતને સ્વપ્નું આવ્યું, અને તેમાં જણાવ્યું કે વીરા ! મારી સુરતિઓ આ લુણસરીયાથી ઉત્તર દીશામાં બારકોશી વાડી છે તેના થાળામાં હું છું, ત્યાંથી લઇ આવ અને પુજ, હું વચને બંધાઇ આવું છું.

સવારે ઉઠી ભગત પોતાની મુંઝવણ કોને કહેવી, એ ચિન્તા કરતા હતા, ત્યાં રાણીબાઇએ કહ્યું બાપુ ? બારકોશીયે જાવું છે ના ? બોલો હું સાથે આવું ? પોતાના સ્વપ્નની વાત દીકરી જાણી ગઇ, આમ જાણતા ભગત રાજી થયા અને બાઇમાને સાથે લઇ વાડીયે ગયા, ત્યાંથી ભગવાનના કલકી અવતારના પાચ ઘોડા મળી આવ્યા, તે લઇ ઘેર આવ્યા.

× × ×

## કેરાળામાં

વીરા ભગતના કુટુંબને અને ઠાકરને કેરાળામાં આવી વસ્યાં ચાર માસ વીતી ગયા, લુણસરીયાના દરબાર ડોસાજીએ બે બે સાંતીની જમીન ઠાકરને ઉબરે અર્પણ કરી, જેની ઉપજમાંથી આવ્યા અભ્યાગતો પોષાવા લાગ્યા.

ચાર માસના ટુંકા ગાળામાં ઠાકરે ઘણુ સાચવ્યું એ પ્રસંગ સૌરાષ્ટ્રમાં ફેલાઇ ગયો. આસ્થીક સમાજ આશા ભર્યે હૈયે કેરાળા આવવા લાગ્યો. યથારૂચી શકિત અનુસાર માનતા મુકી દુ ખ મુકિત મેળવી લેતો, સાધુ સંતોનો

અખારો દીન–પ્રતિદીન વધવા લાગ્યો. ઠાગા અને મહાવાના કાઠી દરબારો એક પછી એક ગાયો મોકલતા ગયા, જોત જોતામાં ઠાકરના દરબારમાં દુધની રેલમ છેલ થઇ રહી

પાચ દશ અભ્યાગતોને જમાડતાં મુશ્કેલી પડતી હતી ત્યા આજે એકી સાથે સો સો સંત અભ્યાગતોની પંગતી બેસવા લાગી. પુંજીબાઇ અને રૂડીબાઈ રાત દિવસનો વિચાર કર્યા વગર રોટલા આપવા લાગ્યા. આ અન્નપરીની આહુતીએ જય જયકાર બોલાવા લાગ્યા. રાણીબાઇ તો ફક્ત ઠાકોર સેવાજ કરતાં. તેમને તેમાંથી ક્ષણભર સમય મળતોજ નહિ.

વીરો ભગત પોતાના જીવનનાં નાવડાં આમ સહેલાઈથી તરતાં અને ધારેલી દીશામાં વહેતાં જોઈ પરમાનંદ અનુભવતાં બાઇમાંએ પાચે સ્વરૂપોને પોતાના સ્વહસ્તે પુજામાં પધરાવ્યાં અને મંદ હસી કહ્યુ, બેસતાં તો આવડે છે. પણ રાજ ! બેસી જાણજો, જો, જો, કયાંક બાનાની પત ખોવાય નહિ. મહેલાત નથી જોતી, રાણીના ઘરમા રાજછત્ર લાવશો મા, પણ અભ્યાગત સંત ભુખ્યા ન જાય એટલી ખબર લેતા રહેજો. અને કામ પડે ત્યારે આવજો. મોટાં કરો છો મોટાઇ નિભાવજો.

પુંજીમા અત્યાર સુધી ઘર કામમાં હતાં તે બહાર આવ્યાં. બધી વાત સાંભળી. મંદિરમાં દરશન કરવા ગયાં ત્યાં રાણીના શબ્દો કાનમા પડયા, ગાંડી, નરાતાલ ગાંડી

રાણી તારૂં શું થાશે ? જ્યારે જોઇએ ત્યારે તારી તો આની આજ ધુન, ઠાકર ઠીક તને જોગવે છે. આમ કહેતાં મા હસી પડયાં.

કયાં જાય ! મા, એનાં થયાં પછી પડયું પાનું નિભાવવું જોઇએ, આમ તો મારો રાજ સમજણો છે, નેહડામાં રહ્યો ખરોને! એટલે માલધારીનાં હૈયા તેને સરખી રીતે ઉકેલતા આવડે.

માતા પુત્રીને બોલતી મુકી ફરી ઘરકામમાં લાગી ગયાં.

એકવાર ગાયો પાછળ ફરતાં ફરતાં માં લુણસરીયાથી ઉત્તર તરફ થોડે દુર ચાલ્યાં ગયાં એકાદ માઇલ પર જતાં વેરાન ભાગ જોયો, ચોતરફ નજર કરતાં ઘાસ તો ઠીક પ્રમાણમાં જોવામાં આવ્યું. પણ પાણીની તંગી સાલવા લાગી.

માંએ ગોવાળોને પૂછયું, ભાઈઓ ? અહીંયાં પાણી નથી તો તમે માલને પાણી કયાં દેખાડો છો ?

ગોવાળોએ જવાબ આપ્યો; બાઈમાં મચ્છુમાં પાવા આવીએ છીયે; શું કરીએ ? બીજો ઉપાય નથી. અહિંયાં ધરતી ધારાળ હોવાથી પાણી નીકળે તેમ નથી

અરે મારા કાયરો ? પાંચાળની દેવ ભૂમીમાં પાણીના તોટા હોય ? ધરતીના પેટાળામાં માં ગંગા વહ્યાં જાય છે. કાલે ખોદવા લાગજો. હું ચે દાડીયા લઇ આવું છું. બાઇ-માંએ કહ્યું.

બીજે દિવસે ખોદવાનું કામ ચાલુ કરતાં પાણી નીકળ્યું. માંએ ત્યાં વાવ બંધાવી, તે વાવ હજુ રાણીમાંની વાવ તરીખે માણસોના મુખે ઓળખાય છે.

પરમાર્થમૂર્તિઓમાં માંએ હજારો મુંગા પ્રાણીને પાણી આપી આશીર્વાદ મેળવ્યો છે.

## યાત્રા પ્રસંગ

વીરા ભગત બોલ્યા, રાણી, મનજીભાઈ કાશી જવા કહી રહ્યા છે. તમો બધાંય રાજી થઈ રજા આપો તો હું ભગવાન વિશ્વનાથનાં દરશન કરી આવું. જીવ્યાથી જોયું ભલું, ભલા દેશ દેશાવળ જોવાશે. ગંગા, યમુના, અને સરયુ સ્નાન સાથે અનેક સંતો મહંતોનાં દરશન થાશે. કેમ! હું બરાબર કહું છું ના? એક સવારે વીરા ભગતે બાઇમાંને કહ્યું.

✓બાપુ! આ તિરથ તે તિરથ આમ કહેતા સામાન્ય માનવી અથડાય છે. ધણીના દરબારમાં ગોવાળી કરનાર ટેલવાને વળી કાશી શી? અને દેશ જોવો શો? મારૂં માનો તો જવાની વાત જતી કરો. પછી તો આપ મારાથી મોટેરા છો! તમને બોધ દેવાનો મને હક નથી. આપણે ગામને–ગામધણીને અને રામને કહીયે કે–

“સકલ તિરથ સંતોને ચરણે, ગંગા જમનાં રેવા”

અને આપણેજ તેને કુડું માની બીજે તિરથ ગોતવા નિકળીએ એ તો ઠીક ગણાશે નહિ.

રાણી ! તારૂં કહેવું ખરૂં છે, સંતરજ ગંગાથી પણ અદકી પવિત્ર માનું છું. જ્યાં તિરથનાંય પોતાનાં પાપો ધોવે છે. ત્યારે જવાનુ કારણ શું છે બાપુ ?

બેન, મનજીભાઇ કોણુ જાણે કેમેય માનતા નથી. અહીયાથી ગરણી જઇશ, ત્યાં દેહા બાપાની જગ્યાનાં દરશન કરીશ, અને થોડા વખત રહીશ.

બાપુ ! દેહા ભગત કયારે થયા અને તે કોણુ હતા ?

## દેહા ભગતનો પ્રસંગ

જાતે આહીર ભગત, તે સંવત ૧૭૦૨ ની સાલમાં ગરણીમાં પધાર્યા, અને જગ્યા બાંધી. હાલ તેમની ગાદી ઉપર વીસળદાસજી બાપુ બીરાજે છે. મનજીભાઇ કહે છે કે તેની પાસે કંઠી બંધાવી ગુરૂ ધારણુ કરૂં. મહાત્મા શીલ વૃત્તિના સાચા સાધુ છે.

અને બીજા ખોટા સાધુ છે ? આટલી ઉંમરે બાપુ આજે વળી આ શું ઉગી નીકળ્યું. બાઈમાંએ હસીને કહ્યું.

આ વખતે પુંજીમાં ઘરમાંથી બહાર આવ્યા, તેમણે ભગત અને રાણીમાં વચ્ચેની વાત બરાબર સાંભળી હતી, એટલે વાત ત્યાંજ અટકાવવા બોલ્યાં. ભલે, ભગત, પધારો, મંદિરવાળો ભેળે છે. તમ તમારે જ્યાં આતમો ઠરે ત્યાં ત્યાંસુધી રોકાજો. રાણીના બોલવા તરફ પા મોંઢ ચઢાવેલ છે.

ઈની વાત સાવ નાખી દેવા જેવી નથી. રાણી જે બોલે છે, એ વેદ વચન છે, પણ મારૂંજ મન માનતું નથી. વીરે ભગતે કહ્યુ.

ભગત, મન કે એમ કરો, પધારો કાલેજ, અવસગીયો સુધારો, કોણ જાણે ઢાંકયા કપાળનો ભરૂશો શો ? કાલ ઉઠી કાંઇ થાય તો મનની મનમા રહી જાય, માટે "કર્યું ઈ કામ, અને ભજ્યાં ઈ રામ."

ભલે બાપુ મનમા ધાર્યા કરે, આજ સુધીની કમાણી ના સરવીયા આજ આવ્યા. આમ કહેતાં બાઈમાં મંદિરમા ગયાં.

હું યાત્રામા જાઉં એ રાણીને ગમતું નથી માટે નહિ જાઉં.

ભગત ! પુંજીમા બોલ્યા, છોકરાના બોલવા તરફ જેવાય નઈ. તમારે કાલે ઠાકરનુ નામ લઈ થાઓ સાબદા

કાશી આઈ નથી પડી એકાદ બે વરસ તો સેજે નીકળી જાય, વખત છે ને પાછું ન પણ અવાય, દેહના ભરૂસા થોડાજ છે ?

એમ કપરૂં ટે હજુર છે.
તેના ટેલવાને ઉની
ભરૂસે ખોને ! હ

ધણી હેમખેમ ઘેર લાવશે, કરવું તે કામ કરવું પછી ગળચવાં શું-જી ગણવાં ! સાચી વાત છે ને ?

હા, વાત સાચી છે, ભગત ઘરનુ ઠાકર તેની મરજી પ્રમાણે ચલાવશે. ધજાની લાજ તેને નિભાવવી છે. આપણે તો રહીયે તોય શું ? અને જાઇએ તોય શું ? લેખાની ઘડી તિરથને મારગે થઈ ધણીના દરબારમાં જવાય તો એથી વધુ મીઠાં મોત વળી બીજાં કયાં મળવાનાં હતાં, ભાલાની અણીયે વીધાઇ અપસરા થોડીજ આપણે વરવા મરવાનું સરજાયું છે.

બીજી તો ઉપાધી નથી; પણ રાણી જુવાન થતી જાય છે, તેને સાસરે હાલેલી ભાલેલી કરી મોકલવી ઇ મારો ધર્મ છે.

પુંજીબાઇ બોલ્યાં, વેવાણને કેવરાવી મેલ્યું હતું કે રાણીનો વર અરજણ આંહી રહે તો બેલાશક આવે; આ જગ્યા તેનીજ છે. ઠાકરની ટેલ કરે અને રે, બાકી રાણી ટોળ આવવા ના કહે છે.

આ તમે શું કર્યું ? નાત આપણને શું કહેશે ? ભગત તમે તો ભોળા છો. આપણે વળી નાત કેવી ને જાન કેવી ? ઇ સાંધા તો જે દી ગોપીચંદન ને માળા ડાકમાં પેરી તેદીથીજ તોડી નાખ્યા છે.

૧ રાણીના મનનો ધણી મંદિરવાળો છે. દેહના ધણીને આવવું હોય તો ભલે આવે અને રહે, મંદિરવાળો સહુના

કોડ પૂરે છે. તેનાય પૂરશે. બાકી ઠાકરને અણુગમતું કરવા જતાં સારાવાટ નહિ જુવે.

પછી ટોળથી બાઈનાં સસરાવાળાએ શું જવાબ આપ્યો. ઈ ફાંગલીયા કુટુંબ આમ માને તેવું પાંસરૂં નથી. ઠાકરે હા કહેવડાવી, રૂદીયામાં ઘટઘટ વસમાં બેસી ગયો; અરજણ ઠાકરના થઈ રહેવા રાજી છે; ફાંગલીય બીચારા, કેવડાક ! દેવણુંવાળો દીયે તેવી મત સહુમાં આવે છે, ઈ પાંસરો છે ત્યાં સુધી દુનિયા પાંસરી છે, કાલ, પરમદી આવી જાશે, એવા છેલ્લા વાવડ છે.

વીરા ભગત રાણીના સસરા માની ગયા. આ વાત સાંભળી રાજી થયા. અને યાત્રામાં જવાનો સંકલ્પ દ્રઢ કર્યો

થોડી તૈયારી કરી. બીજે દિવસે યાત્રીઓના . વેશમાં ભગત જસદણના માર્ગે પરવર્યા, ગ્રામ્યજનો, સ્નેહી, સંબં-ધીઓ, અને સંત, અભ્યાગતો, થોડી દૂર સુધી વળાવવા ગયા, અને હદ પુરી થતાં ભક્તના અત્યાગ્રહને આધીન થઇ પાછા કેરાળામાં આવ્યા.

ચાર, છ, દિવસો માર્ગમાં વિતાવી ભગત ગરણી આવ્યા.

દેહો ભગત મુળ આહિર જાતિના હતા, સત્સંગ અને સદગુરૂના બોધથી વૈરાગ્ય થતાં વરજાતીરથ નામે ગામે જગ્યા બાંધી, તેના માટે ભાટ લોકો આજે પણ દુહા બોલે છે.

"વરજાતિરથ વધામણાં, ગરણી ગોકુળ ગામ"
"આયર કુલમાં અવતર્યા, નકલંક દેવનાં નામ"

વરજાતિરથ ગામ હાલ ઉજડ થઇ ગયું છે. ગરણી વસેલ છે ત્યાં આજ પણ દેહા ભગતની જગ્યા જીર્ણ શીર્ણ હાલતમાં ઉભી છે ત્યાં એકાદ બે ગૃહસ્થ સાધુઓ રહે છે.

દેહા ભગતના ગુરૂ શ્રી કુબાજી દ્વારા ગાદીના વૈષ્ણવ હતા તેમનાથી દીક્ષા લીધા છતાં બહુજ સાંપ્રદાયિકપણું ગમ્યું નહિ એકલવાયાપણાની અપેક્ષાએ સર્વ દેશીકતામાં વધુ આનંદ આવવાથી શ્રી વૈષ્ણવ વર્ણમાં છતાં ભગત કહેવડાવતા અને છુટથી સર્વ દર્શન સાથે હળતા મળતા રહેતા કુબાજી મહારાજનું ઘર, ગલતા, રેવાસા કે અન્ય વૈષ્ણવી સ્થાનના પ્રમાણમા વૈષ્ણવતાના નામે બહુજ ઓછું, સાંકડાપણું મુળથીજ રાખતું આવ્યું છે, આજે સંતોમાં કહેવાય છે કે,

"ગુરૂને પુજે ગુરૂમુખી, બાના પુજે સાધ"
"ખટ દર્શનને કુબજી, પુજે મતા અબાધ"

આવી વિશાળ ભાવનાને કારણે ઝીથડા સ્થાન કે જે ખુદ કુબાજી મહારાજે બાંધ્યું છે તેના માટે કહેવાયું કે,

"ઇત મથુરાં, ઇત ઝીથડો, કુબે માંડયા હાટ"
"ઝાઝાં કરે બિછાવણાં (જુવે) હરિ ભગતાંરી વાટ"

વીરો ભગત ગરણી ગયા, ત્યારે સંત વીસળદાસજી ગાદી પર હતા, તેમના ધર્મપત્ની આણંદીબાઇ સુરી સન્નારી

હોવાથી આવ્યા. અભ્યાગતને પ્રેમથી પોષતાં, આથી પંચાળમાં તેની સાખ ઉંચી હતી.

આવો, ભગત કયાંથી આવો છો ? નવા અતિથિને સંબોધતાં આણુંદીબાઇ બોલ્યાં.

વાંકાનેર પાસે કેશળા ગામ છે ત્યાં હું રહું છું મારૂં નામ વીરો છે, કાશી, અયોધ્યા, મથુરા વગેરે તીર્થોની યાત્રાએ નીકળ્યો છું ઠાકર ભાવના પુરી કરે. અહીંયા આપનો અને વીસળદાસજી બાપુનો આશીર્વાદ લેવા આવ્યો છું.

તેવામાં મંદિરમાંથી સેવા પુરી થતાં વીસળદાસજી મહારાજ આવી પહોંચ્યા. ભગત સંતના ગોયા મુજબ પરસ્પર સીતારામો થયા, પછી ઓળખાણ આપતાં વીસળદાસજી મહાત્મા રાજી થયાં. વીરાભગતની સુવાસ કાશીના ઝાંપા વટાવી આગળ વધી ગઇ હતી. ગરણી તો કેશળાનું પાધર ગણાય. ત્યાંતો પુગેજ.

વીરાભગત ભલી કરી બાપ ! જાત્રાને બહાને મળવા ભલે આવ્યા, આજ તો સોના વરણો ઠાકરે સુરજ ઉગાડયો. આવા મોંઘા મેમાનો આ આંગણે બહુ જ થોડા આવે છે.

હાંઉ, બાપુ હાંઉ ! ટેલવાને બહુ ચડાવવામાં વશેષ કાંઇ નથી. સુરજ દાદો જેવો ઉગે છે તેવો જ આજ ઉગ્યો છે હું ભાગ્યશાળી થવા આવ્યો છું. ગરણીનો ગાદી પતી કંઠી બાધી ચેલા કરી અનેકનો તારતલ આ માલધારીને તારે.

અરે, મારા બાપ ! મારામાં એવી તેવડ કયાં છે ? હું મારૂંય પુરૂ જાળવી શકું તેમ નથી ત્યાં તમારા જેવાને

કેમ તારી શકું ? તમે તરેલા જ છો. અમથો આપ ચઢાવોમા, વીરા ભગત ! ઠાકર જેને ગોવાળ બની ગાયો ચારી ગયો હોય તેને ચેલા કેવા ભાવે કરાય !

સહુને સુઝાય તેવા જ ભાવે બાપુ ! તમે તો સંતનાં ઘર ગણાઓ અમારા તો પરમેશ્વર છો વૈકુંઠવાળો કેણે જોયો છે ? આપ અમારા વૈકુંઠવાળા હાજરાહજુર બોલતા ચાલતા ભગવાન છો. હરિ, ગુરૂ, સંતમાં જુદાઇ જાણનારા કાળમુખાઓ રૌરવ નર્કમાં પડે છે. આમ અનેક સંતોના મુખે સાંભળ્યું છે.

ભલે ભાઇ, તમારી એવીજ દ્રઢના હોય તો મારાથી કાંઇ ના કહેવાશે. પણ આ બરાબર થાતું નથી. જુનાગઢ, પ્યારેરામજી મહારાજ, સેવાદાસજી મહારાજ, પરબની જગ્યાના સંત દેવીદાસજી ગાદીના પતી, દુધરેજ, ગોંડલ, દાણીધારના મહાત્મા, આટલા બધા મહાત્માઓ જાગતા દેવ જેવા, પરચાઇત પુરૂષોની હયાતીમાં મારા જેવા સામાન્ય સાધુનું શું ગજું ? વીરા ભગત ! વિચારી કંઠી બંધાવજો. આ રહ્યું ફતેપુર, ભોજલરામ પણ મહાત્મા છે.

સહુ સહુના પ્રમાણમાં મહાત્મા છે. ઘટ ઘટમાં ઘટનો ઘડતલ બિરાજે છે. જોનારની આંખ જ્યાં ઠરે, તે તેના ગુરૂ. બાપુ ? " ઉંચા ઉંચા મનારે કોઇકને રેવાં ગમે તો કોઇકને ઝુંપડીમાં રેવાની ફાવટ આવે " રામકથામાં સંતો ગાય છે.

"जाहि जाहि सन मन लाग्यो, ताहि ताहि सन काम"

આ તો શંકર પારવતિ માતાનાં પરણેતર, અમારી જાત જ બુંધી, "નાડું ઝલાણું ઈ, ઝલાણું." સુકતાં કે ફેરવી બાંધતાં અમને આવડે જ નહિ.

તેવામાં ભંડારમાંથી જમવા આવવા મીઠો "હરિહરનો" સાદ પડયો. સહુ હાથ વીછળી જમવા બેઠા.

જે સમયની આ ઘટના લખાય છે તે સમયે દરેક જગ્યાઓમાં "હરિહર"ના સાદ પડતા અને આ સાદ સાંભળી જમવા અવનાર દરેકને નાત-જાતમાં કશાય ભેદવાદનાં વિચાર કર્યા વીના જમાડવામાં આવતા, મત, પંથ, સંપ્રદાયના વાડાઓને ત્યારે જરાપણ મહત્વ આપવામાં આવતું નહિ. વૈષ્ણવ, કે વૈષ્ણવત્તર, જૈન કે જૈનેત્તર, આવી બુરી ભાવનાઓ સમાજમાં જન્મી હતી નહિ. સહુ કોઇ ભૂખ્યાને અન્ન, ઉઘાડાને વસ્ત્રો, નિરાધારને આશ્રય, અને દરદીને ઔષધી, કે આશ્વાસનો હરસ્થળે અપાતાં, આથી મરાઠા, પેશ્વા, ગાયકવાડ, અંગ્રેજ અને દેશી રાજાઓ આમ પાંચ પાંચ ચક્કીમાં પીસાતાં છતાં, દેશ જીવન શ્વાસા લઇ શકતો હતો, ગામે ગામે સંતોના અડ્ડા જામતા, ત્યાં, અન્ન, વસ્ત્રો ઉપરાંત અંતર શાંતિ માટે 'રામકથાઓ', વંચાતી. ભજનો રામસાગર પર ગવાતા, મંજીરાની મીઠી રમઝટમાં ગરીબ સમાજ ઘડીભર પોતાનાં દુઃખો વિસરી જતો, મહાત્માઓની વાણી દુઃખમાં દવાની ગરજ સારતી, આજ પણ વિચારપૂર્વક જોવામાં આવે તો સોરઠને જાગતો રાખનાર જો કોઇ હોય તો તેના સંતો જ (કહેવા-જોઇએ) છે.

બીજે દિવસે સવારે બ્રાહ્મમૂહર્તમાં ભગતને મહાત્મા વીસળદાસજીએ વૈષ્ણવી પંચ સંસ્કારથી દીક્ષા આપી સોનામાં સુગંધ ભેળવી.

એકાદ સપ્તાહ ગુરૂદ્વારમાં રહી ભગત કાશીના પંથે ગુરૂ આશિષ લઈ પરવરવા તૈયાર થયા.

ગુરૂમાતાએ વાત્સલ્ય ભાવે ભાથું બંધાવ્યું.

અણદીમાના ચરણે જ્યારે ભારેખમ હૈયે નમ્યા બાએ જનેતાના ભાવે ઓવારણાં લઇ ટચાકડા ફોડયા.

બા ! આ દીકરાને ફરી કયારે દરશન થાશે ? આજ સુધી નમાયો હતો, હવે મા વાળો થયો છું.

વીરા ! તમારા બાપુને પૂછો. હું તો તેનો પડછાયો. સતના મારગે ખાડા ટેકરાઓ આવેજ, મારા પુતર ! ધણી અવસરીયા આપશે ત્યારે મા છોરૂ ભેળાં બેસી સુખદુઃખની વાતો કરીશું. બાકી કાલની કોને ખબર છે ભાઈ !

"આજનો લ્હાવો લીજીએ રે, કાલ કોણે દીઠું છે" મનજીભાઈ કહે છે કે મારા ચાર જેવા તમે છો. ગુરૂ ચરણમાં ગંગા માની રહી જાઓ તો સારૂં. આમ બોલતાં બોલતાં આંખ ભીની થઇ ગઇ.

આ જોઇ વીહળદાસજી બોલ્યા, ભંડારી ! ઘેરથી યાત્રા કરવા નીકળનારને મન ભંગ કરવામાં પાપ છે. ઠાકર એની ભેળે છે, ભલે જાય. ગીતામાં ભગવાને ગાયું છે કે :–

" नहि कल्याण कृत कश्चित, दुर्गति तात गच्छति "

વીરા, તારી અભિલાષા પુરી કરવા કેરાળે આવીશ, અને સમાધિમાં તારી માતા સાથે આપણે સાથેજ બેસીશું. કેમ ગમે છે ?

ધન્ય ભાગ્ય અમારાં, બાપુ સાથે અને મા સાથે સમાધિમાં બેસવાનો સગૈયો સાંપડશે. ગુરૂદેવ ! એવા અવસરીયાની વાટ જોતો રહીશ. વચને પળજો, જોજો મોટાના બોલ છે ?

વીરા ! રામના બાણ સમજી નિર્ભયપણે યાત્રા કર. આજથી ત્રીજે વરસે અષાઢીને દિવસે વણ જોયું મુરત.

આમ કરૂણ પ્રસંગને હળવા હાસ્યમાં કથતાં સહુ જુદાં પડયાં.

## વાંકાનેર શ્રી રઘુનાથજીનું મંદિર

વીરા ભગતના કાશી ગયા પછી થોડા દિવસે વાંકાનેરના શ્રી રઘુનાથજીના મહંતનો સાકેતવાસ થતાં તેમની પાછળ સંત મેળો અને નવા મહંતને ગાદી આપવાની વીધિ કરવાનો સમય આવતાં દેશદેશમાં કંકોત્રીઓ વહેંચાઇ. રાજસાહેબ તરફથી કામદાર, "બાઇમાંને" ખાસ કરી અગાઉ તેડવા રાજના રસાલા સાથે આવ્યો. તેમની વિનંતિને માન આપી 'બાઇમા' સંત દર્શનની અભિલાષાએ વાંકાનેર પધાર્યા.

શ્રી રામાનંદીય સંપ્રદાયમાં ચોત્રીસ દ્વારા ગાદીઓ મનાય છે, તેમાંની ગ્રીથડા ગામે કુબાજી સંતની એક ગાદી

છે. ત્યાંના દિક્ષિત સંતો કુબાજી મહારાજનાઃ દ્વારાના સંતો તરીકે પોતાને ઓળખાવે છે.

સંત કુબાજીનું જન્મ નામ કેવળરામજી હતું. તેમનો જન્મ એક બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. પાંચ વર્ષની ઉંમરે તેમનાં માતા–પિતા કોઈ એક મારવાડી સંઘસાથે દ્વારકાની યાત્રા કરવા ઘેરથી નીકળી જામનગરથી વીસેક માઈલ દૂર ખંભાળીયા ગામે નદી કિનારે પડાવ નાખી ઉતર્યા. તેજ રાત્રીએ કેવળરામના પિતાને સર્પ ડંશ થતાં તેઓ મૃત્યુ પામ્યા.

તેમની પાછળ તેમનાં માતા સતી થતાં કેવળરામ નિરાધાર થઈ પડતાં પાલી નામે ગામના એક કુંભાર કે જે યાત્રાર્થે સઘ સાથે હતો તેમણે ઉછેરી મોટા કરી પોતાની જાતીની તાલીમ આપી લગ્ન કુંભાર કન્યા સાથે કરી આપ્યું. ઉંમર વધવા સાથે કેવળરામમાં વૈરાગ્યના ભાવો વધવા લાગ્યા. સંત અભ્યાગતોનો સન્માન કરવાં એ તેની સહજ પ્રકૃતિ થઇ ગઈ. એક રોજ ઘણા સંતો ઘેર આવતાં અન્ન મેળવવા એક શેઠનો કુવો ખોદી આપવાની શરતે સીધું લઇ અતિથિઓને જમાડયા.

શરત મુજબ કુવો ખોદવાનો આરંભ કરી દીધો. દશેક હાથ જમીનમાં જતાં કુવાની એક દિવાલ ધસી આવી અને કેવળરામ તેમાં દટાઈ ગયા. ગામ લોકો દોડી આવ્યા. પરંતુ અસામાન્ય ધુળનો ઢગ ઉપર જોઇ જીવવાની આશા છોડી સહુ સહુને ઘેર વિખરાઇ ગયા. આમને આમ, થોડા દિવસો

પસાર થયા. એક દિવસે કોઈ સંતની જમાત મારવાડ તરફથી ગુજરાતમાં જતાં પાલીમાં આવી ઉતરી. તેમના સાંભળવામાં પ્રસ્તુત ઘટના આવતાં પડેલ કુવાનું સ્થાન જોવા ગયા. તો ઉંડે ઉંડેથી નામ સ્મરણનો ધ્વની કાન પર આવવા લાગ્યો. મહંતે, આગ્ય લોકો અને પોતાના સમુદાયને બોલાવી ધુળ ઉઠાવી લેતાં તળીએથી કેવળરામ જીવિત હાલતમાં નામ સ્મરણ કરતાં મળી આવ્યા. પણ તેમની કમરને પીઠ પર ઇજા થવાથી તે કુબડા થઇ ગયા. આથી લોકોએ તેમને કુબાજી અર્થાત કુબડા કહ્યા.

મહાત્મા કુબાજીની પત્નીનું નામ પુરીબાઇ હતું. આ બાઈ ક્રોધી અને સહજ ભાવે વિરોધી સ્વભાવના હતા છતાં કુંબાજીએ સમગ્ર જીવન તેમની સાથે આનંદથી પુરૂં કરી સંતનો પ્રાધાન્ય ગુણ 'ક્ષમા'નો વિશ્વને પરિચય કરાવ્યો.

આપણાં ભક્તિ શાસ્ત્રો કહે છે કે, જેને મૂરતિમાં વિશ્વાસ ન બેસતો હોય તેવા માનવો પ્રકૃતિના જુદા જુદા સ્વરૂપ દ્વારાએ ભગવાનની ઉપાસના કરી શકે છે. વૈદિક, ૠષિઓ, ઇન્દ્ર, વરૂણ, યમ, સૂર્ય, અગ્નિ, ઇત્યાદિય પ્રાકૃતિક શક્તિઓની દેવરૂપે પૂજા કરતા.

પણ મૂરતિમાં ભગવાન માનનાર સાધકે સાધનાની શરૂઆતમાં શ્રી. હનુમાનજીની માફક સમજવું જોઇએ કેઃ-

श्री नाथ जानकी नाथ अभेदः परमात्मनि
तथापि मम सरवस्व रामः कमल लोचनः

અન્યત્ર પણ કહેવાયું છે કે :–

सबमे बसिये, सबसे, रसिये, सबका लीजे नाम
हांजी हांजी करते रहिये, ईष्टसे रखिये काम.

આમ કુબાજી મહારાજ સર્વ સાથે હળીમળી રહેતા સૌને સમભાવે જોતા સેવતા, માનતા, પુંજતા, છતાં ભગવાન શ્રીરામના સગુણુવિત હતા. પરમપુંજક હતા. તેમના ભગવાનનાં અનેક નામોમાં જાનરામજી આ નામ પર ખાસ પક્ષપાત હતો.

સંત કુબાજી ગોસ્વામી તુલસીદાસજી મહારાજના ગુરુ બંધું મહાત્મા હતા. તેમની પરંપરામાં વાંકાનેર હોવાથી ખુદ શીંથડા કે જેને પાછળના જીવનમાં શ્રી. કુબા મહારાજે પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હતું. તેના મહંત પધાર્યા હતા. તે સાથે ધોલેરાના મહંત શ્રી. 'તુલસીદાસજી' કાઠીવા, પાંચસો સ્વારો સાથે છાવણી નાખી મચ્છુના ઉત્તર કિનારા ઉપર પડયા હતા.

મારવાડ, મેવાડ, અને ઉત્તર હિન્દના અનેક સંત, મહંતો નિર્મોહી, નિર્માની, દિગંબરી વિગેરે ત્રણે 'યતિઓના ખાલસા અખાડમલ્લો પોતાના હાથી, અશ્વો તંબુઓ, અને નિશાનો સાથે આવ્યા હતા. તેમના તંબુઓ પશ્ચિમ ટેકરી પર હતા.

પૂર્વ તરફ, ગીરી, પુરી, ભારતી, અરણ્ય, પ્રકાશ, સરસ્વતિ, તીર્થ, વન, વિગેરે દશનામી વિરકત મહાત્માઓનો

મહાસાગરસમો માનવસમાજ કાષાય વસ્ત્રો ફરકાવતો પડયો હતો. તેમના શ્રી. મહંતના તંબુ પર જરીનો ઉન્નત કાષાય ધ્વજ શૈવ સંપ્રદાયનાં ગુણગાન ગાતો લહેરાતો હતો.

તે ઉપરાંત, ઉદાશી, શીખ પરનામી, દાદુપંથી અને હજુ હમણાં જ પ્રસરતી સ્વામીનારાયણ સમાજ સંતો પણ દેખાતા હતા.

નાથ સંપ્રદાયને પણ નિમંત્રણ હોવાથી કંથડ, ઓઘડ, ગોરખ વિગેરે નામે પરિચય આપતા નાથ મુનીઓ ગામના એક ભાગમાં ઉતર્યા હતા.

પરગણાનાં અને ઇતર પરગણાનાં હજારો માનવીઓ સંત મેળો જોવા ત્રણ દિવસ અગાઉથી આવી ગયા હતા.

આ સહુ અતિથિઓ માટે સ્થાન તેમજ રાજસાહેબ તરફથી પ્રશંસનીય વ્યવસ્થા કરવામાં આવી હતી.

પ્રથમ દિવસે સામૈયાનો વિધિ પૈતાવવામાં આવ્યો. કળશ ઉપાડી ચાલનાર કન્યા સાથે ' આઇમાં ' સાચવવા ચાલતાં હતાં ઝીંથડાના મહંતને પ્રથમ સન્માની શીરસ્તા મુજબ પ્રત્યેક મહંત, સંતોનું સ્વાગત કરવામાં આવ્યું. તે રાત્રિએ સાદા ભોજનથી પતાવવાનો નિર્ણય હોવાથી મોડી રાત્રિએ તે વિધિ પુરો કરવામાં આવ્યો. સહુ નિયત સ્થાને સુતા.

બીજા દિવસ, શ્રી રઘુનાથજી મંદિરના મહંતને ચાદર ઓઢાડવાનું મુહુર્ત રાખવામાં આવ્યું હતું, તેમાં કોને મહંતાઈ આપવી ? આ ચર્ચામાં ઉગ્ર મતભેદ ઉભો થયો.

મરહુમ મહંતજીને રામટહેલદાસ, અને લક્ષ્મણદાસ, આવા નામે બે શિષ્યો હતા. રાજસાહેબ અને દીવાનનો પક્ષ લક્ષ્મણદાસજીને ગાદી આપવાના પક્ષમાં હતો. ત્યારે લેખનુ પંચ રામટહેલદાસજીને મહંતી આપવાના પક્ષમાં હતું, પ્રથમ સામાન્ય શાબ્દીક ટપાટપી થઈ, પરંતુ વખત જતાં બન્ને પક્ષે ચોટ પર આવી ગયા જ્આ ગજગ્રાહના ઉકેલ માટે મધ્યસ્થ થનારે અતીંતહીં અથડાઈ સવાર પાડયું છતાં પરિણામ શુન્યમાં આવ્યું.

રાજહઠ અને સંતહઠ ઉગ્રસ્વરૂપમાં ભભુકી ઉઠી, રાજસાહેબે જાહેર કર્યું કે, લક્ષ્મણદાસજીજ અમારા સ્થાનના મહંત બનવાના. આમાં કોઈનું કાંઈ પણ સાંભળવામા નહિ આવે. કોઈ દંગલ કરશે તો દંગલ કરનાર સામે ઉચીત શસ્ત્રથી રીતસર પ્રતિકાર કરવામાં આવશે. સંત, સાધુ, અભ્યાગત કે મહંત કોઈને પણ બચાવી શકાશે નહિ.

આવા હુકમ સાથે શીરબંધીને તૈયાર રહેવા સૂચના અપાઈ. રણવાદ્યોનો અવાજે સંભળાવા લાગ્યા. આરબનો મરફ્રો અને મકરાણીઓની સલબલ થવા લાગી

રાજાની આવી વર્તણુંકથી સંત સમાજે શાન્તિ ગુમાવી તેમણે પણ પોત પોતાનાં હથીયારો સંભાળ્યાં. સાંપ્રદાયિક ઝંડા અને સાથે ગુગળ, પંચાણુ અને અગરનાં ધુપોના ધુમાડાઓ ઉડવા લાગ્યા. પટ્ટી, લકડી, ભાલા, બરછી અને તલવારો સાથે અખાડમલ્લો, "જયમહાવીર"

"જયબાલાજી" "જયનંદજી" ના અવાજો કરવા લાગ્યા. દશનામી દળ તટસ્થ તરી ગયું.

નાગરીકો ઘર બંધ કરી અંદર ભરાઇ બેઠા. બહારગામના લોકો પોતપોતાના જીવડાંની રક્ષા કરવા નિર્ભય સ્થાનોની શોધમાં પડયા. વાતાવરણ ઉગ્ર બની ગયું. યુદ્ધની રણભેરીઓ ફુંકાવાનો સમય હાથવેંતમાં દેખાવા લાગ્યો.

અત્યાર સુધી દૂર રહી બધું જોનાર 'બાઇમાં'થી હવે તટસ્થ રહી શકાયું નહિ. તેમને આજના રાજગ્રહમાં માનવ હત્યાકાંડ દેખાવા લાગ્યો. એક ક્ષણ પણ વધુ જવા દેવી તે ભયભરેલ જણાઈ. એજ વખતે 'આપ' રાજસાહેબ પાસે રાજમહેલમાં શ્રી જાનરાય દેવને વંદન કરીને ગયાં.

પધારો 'બાઇમાં' આમ કહી રાજાએ જાતે ઉઠી બેસવા આસન આપ્યું.

રાજસાહેબ ! આ શી છોકરવાડી માંડી છે ! કોના સામે સૈન્ય દોરવાય છે ! રાણા સુલતાનજીનો વંશજ કાળી ટીલી તખ્તને આપવા તૈયારી કરે છે. બોલો ! કીયો દેશ મેળવવાનો મોહ લાગ્યો છે ? શરમાઓ ! મારા રાજા, શરમાઓ ! ભગવાન શાલિગ્રામની મૂર્તિને તોપમાં ભરતાં વિચાર થાતો નથી ? રાજપૂત રાજા ગાય, બ્રાહ્મણ, અને સંત સાધુ સામે તલવાર ચલાવશે તે દી ધરતી–માતા રસાતાળમાં જશે, 'બાઇમા' સહેજ પણ ગરમ થયા વગર બોલતાં ગયાં.

'બાઈમાં' આમાં મારો વાંક નથી આ લોકો સાધુ જ કયાં છે ? જરીના તંબુઓ, હાથીની લંગર, ઘોડાની પાયગાઓ, સોનાના હીરે મઢયાં છડી, છત્રો, મખમલની કબુલી, અને કચ્છી, જામો, કાશ્મીરી જરી ભરેલ, શાલો, મારવાડી મોજડીયો, દક્ષિણી કાનમાં તગનો, વિગેરે આ બધું સંતોને શોભે ! હાથમા ભાલા, તલવાર, બરછી, અને બંદુક, સાથેનું વ્યવસ્થિત લશ્કરને તમો મહાત્માઓ કહો છો ?

રાજ સાહેબ ! આવડા ઉંડા પાણીમાં ઉતરવાનો આજે વખત નથી. એ કેવા છે ? અને શું રાખી રહ્યા છે ? એ જોવા કરતાં શા માટે આવ્યા છે, અને કોને બોલાવ્યા છે, એ વાતનો પ્રથમ વિચાર કરવાનો છે, રાજાજી, ફીરંગીઓનુ રાજ તસુએ તસુ ધરતી દાબતું વધી રહ્યું છે, આવા વિચારો તેમના માટેજ રાખો. તમો તો ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ મહારાણા હરપાળદેવના વંશધર છો ! તમારો ધર્મ નમવાનો, પુંજવાનો, અને તેને પોષવાનો છે. જો-હાથમા ખરજ આવતી હોય અને લડાઇ વગર ચેન જ ન પડતું હોય તો બાપનો દેશ જીતવા પધારો, મહારાણા સુલતાનજી માથક અને ભીમ-ગુડાની સીમમા હજીયે પોઢયા છે. પડકાગે પ્રાગધ્રાને અને ચેતાવો રણચંડીને, આવી ગાયો સામે સંગ્રામ રચવો એ ધર્મ અને વ્યવહારથી વિરૂદ્ધ છે. બોલો, હવે શું કરવા ધારો છો ? જવાબ આપો ? સમય બહુ જ થોડો છે. વાતમાં વખત વિતતાં તમારૂં લશ્કર અથવા સાધુઓ ઉતાવળા થઇ ત્રાટકી પડશે તો આપણા સૌનાં મો કાળા થશે.

રાજસાહેબ ' માઇમાં 'ની ઓઝસથી ઓઝવાઇ ગયા તેમને પોતાની ભૂલ ઉંડ ઉંડેથી સમજાવા લાગી. નિમંત્રણ આપી તેડાવેલા માનવ સમુદાયની કતલ કરવાના વિચારોમાં તેમને નામોશી, પાપ, અને સમજદાર તરફથી ધિક્કાર મળતા જણાવા લાગ્યો. તેઓ સહજ ગંભીર ભાવે બોલ્યા ! 'બાઇમાં' મારૂં ધાર્યું આ લોકો થવા દેતા નથી, રાજ મારૂં, ગામ મારૂં, રક્ષા હું કરૂં, ત્યારે મારો નિયત કરેલો મહંત નહિ ? આજે પંચના નામે કુદતા થોડા મહંતો કહે તે ગાદીપતિ મારે માનવો ? આ કેવું વસમું કામ ગણાય ?

હા ! માનવો અને બેસાડવો ! સમજ્યા ! મારા જીદ્દી રાજા ? ઉપકાર માનો મહારાજનો કે હું અહીં આવી શકી. નહિ તો તમો તો કરવા ધાર્યું તે કરી લેત, પછી પરિણામ કેવું આવત ? એ વિચારો આવતાં કમકમાં આવે છે. હું રાજા, રાજ મારૂં, હું રક્ષા કરૂં, મારાં ગામો, વિગેરે બોલવું તો સહેજમાં બોલાયું. પણ તેની પાછળ લાંબો વિચાર કરાયો હત તો આમ બોલતાં જરૂર ઢીલ થાત. રાજ સુલતાનજીને ટીંલે બેસાડનાર વનમાળીદાસ કોણ ? શાબાવા કોણ ? ભગવી ચીંથરી ધારી ગીરી મહારાજ કોણ ? એ આતમો જેની સામે હથિયાર લઇ ખડા થયા છે તે માંહીના કે બીજા કોઇ !

રૂપાવટી કે ખખાણું કયાં તમારાં આપેલાં છે ! અને હોય તોયે શું ? સંતોની વાતમાં રાજાએ માથું મારવું એ પોતાનાં વિનાશને વહોરવા જેવું છે.

'બાઇમાં' તમો હજુ રાજરમતાં બાલક ગણાઓ. તમારો અનુભવ કાચો, સાધુ, સતોને, રોટલા, ઉતારા, પાણી, એ તમારૂં કામ ! કામદાર વચ્ચે બોલી ઉઠયો રાજસાહેબ, તેમના સામે જોઇ રહ્યા કામદારનુ બોલવું તેમને ગમતું જણાયું.

હશે કામદાર, જેવી છું તેવી આ રહી, પણ આજે મારૂં ધાર્યું મારે કરવું છે. વાંકાનેરના પાદરમાં લોહી રેડાવા દેવું નથી. તમો તમારો મોભો જાળવી બેસી રહો એ તો 'બાઇમા' રાજાની મરજીની વાત છે, મહારાણા આવા ભીખારીઓનુ ધાર્યું થવા દેશે તો કાલે પારોશીઓ વચ્ચે રહી રાજ કરશે. નહિ ? આપ પધારો તમારૂં કામ તમે કરો, ગીત ગવડાવો, રાસ, ગરબી ગાનારાઓ કે કોઈ ભજન મંડળી તમારી રાહ જોતી હશે. કામદારે કડવી ભાષામાં રાણીમાંની અવહેલના કરી.

✓મારો ઠાકર તારૂં મોઢું કેમ ફેરવી દેતો નથી ? અરે લબાડ, સાધુદ્રોહ કરે છે, જા તારૂં કાળું કર ?

આટલું બોલતાં બાઇમાનો ચહેરો લાલ હીંગળોક વરણો થઈ ગયો તેની આંખોમાંથી તેજની ચિનગારીઓ ખરવા લાગી. રાજ સાહેબ આસન પરથી ઉઠી ખસી ગયા, કામદારનું મો એજ વખતે ફરી અને કાળું મેશવરણું થઇ ગયું.

લઘુકુંવર નામનાં રાજાનાં ઉપપત્નિ ચકમાં બેસી અત્યાર સુધી સાંભળતાં હતાં તે બહાર આવી 'બાઇમાં'ના ચરણોમા પડી બોલ્યાં : "ક્ષમા કરો માં' ક્ષમા કરો"

✓ કામદારના બોલવા તરફ જોઇ મારા રાજને કાંઇ કહેશો મા, મારા હાથનાં કંકણ, અને સેંથો ચુંદડી સંભાળજો. રાજસાહેબ આવા હલકા પેટના માણસોની ભંભેરણીથી ભરમાયા, બાકી તેમનો અપરાધ નથી.

લધુ ! 'બાઈમાં નરમ પડી બોલ્યાં : ✓ તું પણ સંત-સમાજની ઓળખાણવાળી છે. આ ભારેલ આગમાં હાથ નાખતાં રાજાને વાર્યો નહિ.

✓ વાંકાનેરનો રાજા તારી વિનવણીથી આજે બચી જાય છે. એકાન્તમાં કહી દેજે કે ફરી આવા રાફડાઓમાં હાથ નાખતાં સો ગરણે ગળી જુએ, કોઇક ફણીધર મણી-વાળો આભડી ગયો તો રાજ સુલતાનજીની ધારણા ઘડીના છઠ્ઠા ભાગમાં ધુળ મળી જાશે.

આટલું બોલતાં 'બાઈમાં' આસન પરથી ઉભાં થયાં.

'મને ક્ષમા આપો' બાઇમાં મારો અપરાધ વધારે છે, આમાં આપને યોગ્ય જણાય તે માર્ગે વાદનાં પાણી વાળો મારા તરફથી કશીયે હરકત ઉભી કરવામાં આવશે નહિ. રાજસાહેબે નમ્રભાવે વિનંતિ કરી.

મોં ફરેલ દીવાન પગમાં પડયો. મારૂં શું ? દયા કરો દયા કરો ઠાકરને પાળે આવજો. જા સારૂં થઇ જશે. મારો ઠાકર કોઇને હાડે જતા નથી.

આમ કહી જાણે કશુંય બન્યું નથી એવા સહજ ભાવે 'બાઇમાં' બહાર આવી લશ્કરને વિખરાઈ જવા રાજસાહેબને નામે હુકમ આપી પંચનાં તંબુ તરફ રવાના થયાં.

ચાર સંપ્રદાયના તંબુ પર અત્યારે ગરૂડ, હનુમાન ચિન્હોથી અંકીત ધ્વજ ફરફરતો હતો. પટગૃહની ફરતા અખાડ મલ્લો પોતપોતાની અતીઓનાં વ્યુહો રચી શીસ્તબદ્ધ ઉભા હતા. આજે ત્રણ, સાત, કે સોળ, આ તમામ વિભાગોના ભેદભાવો ભુંસાઈ ગયા હતા. આ સમયનું દૃશ્ય લચ્છીગીરી સામે નાશીકનાં ગોદાવરીના પૂર્વ કિનારા પર શ્રી બાલાનંદજી મહારાજના હાથ તળે વ્યવસ્થિત ઉભેલ વૈષ્ણવી સૈન્ય જેવા સંઘથી, ધોલેરાના મહંત તુલસીદાસજી કાઠીયા બાવાના હાથ નીચે એક હાથમાં માળા. શાલિગ્રામ અને બીજા હાથમાં હથિયાર પકડી ઉભું હતું. તમામ સૈનિકોના ચહેરા પર સાંપ્રદાયિક ગૌરવની છટા ચમકતી હતી. તેમના ભસ્મધારી પડછંડ દેહો ગુપ્તવંશી વૈષ્ણવરાજ સમુદ્રગુપ્ત કે ચંદ્રગુપ્તના જમાનાનાં માળવ યોદ્ધાઓની યાદ આપતાં હતાં. તમામ ખાલસા સંતોના કપાળમાં (મહાવીર-પ્રસાદ) સીંદુર અને લાલ કચ્છ દેખાતાં હતાં.

'બાઈમા' કશાય ક્ષોભ વગર તંબુ પાસે આવતાં દિગંબર અખાડાના નાગાજીએ સામા આવી સત્કાર્યાં. તેવામાં કાઠીયાજીની સુચનાથી ઝીંથડાના અધિકારીજીએ સ્વાગત કરી અંદર લીધાં.

સંત ચરણરજ દૂરથી લઇ 'બાઈમાં'એ પંચની જાજમનાં સામેના આસન પર જગ્યા લીધી.

રાણી, તું સિદ્ધ છે. સંત સેવી મહા સાધીકા છે. તારાં વચનો પર પંચને ઈતબાર છે. બોલ બેન ! શા માટે

આવવું પડયું ? જો પ્રસ્તુત પ્રસંગના ઉકેલ અર્થે અવાયું હોય તો અમારો સિદ્ધાંત અફર છે. રાજસાહેબ મૂર્ખ છે. સાધુઓની છેડતી કરી વગર પ્રયોજને રાજ્યને મુશ્કેલીમાં મૂકે છે. અમારે તો કોઇ લેવાવાળુ નથી. બસો, પાંચસો કે હજાર અખાડ મલ્લો ક્ષ્પાસે તેથી શું ? અમારે કયાં ઉછેર કરવાનો હોય છે ? મંત્ર, માળા અને નામના પ્રતાપે સાધુ સમાજ બીજેજ દિવસે પૂર્વવત થઇ રહેશે, સમજીને ? પણું તારૂં વાંકાનેર હતું ન હતું ઘડીના છઠ્ઠા ભાગમાં થઇ જવાનું.

આટલું બોલતાં કાઠીયાજીનો ચહેરો લાલ હીંગળોક વર્ણો થઈ ગયો. તેના મોં પરની નસો ઉપડી આવી. શરીર કંપવા લાગ્યું. 'બાઇમાં' તેમના સ્વભાવજન્ય ઉગ્રતા પારખતાં મંદમંદ હસતાં બોલ્યાં.

મહાત્માઓ ! હું પંચની કન્યા છું. જાતે ભલે માલધારીની દીકરી રહી. પણ ધર્મને નાતે, ભાવને નાતે, ભકિતના નાતે, હું તમારૂં બાળક છું. તમારી સામે હઠ કરી કહેવાનો અને ઇચ્છિત કરાવવાનો મને હક છે. હું નવયુવાન, પરણિત સ્ત્રી છતાં (કંઠી બતાવી) સોના મોતીના સ્થાને આ પહેરૂં છું. કપાળ પર હીંગળો અને કંકુના સ્થાને ગોપીચંદન ચોપડી વગર ઉંમરે વૃદ્ધસમી;ગંભીરભાવે જીવું છું. આ બધું શા માટે ? જવાબ આપશો ?

સંત સમાજ સેવિત ભકિત માર્ગની શોભા માટે ! એક મહંત બોલી ઉઠયા.

આપનું કહેવું ખરૂં છે. તેટલા માટેજ સાચવી રહી છું. પણ તે શું ! અમારે ભકતોને એકનેજ. માટે છે ? આપને માટે કોઈ ફરજ ખરી ! જે દેશનો સંતસમાજ લડાયક ભાવમાં રસ લેતો હશે તે દેશનો અસંતસમાજ કેવો હશે ! એનો વિચાર કયારેય કરાય છે ? સંતો આપને લડવું હોય તો લડો. લોહીની નીકો ચલાવી તેમાં આપનાં સફેદ વસ્ત્રો રંગી ભાવિના ઇતિહાસમા વિજેતા તરીકે નામો દાખલ કરાવો. વાંકાનેર કોઈ સૃજન જુનુ સ્થાન નથી. એ તો બિચારૂં હજુ હમણાજ માંડમાંડ ઉભુ રહેતાં શીખ્યું છે. ભલે તે સાધુઓના હાથથી આઈ મચ્છુના ખોળામાં મીઠી ઉંઘ લેતું રહે ! તમારે કયાં ઉચાટ છે ? શરમ નથી આવતી ! સાધુ બન્યા પછી આવી વાતો કરવા પંચ મળે, ચર્ચાઓ ચાલે, શું સમાજ તમોને આટલા માટે પોષે છે ? ત્યાગના વેષે ફરનાર માનવીઓમાં મહંતાઈ માટે આટલી બધી હલકી ભાવનાઓ ભરી હશે, એતો મને આજેજ સમજાય છે આ કરતાં તમો સંસારી રહ્યા હોત તો ઘણુંજ સારૂં હતું. આપ બન્ને બાજી બગાડો છો.

બાઈમાંના શબ્દે શબ્દે સંતોમાં સાચી સમજ પૂરાવા લાગી. તેમને પોતાના કૃત્ય તરફ અણગમો આવતો ગયો. તમામ મહંતોનાં માથાઓ શરમથી નીચાં નમી ગયાં.

રાણી ! તારૂં કહેવું સાવ સાચું છે. અમો મહંતાઇના ગર્વમાં મારગ ભૂલ્યા. દીકરી તેં આજે સાધુ સમાજની લાજ રાખી છે. મોહથી સંત સમુદાય અજ્ઞાનતાની ઉંડી

ગર્તામાં ધકેલાઇ રહ્યો હતો તેને તેં આવી સવેળા બચાવ્યો છે. તારૂં નામ સાધુ સમાજ જુગજુગ નહિ ભૂલે. તુલસીદાસજી ગળગળા અવાજે બોલ્યા અને કાઠીયાજીનો ક્રોધ આ વખતે તમામ ઉતરી ગયો અને પોતાના આસન પરથી ઉઠી બાઇમાંના માથા ઉપર હાથ મૂકયો.

રાણી ! જો મેં કોઇ પણ સંપ્રદાયની સેવા કરી હોય, ત્યાગવૃત્તિ સેવી હોય, સંત રજમાં ન્હાયો હોઉં, અને અલ્પ પણ યોગ સાધના સાધી હોય તો તેના બળથી તને આશીષ આપું છું કે ઠાકર પોતાની મેળે ચાલી તારા ખોળામાં બેસી વિશ્વને ભકિતની મહત્તા તારા દ્વારા સમજાવશે.

તેં સંત સમાજની અજ્ઞાન સાગરમાં ડુબતી બેડલી તારી છે.

બાપુ ! હું તમારી લાડકવાઇ દીકરી છું એની આજે આપે સાબીતી આપી છે. મારા ઉછાંછળા વેગને આપે મોટું મન રાખી સહી લીધા એ આપની સંતતા છે. હું કોણ ? મારી શકિત અને ભકિત કેટલી ? એ હું થોડી સાધુ સેવાથી જાણું છું. આપે ગોસ્વામીજીના શબ્દો આજે સાચા પાડયા છે કે—

સંત હૃદય નવનિત સમાના... ...વળી
સંત સરલ ચિત જગંત હિત... ...

બોલ બ્હેન ! તારી શી ઇચ્છા છે ? કુલાપીઠાધિશ્વરે પૂછ્યું. રાજહઠ પાસે સંતહઠે નમતું આપવું, 'બાઇ-

માએ' કહ્યુ. આમાં સાધુઓની શોભા જાય છે. મઠાધિશે કહ્યુ શોભા જતી નથી, પિતાજી! રહે છે. સાધુઓ ક્ષમાની મૂર્તિ હોય છે, તેમનુ જીવન વિશ્વ માટે છે. જેને પોતાનુ કાઇ પણ ન હોય તે સાચો સાધુ છે. 'ક્ષમા કરજો' હું તમારી સામે શાસ્ત્રની વાતો કરવા યોગ્ય નથી છતાં મારા પૂર્વજન્મના સંસ્કારો બોલાવે છે કે :—

मानं मोहं वृथावाचं दम्भस परिवर्जयेत्
सर्वत्र कुशला रम्यं वैष्णवः सकीर्तित् :

અર્થ– જેમાં અહંકાર, મોહ, વ્યર્થ વચન, દંભ ન હોય તે જ વૈષ્ણવ કહેવાય છે.

આપ સહુ વૈષ્ણવના પરમ આરાધ્ય દેવો અહીંયાં મળી જનતાના નાશના વિચારો કરી રહ્યા છો. આ કેટલું બધું વૈષ્ણવતાથી વર્તન દુર જઈ રહ્યુ છે? ગોસાંઇજી મહારાજ સ્પષ્ટ કહી ગયા છે કે :—

जो सहि दुःख परछिद्र दुरावा वेदनिय यश जग तेही पावा

આજે મરાઠાઓ અને પેશ્વાનાં ધાડાંઓ ધરતીને ધમરોળી રહ્યાં છે. આથમતી મોગલાઇમા કોઇ કોઈનુ ધણી નથી. શોરઠી રાજાઓ નાસ્તિકતાના પાટલે બેસી સીમાડા વધારવાની સેતાનીમાં ભાન ભૂલ્યા છે. આપમાં વિશ્વને વિશ્વાસ છે તે પણ આજે જવા બેઠો છે. ભલે, આપ આપનુ ધાર્યું કરો હું તો મારે આ ચાલી. જો સાધુ સમાજને આ માર્ગ કીર્તિવાળો જણાતો હોય તો ખુશીથી તે માર્ગે અખાડાવાળાઓને દોરે અને રણભેરી વગાડી વિજેતા બને.

આમ કહી ' બાઈમાં ' ઉભા થયાં. સંતોના ચિત્ત વ્યાકુલ બની ગયાં, તેમના વિચારની સ્થિતિ ત્રીશંકુ જેવી બની ગઇ. તેમના હૈયાની મુંઝવણ પારખતાં 'બાઇમાં'ને વાર ન લાગી.

રાણી ! અમો વૈષ્ણવો છીયે. તેં સાચું જ કહ્યું, અમોને આ શોભતું નથી. પ્રજાએ જે વિશ્વાસ અમારામાં મૂકયો છે, તેનો અમો દ્રોહ કરી રહ્યા છીયે. ભલે કુલાપીઠ પર લક્ષ્મણદાસ બેસે, રાજસાહેબને રાજી કર, અમારો વિરોધ સાચો હોવા છતાં રાજહઠને અમે વિજય આપીયે છીયે. કાઠીયાજી બોલ્યા.

બહુ રૂડું બોલ્યા બાપું ! હું આવીજ આશા રાખી આવી હતી. આજે જગત જોશે કે સંતો તપે છતાં સંતજ રહે છે ગરમીથી જગતને અકળાવી મુકનાર સૂર્યદેવ ગંભીર બની અનર્ગળ પાણી આપી ધરતી અને ધરતીનો ખોળો ખુંદનાર તેનાં બાલુડાંને ધરપાવે છે. આપ સહુ સભામંડપમાં પધારો હું જાઉં છું. આટલું કહી 'બાઇમાં' રવાના થયાં.

શ્રી. તુલસીદાસજી બહાર આવી અખાડ મલ્લોને વસ્તુસ્થિતિ સમજાવી શાન્ત પાડયા થોડીવારે તમામ, મહંતો, મંડલેશ્વરો, મહામંડલેશ્વરો, પોત પોતાના દરજ્જા પ્રમાણે, વાહનો, અખાડા મલ્લો, અને વાજીંત્રો સાથે મંડપ તરફ આવતા જણાયા.

દશનામી, દાદુપંથી, શીખ, ઉદાસી, અને અન્ય પંથાઈ લોકો આવા કારમા પરિવર્તનથી આશ્ચર્ય પામી ગયા.

સંતોની પાછળ રાજસાહેબની સ્વારી જતી જણાઇ, સહુ તેમની પાછળ સભાસ્થાનમાં જવા લાગ્યા.

નગારા પર ડંકો પડયો. શરણાઇમાં સારંગના સુરો પૂરાવા લાગ્યા. હજારો કંઠમાંના જયનાદો વચ્ચે લક્ષ્મણદાસને વાંકાનેર શ્રી. રઘુનાથજીના મંદિરના મહંતની ગાદી ઉપર બેસાડવામાં આવ્યા. સર્વ પ્રથમ, પંચની આદરથકી ખાલસા અખાડ મલ્લોની કંઠી પહેરાવાઇ, રાજસાહેબે નવા મહંતને પોશાક આપી ચરણમાં નમી રાજનો ભક્તિભાવ વ્યકત કર્યો. પાછળથી સહુએ યથાયોગ્ય ભેટ ધરી.

ગાદીથી સહજ દૂર ઉભેલા શ્રી. રામટહેલદાસજીને માઠું લાગ્યું.

તેમને મહંતાઇ માટે નહિ, પરંતુ સ્થાનની બરબાદી માટે લાગી આવતું હતું મહંત લક્ષ્મણદાસ બહુજ ટુંક સમયમાં બંન્ને ગામો સાથે વૈષ્ણવી સ્થાનની તમામ મિલ્કતને ફના કરશે આમ ચોકખું જણાતું હતું. તેમની વ્યાકુલતા વધતી હતી.

રામટહેલદાસજીના ભાવો 'બાઇમાંથી' અજાણ ન હતા તેઓ ગાદી પાસેથી હટી તેમની પાસે આવ્યાં. અને બોલ્યાં, હું તમારી વેદનાને સમજું છું. પીરા ? લક્ષ્મણદાસ જગ્યાનો નાશ કરશે, દેવળવાળાને એમજ ગમતું હશે, આપણે તેમાં શું કરીયે ? જાતિ જોયા વગર ગમે તેને મુંડવાનાં કડવાં ફળો સ્થાનોને ચાખવાંજ પડશે, આતો હજુ શરૂઆત છે.

આજે તો વૈષ્ણવ સમાજનો મધ્યાન્હ છે. કાકીયા બાવા જેવા ત્યાગ વીરની છત્ર-છાયા છે પણ આવતા સમયનો વિચાર કરતાં હૈયું બેસી જાય છે.

એક એક મહંતો એવાજ પાકશે કે પ્રજાના પેસા અધમ માર્ગે વેડફી સાધુતાના વેશમાં શયતાનતાને શોભાવશે.

'બાઇમાં' ભવિષ્યની વાતોમાં મને રસ નથી. એ તો જીવશે તે જાશે, પણ આજે તો મારો હક........ટહેલદાસ બોલ્યા.

માર્યો જાય છે, એમનાં? તું શા માટે ઉતાવળો થાય છે. વીરા? મારો ઠાકર ત્રણ વરસથી વધુ આને ગાદી પર રહેવા દેનાર નથી. ત્યાર પછી તુંજ મહંત છે. અને તે પણ પુરાં એંસી વર્ષ સુધી.

બાઇમાંના બોલે રામટહેલદાસજીનું હૈયું નાચી ઉઠયું, તે આનંદ સાથે નવા મહંતની બાજુમાં અધિકારીના આસન પર બેસી ગયા.

વિધિ-વિધાનો સાથે પુરી થતાં સહુ વિખરાવા લાગ્યા. મધ્યાન ભોજનને ન્યાય અપાયા પછી નમતા પહોરે બાજુના લોકો રવાના થયા.

બીજે દિવસે તમામ સંતોને કેરાળા નિમંત્રી બાઈમાં ઘેર આવ્યાં.

મચ્છુના રેતાળ પટમાં તંબુઓની કતાર લાગી ગઈ. પુરા એક અઠવાડીયા-સુધી સંત, મહંતો અને અન્ય

અભ્યાગતો અખાડમલ્લોને શેકી ભોજન, વસ્ત્રો અને વાહનો, ગાયો આપી તૃપ્ત કર્યા.

બાઈમાંએ ખેંચ કરી રોકેલા સૌરાષ્ટ્રના ભકતમંડળને રાણીમાની અમાપ શકિતનું આ પ્રસંગે પુરૂં ભાન થયું.

અનાજ, ઘી, ગોળ, દુધ, દહીં, વસ્ત્રો, નાણાં અને બિછાનાં વિગેરે કોણ લાવે છે ! કયાંથી આવે છે ! અને કોણ વ્યવસ્થા કરે છે ! તેની કશીય ગમ પડી નહિ. કોઇ કોઇ જગ્યાના ટેલવાઓને પૂછતું કે આ બધું આવે છે કયાંથી ? તો તેનો એકજ જવાબ મળતો કે રાણીમાનો ઠાકર લાવે છે.

નવમા દિવસે તમામ સંતો ભેટ સ્વાગતથી તૃપ્ત થયેલા યથાયોગ્ય દિશાએ રવાના થયા.

× × × ×

શ્રી વાંકાનેર રૂઘનાથજી મંદિરનો ઇતિહાસ આજે બોલે છે કે બાઇમાના કહેવા પ્રમાણે લક્ષ્મણદાસજી માત્ર ત્રણજ વર્ષ ગાદી ભોગવી સ્વર્ગવાસ પામ્યા. ત્યાર પછી રામટહેલદાસજી મહંત થયા અને તે બહુજ વર્ષો સુધી સુયોગ્ય રીતે મહંતાઇ કરી સ્થાનને દીપાવ્યું. હાલ તે મંદિરે મહંતશ્રી નારાયણદાસજી બિરાજે છે. તેઓશ્રી અત્યારે મચ્છો ડેમની બાજુમાં આવેલ શોભી રૂષિનુ ભોંયરૂં છે તેની બાજુમાં ગૌશાળા તથા શ્રી ઠાકોરજી સારૂં નવું મંદિર તથા આશ્રમ બનાવે છે.

# "વીરા બાપાનો અંતિમ સમય"

એકાદ વર્ષની લાંબી યાત્રા કરી ઘેર આવ્યા પછી મીરાભગતનું ખડતલ શરીર નમી ગયું હતું. ઘેર આવ્યાં ચારેક માસ થયા છતાં અવસ્થાના કારણે દીનપ્રતિદીન સુધરવાની અપેક્ષાએ લડથડતું હતું. ઔષધિમાં ભગવાન નામ-સ્મરણ અને ચરણામૃત અપાતું હતું. ખખડધજ કલેવર લાંબા મંદવાડથી ખાટલામાં માંડ માડ કળાતું હતું. રાણીબાઈ બાપુની સેવામાં ખડે પગે હાજર રહી પુત્ર વિહોણાં પિતાને જરાપણ ઓછું આવવા દેતાં નહિ.

આજે કઈ તીથિ છે રાણી! સહજ પડખું ફરતાં ભગત બોલ્યા.

અવાજ સાંભળી મંદિરમાંથી બાઈમાં દોડી આવ્યાં અને બોલ્યાં, એકાદશી છે બાપુ! કેમ કોઇ ધર્મ ભાવના પૂરણ કરવાની કોઈ અભિલાષા ઉદ્દભવી છે.

દીકરી! તું મારો દીકરો છે, મારા બાપ! જીવન ભર ઠાકર સેવ્યા અને તેના ઘરની ટહેલ કરી, હવે તો બોજારૂપી જીવન જીવાય છે. ઠીક........મારા નાથને ગમ્યું તે ખરૂં.

વીરાને બોલાવી લે' તો સારૂ નકામી વગર ટહેલે ઠાકરના ઘરમાં પાલીની ખાડ સારી નથી. રાણી? ધર્મ-ભાવના હતી જ કયાં? કે આજે થાય, હુ તો રહ્યો -

માલધારી, ઠાકરના વિશ્વાસ વગર અને બીજી કશીય ગતાગમ નહતી, આજે પણ નથી. અભિલાષા એકજ છે, અને તે એ કે, વીરા ઠાકરનુ નામ ન ભૂલે, અને મરતાં સંતચરણ રજ પડી હોય, હાંઉ બાપ ! ઇ આશા બાકી છે.

બાપુ તમે બનતું ઘણું ય કર્યું છે. દેવળુંવારા થોડા ઘી રોટલા પુરે આમાં કયાં પાડ કરે છે. ઘણાં ય ગોલીપા કરાવ્યા છે. આહીરના કુળ આમ તો રોટલે મોળાં નથી હોતાં. સહજ હસી બાઈમાં બાપુના ખાટલા પર બેસતાં બોલ્યાં.

એમ ન કહેવાય, ગાંડી, આપણે તો ઠાકરનાં ને સંતોનાં ગોલાપા ગણાય ! મારી ઉતાવળી દીકરી ? ધણીના ઘરનુ ધ્યાન હવે તો વીરાથી મુકાતું નથી. મારી રાણી ધરમની ધ્વજાને નીચે નમવા નહિ દે. આ વિશ્વાસે મરતા ય મીઠી મઝા આવે છે.

આટલું બોલી વીરા ભગતે આંખો બંધ કરી. ધીમે ધીમે નામસ્મરણ કરવા લાગ્યા. બાઇમાં કરમાઈ ગયેલા બાપુના કલેવરને ભાવ ભરી આંખે નિહાળી રહ્યા.

થોડીવારે ભગત બોલતા સંભળાયા, દીનબંધુ, આપ જ જગતનુ જીવન છો આપના નામનો રસ સુકેલા હૈયાને પાંગરાવે છે. ઠાકર ! ઠાકર ! ઠાકર ! વીરાની કરમાતી ચિત્તની કળીને ખીલાવવાને તારી ભકિતના રસમાં બોળજે, મારા નાથ ?

બાપુ ! બાઈમાં બોલ્યાં. સુઇ રહો થાકેલું શરીર અંદરના શરીરને થકવી રહ્યું છે.

રાણી, બાપ ! તું હજી બેઠી છો ! દીકરી હું ગેબીનો સેવક છું. મરતાંય થાકવાની વાત કરાય ? પણ રાણી ઇ રસ, અગમ છે ! બાપ અગમ છે. તને કેમ કહું ? આ માટીનાં માનવીઓ તેને કેમ સમજે ! કેમ જીરવે ! મારા નાથ ! બજાવ, બજાવ, તારી મીઠી વાંસલડીને એક વાર બજાવ, જો, જો, રાણી, ઠાકર ઉભા.

સુઇ રહો, બાપુ, અજંપાના જાપ જપનાર બોલતા નથી. કમાણી બતાવવાના અવસરીયે આવો ઉકળાટ પરવડે નહિ ! હરિજનો કહેશે કે વીરો ભગત આખરે મારગ ચુકયો હતો.

મારગમાંજ છું દીકરી, શામળીયા વગર મારૂં કોણ છે ? પાણી આપીશ બેન !

હા બાપુ ! લો આ ઠાકરને ધરીને હમણાં જ લાવી છું.

વાહ ! દીકરી વાહ ! શું બોલી, ભેગું થોડુંક સંત ચરણામૃત રેડજે હો ! ...ઈ મારા જીવનને સુધારનાર મારા ભગવાનો છે. હું બીજા ભગવાનને ઓળખતો નથી.

બાઈમાં ઉઠયાં, અને સંતોનાં ચરણો ધોઈ તે પિતાના મોંમાં રેડયું.

વાહ, વાહ, મા ! ભાગીરથી, સંતચરણ સ્વર્ગમાંથી ભલે પધાર્યાં, વીરો તરી ગયો, માડી !....

થોડી વાર ભગત શાન્ત પડી રહ્યા.

બાપુ! હવે હું જાઉં! સંતો જમ્યા વગર હજી બેઠા છે, આજ 'હરિહર'ને હંમેશ કરતાં મોડું થાય છે.

બેસને દીકરી! આજે થોડી વાતો કરી લઇએ, હવે તો તારો બાપુ બે ચાર દીવસથી વધુ ઠાકરના ઘરની બાજરી ખાવા રોકાવાનો નથી. 'હરિહર' માટે રૂડીને અહીંયાંથીજ કહી દે! આજે થોડુંક વધુ અસુખ થાય છે.

બાઇમાએ હરિહર માટે ટેલવા સાથે રૂડીબાઇને કહેવડાવી દીધુ. સંતો પંગતમાં આવતા લાગ્યા.

રાણી? મરતા બાપુને વચન આપીશ, બેન?

વચન! બાપુ, મારાં વળી વચન લેવાતાં હશે. હું તો તમારૂં છોરૂં છું. તમારે તો મને આજ્ઞા કરાય? તમારા જેવા દાનેશ્વરી બાપ કઇ દીકરીને મળ્યા છે? મીરાંથી વધુ મીરાંત રાણીને બાપુ તમે કરી છે. કરીયાવરમાં હરિ, ગુરૂ, સંતની સેવા અને પુંજવા ઠાકર આપ્યા આ શું ઓછું છે?

એક નહિ પણ અનેક આજ્ઞા પાળવા છતાં તમારા ઋણમાંથી અમો બંન્ને બહેનો છુટવાની નથી.

હાશ! મનનો ભાર ઓછો થઇ ગયો. રાણી? ઓલા ટોળવાળો ફાંગલીયો આવ્યો હતો (રાણીમાના વિવાહ બચપણમાંજ ટોળના ફાંગલીયા સાખમાં ભરવાડ અરજણ ભગત સાથે થયો હતો)

હું, પછી ! આમ પ્રશ્ન પુછતાં બાઈમાંનો ચહેરો સહેજ ઝંખવાઈ ગયો.

પછી શું ! આપણા રીતરિવાજ પ્રમાણે મેં હા કહી દીધી. આપણે ભક્તિ કરીએ, પણ વેવાર થોડોજ મૂકયો છે ? એટલે વેવારની રીતે વરતવુંજ પડશે.

આપે શાની હા કહી છે; બાપુ ?

તને સાસરે મોકલવાની, બીજી શી હોય દીકરી ? મા, બાપ દીકરીને ઘર બાંધી સુખે રહેતી જુવે એટલે તેના જીવને નીરાંત મરતો મરતો મારી દીકરીયુંને તેને ઘેર મોકલતો જાઉં, એટલે જીવન ભરનું કામ પતાવી દીધું, પછી ભલેને જીવ લેવાવાળા હાલ્યા આવે !

તમે ઉતાવળ કરી બાપુ ! હું એમ જવાની નથી. જો તમારે આમ જ કરવું હતું તો શા માટે સંત સેવામાં રસ લેતી કરી ? શા માટે ઠાકરની ઓળખાણ પડાવી ? શા માટે હૈયામાં વૈરાગ્યનાં બીજ વાવ્યાં ? હું માલધારીની દીકરી, વગડામાં રખડનારનું છોરૂં છું. મને એક કાળજામાં બે ભાવો સાચવતાં નહિ આવડે !

તારે બે ભાવો શીખવા જોઈએ ગાંડી ! એમ કાંઈ ના કહેવાય ? કાલે ઉઠી નાતમાં વાત નાખે અને નાતીલા ઠાકરને આંગણે આવી ઉભા રહે એમાં આપણી શોભા ગણાય ?

એ કાંઈ જાણું નહિ ! હજાર વાતની એક વાત. ઠાકર અને સંત સેવા મુકી કયાંય જવાની વાત કરશો

નહિ ! મીરાંની પેઠે મારે અધવચ્ચે ઘર મુકી દ્વારકાની વાટ લેવી નથી સમજ્યાને ?

પણ મારે નાતિલાને જવાબ શું દેવો ? રૂગ્ણ શરીરે ધીમા અવાજને જરા તેજ કરી ભગતે કહ્યું.

જવાબ ઠાકર આપશે. તમારે દેવા નથી. ફાંગલીયા વધુ જોર કરશે તો તેને જ ખોવાનું છે. રાણીએ સંત સેવ્યા છે બાપુ ? ભાલાવાળો ભેળે છે...બાઈમાંએ સખતાઈ ભર્યા અવાજે કહ્યું.

થોડીવાર કશો યે જવાબ આપ્યા વગર ભગત એમના એમ પડી રહ્યા. તેમના હૈયામાં અપાર વેદના થતી હતી. પિતા-પુત્રી બંને મુંગાં મુંગા બહુવાર સુધી બેસી રહ્યા. આખરે વીરા ભગતે મૌન ભંગ કરી કહ્યુ. રાણી ! મેં સંતો પાસેથી સાંભળ્યુ છે કે, ઉપાસક ઉપાસના કરતાં કરતાં પોતાના ઉપાસ્યદેવના ગુણોને પોતાનામાં ધારી લે છે. ઉપાસનાની સફળતા પણ તેમાંજ છે. સાધકની આ અવસ્થાને સંતો સિદ્ધ અવસ્થા કહે છે, ગોપનાથ એકવાર કહેતા હતા કે, વીરા ! ઉપદેશ શબ્દોથી નહિ પણ જીવીને બીજાને દેવો જોઇએ.

તું ગૃહસ્થ ધર્મ નહિ ધારે તો આજના જુગમાં તેનો દાખલો અવળો બેસશે, સહવાસમાં આવનાર અને સાંભળનાર માનવીઓ કહેશે કે વીરાએ દીકરીઓનો ભવ બગાડયો. મારી ડાહીલી ! સંત સેવી ઠાકરને હથેળીમાં

રમાડનાર દીકરી ! ગૃહસ્થાશ્રમ ધર્મ સાચવતાં તું એવાં ગીત ગા, એવી તાલે લે, કે સંસાર તારા આ મુંગા ભજનના ભાવમાં ડોલવા લાગે, “ એક દીવો લાખ દીવડલાની ગરજ સારે છે ” ત્યારે ઘણી વાર લાખ દીવેય અંધારાં ઉલેચાતાં નથી. ” હરિરસ પી ખરો ભગત મસ્તાનો બનતાં છતાં પોતાપણું ભૂલતો નથી ” ભક્ત સંજીવનીનું પુતળું છે, ભક્ત પારસ છે, તેને અડતાં કથીર સોનું બને છે, મરેલાં જીવી જાય છે. વધુ બોલતાં મને થાક લાગે છે, બોલ શો જવાબ આપે છે ? મરતા બાપની આ છેલ્લી જ માગણી છે ! વચન પાળીશને ?

પાળીશ બાપુ ! હૈયાની વેદનાને હૈયામાં જ સમાવી પાળીશ પણ એક શરતે.

તારી શી શરતો રાણી ? કહે જોઈએ, ઠીક હશે તો ટોળવાળાને બોલાવી જણાવીશ, તે ગામમાં જ છે.
તે ગામમાં છે ? કોણે તમોએ બોલાવ્યા છે ?

હા. દીકરી હા ! મેં જ કહી મોકલ્યું હતું. મારે મારા જીવતાં મારા કાંતેલાને ફાળકે ચડાવી વીંટી લેવું હતું. ઠાકર સંમત આપે તો પાર પડતાં વાર નથી. તારી શરત શી છે ? કહે જોઈએ ?

બાઈમાં જવાબ આપતાં સહેજ સંકોચાયાં. બાપુ સાથે આવા પ્રકારની વાતો આજે જીવનમાં પ્રથમ વારજ થતી હતી.

કેમ મુંગી થઇ ગઇ બોલને બા ! પિતાએ પુત્રીને બોલવા પ્રેરણા કરી.

તે આંહી આવી રહે. ઠાકરની ટેલ કરે. ભરવાડપણું ભૂલી સંત સેવે, તે વગર બીજો માર્ગ મને કબુલ નથી.

ભલે તેમ થાય તો તો હરકત નથીને ? નાં, જેને અગ્નિની સાક્ષીએ બાપુના હાથથી દેહ સોંપાયો, તેના માલિક તે બને. બાકી હૈયાનો સ્વામી તો ગોકુળવારો છે. અને રહેશે આટલું કહી ચોધાર આંસું પાડતાં બાઇમાં ઉઠી ગયાં.

વીરા ભગતે બાઇમાંના માતાજીને બોલાવી તમામ વાતથી જાણકાર કર્યા.

એકાદ અઠવાડીયું વિતતાં અરજણ ભગત જગ્યામાં આવી ઠાકરની ટેલ કરવા લાગ્યા. નાતીલાઓએ મન ફાવતા અર્થો કરી કોઇએ આ પક્ષે તો કોઇએ તે પક્ષે ભલું બુરૂં કહ્યું. સમય જતાં વાત થાળે પડી ગઇ.

આ તરફ ભગતનો મંદવાડ વધવા લાગ્યો. આવતી એકાદશીએ સવારમાં સંતરંજ અને ચરણામૃત ગંગા પાન કરી વીરા ભગત વીરોચીત ભાવે શ્રી. હરિશરણને પ્રાપ્ત થયા.

તેમની ભાવના પ્રમાણે બાઇમાંએ કેરાળાના પાદરમાં આજે જ્યાં સમાધિ મંદિર છે ત્યાં ભૂમિદાન આપી ત્રીજે બારમે, અને સોળમે દિવસે અનેક અભ્યાગતોને અન્ન, વસ્ત્રો આપી તરપાવ્યાં. "ગમે તેવા જ્ઞાનીઓને સ્વજનનો

વિયોગ સાલે છે." વ્યાસ, વશિષ્ઠ, વિગેરેનાં ઉદાહરણો પુરાણોમાં મળી આવે છે.

એ રીતે થોડા માસ બાઇમાં તથા અન્ય જગ્યામાં રહેનાર સંત ટેલવા, અને રૂડીબાઈ, તથા તેમનાં માજીને દુઃખ થયું સમયઔષધિ સાંપડતાં તે દુઃખ ક્રમેક્રમે ઓછું થવા લાગ્યું.

## વીરા બાપાના શ્રાદ્ધનો પ્રસંગ

ભાદરવો આવ્યો સહુ સહુના વડીલોની યાદી કરતાં શ્રાદ્ધ કરવા લાગ્યાં. રાણીમાંએ પણ પોતાના પિતાજીને નિમિત્તે શ્રાદ્ધ કર્યું.

આર્યોની રીત મુજબ વરસ પણ ત્રીજું ચાલતું હતું. ખીર બનાવી સંતોને "હરિહર" નો નાદ કર્યો. સંતો પધાર્યા, પંગતમાં ખીર લાવતાં પહેલાં રૂડીમાં બોલ્યાં, બેન ! આવી ખીર ખરેખર વીહળ ભગતને જમાડવા જેવીજ છે. તો તે આવે એમાં શું ! બોલાવને !

રૂડીમાંએ યાદ કરતાં વિહામણ ભગત હાથમાં લોટા સાથે ફળીમાં આવતા જોયા. સંતો કહે ભાઇ આવ્યા, ભાઈ આવ્યા, રૂડીમાં બોલ્યાં.

બેન તમો બેનડીયું યાદ કરો, ત્યારે ખીર ખાવા મારે આવવુંજ જોઇએ. પછી સ્નાન કરી રાણીમાના હાથની ખીર જમ્યા.

# વાંકાનેર પાસે સીંધાવદર ગામનો લાલજી

સવારના દશ વાગવાનો સમય હોવા છતાં ચૈત્ર માસનો તાપ માર્ગે જનારના શરીરને તપાવતો હતો. ઝાડ વિહોણી પાંચાળની લુખી ધરતી, વસંતનો મધ્યકાળ હોવા છતાં, કંગાલના ઘર જેવી સુષ્ક જણાતી હતી. સિંધાવદરથી કેશળાના માર્ગ પર અત્યારે એક પહેલી પચ્ચીસીમાં હજુ હમણાંજ પગ મુકતો યુવાન જતો જણાતો હતો.

તેના કંઠમાં માળા, કપાળમાં તિલક, અને સાવ સાદાં વસ્ત્રોથી જોનારને તેમના તરફ સહજ ભાવે પૂજ્યતા ઉદ્ભવે તેમ હતું. તેના ચહેરાપર સહજ ઉદવેગના ભાવો તરવરતા છતાં તેનુ મન પ્રસાન્ત હતું. તે વારંવાર બોલતો હતો કે,

'મારા રામ'! તારા નામનો રસ અમોલો છે. તેમાં એક એવા પ્રકારનો નશો છે કે, એક વાર સ્વાદ લેનારથી તેના વગર ચલાવી લેવાતું નથી. નામ એકજ ઘુંટ પીવાયો કે શુદ્ધસાન ગઈજ ગઈ. અનુભવી અખો સાવ સાચું કહી ગયો છે કે :–

આજ અમે ગ્યાતાં રામ સભામાં
પસલીયે રસ પીધો રે........ ......
પહેલો પીયાલો મારા ગુરૂજીએ પાયો
બીજે પીયાલે ભાન ભૂલી રે.... ...

ત્રીજે પીયાલે ત્રણુ કર્મો ચૂકી
પડી ગઈ પીધા પહેલી........

નામના નશાખોરો માટે જગતનો દિવસ રાત છે, અને જગતની રાત તેમને માટે મધ્યાન્હ સમય છે. કેવી ઉલટી રીત! પીનાર પાગલો, મસ્તાનો કોઇનીયે પરવા કરતા નથી. તે પોતાની મસ્તીના પ્રવાહમાં વહેતાજ રહે છે. કેવો બે લગામ નશો ? કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એકેયનું ગજું નથી કે આ નશા સાથે પલવાર પણુ રહી શકે.

આ યુવાન ભકતરાજનું નામ લાલો હતું. તેઓ જાતે વણિક, બાપનું નામ બુટા શેઠ, સિંધાવદરના વતની હતા. પૂર્વના સંસ્કાર બાલ્યવયથીજ સાધુ સેવામાં રસ જાગ્યો. એકવાર દુકાનમાંથી ઘી, ગોળ અને કપડાંઓ સાધુઓને પિતાની ચોરીથી આપતાં ભગવાને આ બાલ ભકતને માટે ગાથા કરી. ઘીનું પાણી, ગોળના ધાણા જોનાર બુટા શેઠને બતાવી કામળાઓ કે જેમાંથી સંતોને ચોરીથી ઓઢાડવામાં આવ્યા હતા તે પૂરેપૂરા કરી આપ્યા હતા.

સમય જતાં લાલાના પિતા કાળ ધર્મને પામતાં પોતાના કાકાના ચાર પુત્રો અને એક બહેન સાથે વાંકાનેર શ્રી રઘુનાથ મંદિરમાં શ્રી વૈષ્ણવી દિક્ષા લઈ સાધુ ભાવને પામ્યા હતા. છતાં નિર્વાહ માટે સહુ મળી નાનીશી દુકાન ચલાવતા, અને ઘર જોગું પ્રમાણિકપણે તેમાંથી મેળવી લેતા.

ઘણીવાર કુટુંબ ભૂખ્યું રહીને સંતો, અભ્યાગતોને જમાડતું. પોતે વસ્ત્રો વગર રહી દરિદ્રનારાયણનાં કલેવરો

ઢાંકતાં, ત્યારના સમયે સાધુ સંતોને નામે ભકતો બહારથી માંગી લાવે એ રવૈયો ન હતો. ભાવથી ભાવિકો કયારેક આપી જાય તેમાંથી અથવા જાત મહેનત કરી સદાવ્રતો અપાતાં. આ નિયમમાં સ્વામિનારાયણ સંપ્રદાયના સંસ્થાપક આદિ પુરૂષ સહજાનંદ સ્વામિ પણ અપવાદરૂપ ન હતા.

લાલા ભગતને ઘણીવાર કરજ કરવું પડતું. મોટા ભાગે વાંકાનેરના ઠક્કરને ત્યાંથી વ્યાપાર માટે પરચુરણ વસ્તુઓ અને કોરીઓ લેવાતી, અને વાયદા પ્રમાણે તમામ કરજ ભરપાઈ કરવામાં આવતું. આ વખતે ૩૬૦) કોરી રહી ગઈ હતી, તેનો નિકાલ કરવા ઠક્કર તરફથી બેચારવાર કહેવામાં આવ્યું છતાં સાધુ સંતોનો પ્રવાહ વધુ વેગમાં આવવાથી કોઇ પણ ઉપાયે મુદતસર રકમ ભરપાઇ કરી શકાઇ નહિં.

છેલ્લે શેઠે મુળ રકમ અને વ્યાજ સાથે નાણાં વસુલ લેવા તેમના મુનિમને સિંધાવદર ચીઠી સાથે મોકલાવ્યો. વધુમાં મોસલાઇ અડવાની ધમકી આપવા ચુકાયું ન હતું.

લાલા ભગતે અઠવાડીયાની મુદત માગી. મુનિમને રવાના કર્યો. આ મુંઝવણના ઉકેલ માટે આજે તેઓ કેરાળા 'બાઇમાં' પાસે જઈ રહ્યા હતા.

અનેક તર્ક વિતર્ક કરતા લાલા ભગત કેરાળા પહોંચ્યા. લાલ આવ્યો ભાઇ, બાઇમાંએ આવતાં અતિથિને મીઠા શબ્દે સત્કારી બેસવા આસન, પીવા જલ, અને પ્રસાદ ત્રણે આપ્યાં.

ચરણમાં નિસ્વાર્થ ભાવે ધરી દે છે, તેજ ઘડીયે તે ધન્ય સ્વરૂપ બની રહે છે. આમાં જ સમગ્ર માનવ જાતિનો ઉદ્ધાર છે.

પણ આવો સમય ધરતી પર આવતાં થોડો સમય લાગશે. સંતયુગ જરૂર આવવાનો તો છેજ તેના વગર કાળીંગાનો નાથ નથી.

બાઈમાં એવો સંતયુગ કયારે આવશે ? લાલાએ પૂછયું.

આવશે લાલા જરૂર આવશે. સૂરજ ભગવાનનો રથ ચકરાવવામાં ફરે છે. સમજ્યોને ? ધણી મારો ગઢ ઢેલડીયે મેલાણ નાખી મેઘડીને પરણશે ત્યારે.

સંતોની ગુઢવાણીમાંથી સાચા અરથ તારવી લે એવો લાલીયો ચતુર નથી. બા ! હું તો બોબડો અને અકકલહીણ માનવી છું. કહો જોઈએ ઢેલડી અને મેઘડીમા શો મર્મ છુપાયો છે ?

ઢેલ મોરની માદાનું નામ છે. 'તે વગર સંયોગે ? ગર્ભ ધારણ કરે છે. માત્ર આંખમાં અમી પી રહે ને તેવા સંતો જગતમાં છે, દૂર રહ્યા રહ્યા ભગવાન ભક્તિનાં અમીપાન કરતાં કરણીનો બચ્ચાંઓ જગતને આપી ઢેલપણું દેખાડે છે.

'એટલે ભગવાન સંત સમાજમાં રહેશે, એમજ ના !

'હા, એમ જ ! ઢેલડી એટલે મોરણી નહિ અને ✓મેઘડી એટલે 'સંતો ભાવના વરસાદને મેઘ વરસા કહે છે

તેની ભરતીને મેઘડી, તેને ભગવાન વરે છે. પોતાની બનાવે છે.

આ વખતે મંદિરમાંથી ભગવાનના નૈવેદ્યને ધરવાનો ઘંટારવ સંભળાયો. એટલે વાત ત્યાં જ અટકાવી સહુ મધ્યાન્હ ભોજન અર્થે ઉઠયા. ઓસરીના ઉંબર ઉપરથી હરિ ....હર....નો અવાજ આવ્યો. એટલે સંત, સાધુ, અભ્યાગતો, સહુ ધીમે ધીમે પરસાળમાં એકઠા થવા લાગ્યા.

નાતી જાતીના કશાય ભેદભાવ વગર એકજ પંકિતમાં બેસી ભગવાનનો મહાપ્રસાદ સહુ જમ્યા. મધ્યાનહ પછી મંદિરમાં સંત, સાધુ, વચ્ચે અનેક જ્ઞાનની ચર્ચાઓ ચાલી. સ્ત્રીએ મોડી રાત સુધી રામ-સાગરમાં ભજનો ગવાયાં.

આમ એકધારા ચાર દિવસો વીતી ગયા. પાંચમે દિવસે સવારે બાઈમાં બોલ્યાં

લાલા! વાંકાનેરનો વાયદો તો કેશળામાં જ પૂરો થયો ખરૂં ના! અલ્યા ભગત! વાયદાસર નાણાં નહિ અપાય તો ઠકકર કોઈ પણ ભગતને નામે પાઈ પણ ધીરશે નહિ.

માવડી! તને વાતું આવડે છે. લાવું કયાંથી! ઘેર જાઉં તો ઉઘરાણી વાળો સુરતા ચુકાવે. અહિયાં જ લાલાને ગોઠી ગીયું છે. એટલે રહેશે, ઠાકર જાણે અને તેની ઝુંપડી જાણે.

વિચાર તો ઉત્તમ છે. આપણા માટે એજ રસ્તો સહેલો છે. વિપત આવે કે આપણે લલકારવું કે

" होइहि होइहरि अस जो राम रचि राखा "

ત્યારે કરવું શું ? થાકયો માનવી આથી બીજું શું કહે ? લાલા ભગતે બધીયે જવાબદારી ભગવાન પર મુકતાં કહ્યું.

લાલાનો પ્રસ્તુત ભાવ ઉત્તમ હતો. બાઈમાં તેની ત્યાગવૃત્તિ જોઇ થોડીવાર ગંભીર ભાવે તેના તરફ જોઈ રહ્યા.

લાલા, બાપ ! જા ઠાકર તને વ્યવહારની ચિંતામાંથી મુકત કરે છે. સિંધાવદર મુકી જ્યાં જઇશ ત્યાં ઠાકર ભેળો રહેશે. પથ્થર પાસેથી અપાવશે. તારી કોરીઓ તો અપાઇ ગઇ જ સમજ તેમ રાણીમાં બોલ્યા.

બાઇમાં રીઝીને ઠાકરે લાલાને ભીખ માગવાનું ઠરાવ્યું. વાહ, ઠાકર, વાહ આખરે વાણીયાના દીકરાને ભીખારી બનાવ્યો.

✓ મારા લાલ ! " પોતા માટે માગવા જેવું પાપ નથી, અને પર માટે માગવા જેવું પુણ્ય નથી " તેં સંત પાસેથી નથી સાંભળ્યું !

" મરૂ તોય માગું નહિ, અપને તન કે કાજ "
" પરમારથને કારણે, મોય માંગત ના'વે લાજ "

સાંભળ્યું તો છે જ ! પણ તે મારા માટે જ રચાયું હશે એ ખબર ન હતી. આમ કહી લાલ હસી પડયા.

રાણીમા બોલ્યાં કે લાલા ! ઠાકરની આજ્ઞા છે કે તારે જમીને વાંકાનેર જવાનુ છે. જો સામેથી તને શોધતો શોધતો ઠકકરનો મુનિમ આવતો દેખાય છે.

મુનિમે આવતાં જ કહ્યું કે લાલા ભગત, તમોને ગોતી ગોતી થાકી જવાયું. સિંધાવદરમાં ત્રણ દિવસ રાહ જોઇ, આખરે શેઠના હુકમથી મારે અહીં આવવું પડયું. બોલો ! કોરીનુ શું કર્યું ? આમ કહી મુનિમે ઉઘરાણીનો તકાદો કર્યો.

વીરા ! બેસ ! પાણી પી, વિસામો ખા, જમી તું અને લાલો સાથે જ વાંકાનેર જજો તમારી જ વાત ચાલતી હતી. રાણીમાએ મુનીમને સંબોધીને કહ્યુ

બાઈમા ! શેઠના સ્વભાવને તો તમે જાણો છો ને ? વાયદા ઉપર એક દિવસ જાય એટલે તેનો મિજાજ હાથથી જાય છે. લાલાભગત માટે અમારે હેરાન હેરાન થવું પડયું છે. પોતાની હૈયાની વરાળ કાઢતો મુનીમ બોલ્યો.

હોય બાપ, હોય, વેળા વેળાની છાંયા છે, લાલે કોરીયુ સંતના મોમા વાવીયું છે, શેઠ તો શેઠ કહેવાય, ધનવાનોમા ધીરજ હોય તો તે દેવમા ગણાય તારા શેઠને કોરીઓ માટે આવડી ઉતાવળ કરવી પડે છે ત્યારે બધીએ કોરીઓ મુકી જવું પડશે તેનો કયારે ય વિચાર કરે છે ખરા ? રાણીમાએ સત્ય વસ્તુ સમજાવતા કહ્યુ.

બાઈમાંના છેલ્લા શબ્દે મુનીમ થોડો ઢીલો પડી ગયો હાથ મોં ધોવા બહાર ગયો.

રસોઈ તૈયાર થતાં ભગવાનને નૈવેદ્ય ધરાવી મુનીમ અને લાલને જમાડી રવાના કર્યા.

સાંજરે વાંકાનેર જતાં કોરીયો ભરપાઇ થઇ ગયાની જાણ થતાં લાલની આંખો સ્નેહ જળભીની બની. તેમણે બાઈમાંની આજ્ઞાનો બીજે જ દિવસે અમલ કર્યો.

સાયલે સ્થિર થયા, ત્યાં ઠાકરે અનેક પરચા પૂર્યા.

જે સ્થાન આજ પણ ઉન્નતભાવે સોરઠી જનતા સામે લાલયશ ગાથા ગાઇ રહ્યું છે.

આ પ્રસંગ પછી એક વર્ષ વીતી ગયું. અસાઢ માસ આવતાં ગરણીથી ગુરૂદેવ વીસળદાસજી અને ગુરૂ-પત્ની અણુદીબા કેશળા આવ્યાં.

એક સપ્તાહ સત્સંગમાં વિતાવી દંપતીએ સાથે જ સમાધિ લીધી.

બાઈમાંએ ગુરૂદેવ અને અણુદીબા પાછળ હજારો સાધુ સંતોને ભોજન કરાવ્યા, અને તેમની સમાધીપર દેરી ચણાવી જે અદ્યાપિ પર્યંત ઉભી છે.

× × × ×

# "મેળાનો પ્રસંગ"

માંયે મેળો રચાવ્યો ભારે હેતમાં રે
મંડપ રોપાવ્યો પાધરડા ખેતમાં રે......માંએ

પિતા અને પિતાજીના ગુરૂવર્ય, ગુરૂપત્નિ, અણુદીમાના એકીસાથે ટુંકા સમયમાં સમાધિસ્થ થવાથી બાઈમાંને પોતાના જીવનમાં થોડું એકલવાયાપણું સાલવા લાગ્યું. સમય સમય પર બાઈમાંના સ્વામી અરજણ ભગત દીલાસો આપતા રહેતા. તેવામાં પુંજીમાંએ પણ થોડાય મંદવાડ વગર વીદાય લીધી. માતા વિયોગે બન્ને બહેનોનાં ચિત્ત વધુ ઉદાસ બન્યાં.

વ્યવહારનો બોજો મોટી બહેન ઉપર રાખી માં ઠાકોર અને સંત સેવાના કામમાં ચિત્ત પરોવી દુઃખ વિસારો કરવા લાગ્યાં.

રાણીમાં તેમના પિતાને મોટા બાપુ કહેતા, અને વીરા ભગતને બાપુ કાકા કહેતા.

એક દિવસે મોટા બહેન રૂડીમાને રાણીમાએ પૂછ્યું કે, આપણે મોટા બાપુ, બાપુકાકા, માજી, ગુરૂદેવ અને ગુરૂપત્નિ પાછળ મેળો કરીએ તો ?

બાઈમાં ઠાકર રજા આપે તો જરૂર કરીયે. રૂડીમા બોલ્યાં રાજની મરજી છે, આજથીજ તૈયારી કરવા લાગી જઇએ.

બહેન ! દેશની સ્થિતિ સારી નથી. આજકાલ મરાઠા, પેશ્વામાં સંપ નથી. બાદશાહી ભાંગી પડવાથી અમદાવાદના સુબાઓ વસ્તીને લુંટી રહ્યા છે. આપણા દેશમાં રહેતા રાજાઓના મનનાં ઠેકાણાં નથી. મારવાડ, મેવાડ, વઢીયાર ને ઢુંઢળનાં હજારો માનવીઓ અન્ન અન્ન કરતાં ચીંથરેહાલ દશામાં લુંટાયેલા, દંડાયેલા, એક ટંકના ભોજન માટે વલખાં મારતાં દેશમાં ઝંડીઓ બાંધી બાંધી ઘુમી રહ્યા છે. આવા મોટા પોરાસાં અન્ન કયાંથી મેળવશું ? વાંકાનેર રાજ કશીયે મદદ કરી શકે તેમ જણાતું નથી. ઘી, તંબુઓ, ગોળ, સાકર અને સંતોને ઓઢાડવાની ચાદરો માટે કપડાં વિગેરે વસ્તુઓ સહજમાં મળે તેવા સંજોગો દેખાતા નથી. બંગાળાની બદલતી નવાબીને લઇ ઢાકાની પોઠો બંધ છે. માળવામાં મરાઠાનાં ધાડાં ફરી વળતાં, હજુ હમણાંજ એક સંત કહેતા હતા કે દશ હજાર પોઠોનું અનાજ હોલ્કરે લુંટી લીધું એટલે ગુજરાતમાં અનાજની હાકલ વાગે છે. બીજી પોઠવાળાઓ આથી સાવ હિંમત હારી ગયા છે.

આપણે ભાગ્યશાળી છીએ કે પંજાબ અને થોડી સિંધમાંથી પોઠો હજુ આવે છે. આ બધાં કામ આરંભતાં પહેલાં વિચાર કરવા જેવો છે. રૂડીમાએ જણાવ્યું.

રાણીમા બોલ્યાં કે ઠાકરના પર ભરૂસો રાખો. મોટાં બહેન ! રિદ્ધિ સિદ્ધિ જેના ચરણની દાસીઓ છે. આખાય સંસારને એકજ સમયે જમાડનાર મારો રાજ રાણીના મેમાનોને ભૂખ્યા રાખશે નહિં.

ગઈ કાલેજ પેલા અનંતપ્રસાદજી રામાનુજી મહારાજ કથામાં કહેતા હતા કે ભોજન છાજનની ચિંતા ભકતો કરતા જ નથી. આખાય વિશ્વનું પોષણુ કરનાર ભગવાન ભકતોને કેમ કરી વિસારી શકશે ?

ભલે બહેન ! તારો એવો દઢ ભરોસો છે તો કરો આરંભ. દેવળુંવાળો બધુંય પાંસરૂં ઉતારશે. રૂડીમાએ કહ્યું.

બીજે દિવસેથી મેળા માટેના કામનો આરંભ કરવામાં આવ્યો. અને પાંચ હજાર મણુ ઘી, દશ હજાર મણુ ઘઉં, ચોખા, મગ અને ઉંચા પ્રકારની મલમલ. આ બધું વાંકાનેરના શેઠીયાને દોડાવી મંગાવવામાં આવ્યું. લોકો આશ્ચર્ય પામ્યા કે, એક સામાન્ય માલધારીના ઘરમાં આટલી સંપત્તિ !

સમય આવતાં પાંચાળના પીર મંડળ, જેવાં કે, દાનો ભગત, વીસામણુ, ગીગડો, (સત્તાધાર) જાદરાનો વંશધર ગોરખો, વિગેરેને ખાસ ખાસ માણુસો મોકલી તેડાવવામાં આવ્યા. સાયલાથી લાલ મહારાજ, પોતાના ચારે ભાઈઓ અને બહેન સાથે મેળો મહાલવા ડેરાળા આવી પહોંચ્યાં.

વાંકાનેર રાજસાહેબ મેળાના સમાચાર સાંભળી બાઈમાંના ઠાકરનાં દરશન નિમિત્તે એકાદવાર આવી ગયા, અને ઘી, ગોળ, ઘઉં, કાપડ, વિગેરે વસ્તુઓનો જથ્થો જોઈ સંતોષ પામ્યા અને કંકોત્રીઓ લખાઈ. એક માસની લાંબી માગણી રાખી, ચારે દિશામાં રવાના કરવામાં આવી. પહોંચો

બ્હેન ! દેશની સ્થિતિ સારી નથી. આજકાલ મરાઠા, પેશ્વામાં સંપ નથી. બાદશાહી ભાંગી પડવાથી અમદાવાદના સુબાઓ વસ્તીને લુંટી રહ્યા છે. આપણા દેશમાં રહેતા રાજાઓના મનનાં ઠેકાણાં નથી. મારવાડ, મેવાડ, વઢીયાર ને ઢુંઢળનાં હજારો માનવીઓ અન્ન અન્ન કરતાં ચીંથરેહાલ દશામાં લુંટાયેલા, દંડાયેલા, એક ટંકના ભોજન માટે વલખાં મારતાં દેશમા ઝંડીઓ બાધી બાંધી ઘુમી રહ્યા છે. આવા માઠા ચોરાસાં અન્ન કયાંથી મેળવશું ? વાંકાનેર રાજ કશીયે મદદ કરી શકે તેમ જણાતું નથી. ઘી, તંબુઓ, ગોળ, સાકર અને સંતોને ઓઢાડવાની ચાદરો માટે કપડાં વિગેરે વસ્તુઓ સહજમાં મળે તેવા સંજોગો દેખાતા નથી. બંગાળાની બદલતી નવાબીને લઇ ઢાકાની પોઠો બંધ છે. માળવામાં મરાઠાનાં ધાડાં ફરી વળતાં, હજુ હમણાંજ એક સંત કહેતા હતા કે દશ હજાર પોઠોનું અનાજ હોલ્કરે લુંટી લીધું એટલે ગુજરાતમાં અનાજની હાકલ વાગે છે. બીજી પોઠવાળાઓ આથી સાવ હિંમત હારી ગયા છે.

આપણે ભાગ્યશાળી છીએ કે પંજાબ અને થોડી સિંધમાંથી પોઠો હજુ આવે છે. આ બધાં કામ આરંભતાં પહેલાં વિચાર કરવા જેવો છે. રૂડીમાએ જણાવ્યું.

રાણીમા બોલ્યાં કે ઠાકરના પર ભરૂસો રાખો. મોટાં બ્હેન ! રિદ્ધિ સિદ્ધિ જેના ચરણની દાસીઓ છે આખાય સંસારને એકજ સમયે જમાડનાર મારો રાજ રાણીના મેમાનોને ભૂખ્યા રાખશે નહિં.

ગઇ કાલેજ પેલા અનંતપ્રસાદજી રામાનુજી મહારાજ કથામાં કહેતા હતા કે ભોજન છાજનની ચિંતા ભકતો કરતા જ નથી. આખાય વિશ્વનું પોષણ કરનાર ભગવાન ભકતોને કેમ કરી વિસારી શકશે ?

ભલે બહેન ! તારો એવો દ્દઢ ભરોસો છે તો કરો આરંભ. દેવળુંવાળો બધુંય પાંસરૂં ઉતારશે. રૂડીમાએ કહ્યું.

બીજે દિયસેથી મેળા માટેના કામનો આરંભ કરવામાં આવ્યો. અને પાંચ હજાર મણ ઘી, દશ હજાર મણ ઘઉં, ચોખા, મગ અને ઉંચા પ્રકારની મલમલ. આ બધું વાંકાનેરના શેઠીયાને દોડાવી મંગાવવામાં આવ્યું. લોકો આશ્ચર્ય પામ્યા કે, એક સામાન્ય માલધારીના ઘરમાં આટલી સંપત્તિ !

સમય આવતાં પાંચાળના પીર મંડળ, જેવાં કે, દાનો ભગત, વીસામણ, ગીગડો, (સત્તાધાર) જાદરાનો વંશધર ગોરખો, વિગેરેને ખાસ ખાસ માણસો મોકલી તેડાવવામાં આવ્યા. સાયલાથી લાલ મહારાજ, પોતાના ચારે ભાઇઓ અને બહેન સાથે મેળો મહાલવા કેરાળા આવી પહોંચ્યાં.

વાંકાનેર રાજસાહેબ મેળાના સમાચાર સાંભળી બાઇમાંના ઠાકરનાં દરશન નિમિત્તે એકાદવાર આવી ગયા, અને ઘી, ગોળ, ઘઉં, કાપડ, વિગેરે વસ્તુઓનો જથ્થો જોઈ સંતોષ પામ્યા અને કંકોત્રીઓ લખાઇ. એક માસની લાંબી માગણી રાખી, ચારે દિશામાં રવાના કરવામાં આવી. પહોંચો

ત્યાં સુધી જન્ને મારા બાપ ! આળશ કરશો નહિં. આમ જનારને ભારપૂર્વક કહેવામાં આવ્યું.

સોરઠ, હાલાર, મચ્છુકાંઠો, બારાડી વીંધી ઓખામંડળની ખાડીથી સામે કળાતા પોરના ધણીના હાથમાં કંકોત્રીઓ આવી પડી. જુનાણાનો નવાબ હીંન્દવા પીરનો પરિચિત હોવાથી કંકોત્રી લાવનારનો સત્કાર કરી વેરાવળ, માંગરોળ સુધીની વાટ ખરચી સાથે વાહનોની સગવડતા આપી.

ગોંડલ ભાકુંભાજી બાઇમાંના સંદેશાથી રાજી થયા. ભાવેણાના નાથ વખતસિંહ તો મેળો મહાલવા એક પગે તૈયાર થઈ અમારા જેવું કામકાજ ચીંધજોનાં કહેણુ મોકલવા લાગ્યા.

ઘોઘામારૂ, વળાંક અને મહુવાના ખસીયા દરબારોની ડેલીયે ડેલીયે મેળાની કંકોત્રીઓ વંચાવા લાગી. બાબરીયાવાડના મોટ–મેર, ગીરના માલધારીઓ તો દશ દિવસ આગોતરા જવાની વેતરણ કરતા મંડળોયોના સાજ સજવા લાગ્યા.

બાઇમાંનું નામ ગુજરાત ચીરી, મારવાડ, મેવાડ, ઢુંઢાડથી પણ આગળ, બીકાનેર, ભટનેર વટાવી પંજાબની સરહદ સુધી મશહુર થઈ ગયું હોવાથી કર્ણોપકર્ણ (કાનેકાને) મેળા માટેની વાતો પહોંચવા લાગી.

મેળાના સમયથી એક અઠવાડીયું આગળથી ડેરાબાના પાદરમાં માનવ સાગરનો જુવાળ ચઢવા લાગ્યો.

લાલાને સંતસ્વાગત, દાનાભગતને લોકરક્ષા, વિસામણભગતને ભંડારના બોજા સોંપવામાં આવ્યા. રૂડીબાઇ અને જગ્યાના તમામ ટેલવાને આવનારનાં શાબ્દીક સ્વાગતો કરવાનું ઠરાવરામાં આવ્યું.

તાવડાઓ બેઠા. જેના તાપથી મચ્છુનાં નીર તપવા લાગ્યાં. ધુમાડાથી આકાશ ભરાઇ ગયું. ઘીની મીઠી સોડમથી દેવલોક તૃપ્ત થવા લાગ્યા.

મેળાની તીથિ જેમ જેમ નજીક આવવા લાગી તેમ તેમ કામની ધમાલ વધવા લાગી. વાંકાનેર, મોરબી, જસદણ, લીંબડી, ધ્રાંગધ્રા વિગેરે રાજ્યો તરફથી તંબુઓ પાગરણ અને અન્ય જોઈતી વસ્તુઓનાં ગાડેગાડાં આવવા લાગ્યાં. વ્યવસ્થાપક-બંધુઓ રાત કે દિવસની પરવા કર્યા વગર તનતોડ મહેનત કરી બધું સુઘટીત રીતે ગોઠવવાના કામમાં રગાઈ ગયા.

રાણી ! સહુને તો તેં જુજવાં જુજવાં કામો સોંપ્યા, પણ તેં તારા પર શું કામ રાખ્યું ? તે તો કહે, એક દિવસે મોટા બહેન રૂડીબાઈએ નાની બહેનને ટકોર કરી.

મેળો તમારો, કર્તા તમો સહુ, પછી મારે ખોટો ભાર ઉપાડી શા માટે ફરવુ જોઇએ, બેનબા !

એમ ! આ બધું અમારૂં, અમે કરીયે છીયે તારે તો આમાં કાંઇ જ નહિ ! રૂડીમાએ પૂછયું.

હા ! સાડીસત્તરવાર કાંઇ નહિ ! મોટાં બહેન. આપણું માલધારીનું ગજું છે કે, આટલા પ્રમાણમાં સાધન સામગ્રીઓ, મેળવી શકીયે. દેવળુંવાળો એનું કામ કરે છે. મેળો એનો, શોભા એની, ભલું બુરૂં એનું કહેવાશે. તમો સહુ તેનાં છો, માટે તમારો મેળો કહ્યો.

અને તું કોની ! રૂડીબાઇ બોલ્યાં.

✓ કોઈની નહિ. બેનડી ! "અમારો છે પંથ ન્યારો, ગોકળ ગામનો" આમ ધીમે અવાજે ગાતાં ગાતાં બાઇમાં હસી પડયાં.

ઘેર આવડું બધું કામ આરંભ્યું છતાં રાણીમા પર જરાય ભારે ય નથી ! બેન ! તું તો ગજબની છે. રૂડીબાઇએ નવાઇ પામતાં કહ્યું.

બેન ! માનવીનો કાર્યમાં અધિકાર છે, ફળમાં નહિ. મારા માટે તો કર્મ પણ નથી. મેં તો કયારનો ય નિર્ણય મનજીભાઇ સાથે કરી લીધો છે કે, મારો રાજ મને મીરાંની પેઠે–

જો ઈ પહેરાવે સોઇ પહેરૂં, જો દે સોઇ ખાઉં....
મેરી ઉનકી પ્રીત પુરાની, ઉન બીન પલ ન રહાઉં...
જહાં બેઠાવે તિતહી બેઠું, બેચે તો બીક જાઉં...
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, બાર બાર બલિ જાઉં...

આટલું ગાતાં આંખોમાંથી પ્રવાહ વહેવા લાગ્યો.... ગળું રૂંધાઇ ગયું. ભાવાવેશમાં ચ્હેરાની સુરખી દિવ્ય ભાસવા લાગી. જોનાર આ ફેરફાર જોઈ થંભી ગયાં.

થોડી વારે ભાવ સમાધિ ઉતરતાં બાઇમાં ગંભીર ભાવે બોલ્યાં ! મોટાં બ્હેન ! માનવી સતત નામ સ્મરણ કરે તો તે અભ્યાસના બળે તેનાં મન, પ્રાણ, બુદ્ધિ, ચિત્ત, હૃદય, અહં, હુંપણાના તમામ ધર્મોમાં પલટો આવી જાય છે. અસ્વચ્છતા જતી રહે છે. તમામ પ્રવૃત્તિ ભગવાન તરફ ઢળી જાય છે. તેમાં તેને રસ પડવા લાગે છે. આવા અભ્યાસથી ધીરે ધીરે શરણતાની ભૂમિકાએ પહોંચાય છે. અને આખરે સર્વ સમર્પણ સુધી વૃત્તિનો પ્રવાહ વહી જાય છે. એટલે કે જન્મ, જીવન, અને માનવતા સફળ થાય છે. રાણીમાએ સમજાવ્યું.

બાઈમાંના આજના બોલ સહુને નવા લાગ્યા. વાત વધુ લંબાશે તો રાણી પાછી બેશુદ્ધ થઇ જશે. આવા ડરથી વાતના વળાંકને બદલવા રૂડીબાઇ બોલ્યાં.

રાણી ! જોને એક માસ થયાં તમામ કામ કરનાર ભાઈઓ હેરાન હેરાન થઇ રહ્યા છે. નથી સુવાના કે નથી ખાવાપીવાના બસ કામ, કામ ને કામ, આવા મેળાઓ કરવાથી ભલા શો લાભ થતો હશે ?

બેન ! જરા ગંભીરતા ઓછી કરી મંદ સ્મિત કરી બાઇમાં બોલ્યાં, પ્રથમ તો આજના દુઃખદ અવસરમાં માનવીઓને એક સ્થાને એકઠાં થવાની તક મળે છે. થોડી વિવિધતાનાં દર્શન થતાં આનંદ આવે છે. સાથે દેશના ઉદયના માટે દેશદાઝવાળા માનવીઓને ચર્ચા કરવા અને

ભાવી માર્ગ નક્કી કરવાનો અવસર સાંપડે છે. આ થઇ વ્યવહારિક વાતો.

પરમાર્થિક નજરે જોઇએ તો આથી પણ અનેકગણા લાભો જણાય છે. જોનારને આંખ જોઇએ. જનતા જનાર્દનનાં સામટાં દર્શન, અનેક સંતોની સામુહિક સેવા, માનવ પ્રકૃતિ-પર પ્રભુત્વ મેળવનાર ત્યાગવીરોનું આગમન, લોકરૂચીના અભ્યાશકો માટેની જોગવાઇ, આવું આવું ઘણું ય આવા મેળાવડામાંથી સાંપડે છે.

સહુથી જાણવા જેવું જનતાને એ મળે છે કે, મેળા કરનાર અને તેના સંચાલકોની શક્તિઓને ખીલવાની, દોડવાની, અને કાંઇક કરી બતાવવાની સુંદર તક મળી રહે છે.

પ્રસ્તુત પ્રસંગ ચાલતો હતો ત્યાં રસોઇ સ્થાનપરથી સમાચાર લઇ એક ભાઇ આવતાં બાઈમાં ત્યાં ગયાં. એટલે વાત અટકી પડી. રૂડીબાઇ અને અન્ય ત્યાં હાજર રહેલ કુટુંબીજનો સહુ સહુને કામે લાગી ગયાં.

મેળાના મુકરર દિવસથી બે દિવસ અગાઉ અનેક સંતો આવવા લાગ્યા. ગીરી, પુરી, ભારતી, વન, તીર્થ, પ્રકાશ વિગેરે દશનામીઓ કાષાય (ભગવાં) વસ્ત્રોથી દીશાઓ રંગતા આવી પહોંચ્યા. તેમનો ઉતારો ગામથી ઉત્તરમાં નદીના પટમાં આપવામાં આવ્યો.

તેજ સંધ્યાએ વૈષ્ણવોની જમાતો આવવા લાગી. નિંબાર્ક, રામાનંદીય, મધ્વ, વિશ્નુસ્વામી અને આચાર્યગણ

પોતપોતાના ડેરા તંબુઓ સાથે આવી પહોંચ્યા. કેરાળા ગામે કુંભનો મહામેળો ભરાવા લાગ્યો. હજારો નિશાનો, ડંકાઓ અને હાથીઓ, ભગવતી મચ્છુના કિનારા પર ઝુલતા વરસાદ ઋતુનું દૃશ્ય ખડું કરવા લાગ્યા.

પાંચાળની જનતા પોતાના આંગણે ઉજવાતા 'કપીલા-છઠ'ના મહાપર્વમાં સાથ આપવા ટોળે ટોળાં આવી પહોંચી. અનેક પરચાપુરી સિદ્ધમાં ખપતા પાંચાળી ભકતો, સાધુઓની રજમાં નહાતા નહાતા પોતાની જાતને પાવન કરવા લાગ્યા.

સંધ્યાના ઓળાઓ માનવમહેરામણને આવરી લેતાં પોતાની વાગચુડ વધુ ને વધુ દૃઢ કરવા લાગ્યા. રજની દેવીના આગમન સાથે તંબુએ તંબુએ રોશની ઝળહળી ઊઠી. ઘડી, ઘંટા અને નગારાં, શંખોના અવાજે આઈમચ્છુનાં નીર થંભી જતાં જણાવા લાગ્યા.

બાઈમાં ઠાકરની આરતિ ઉતારી જ્યોતિ દર્શને મસ્ત બનેલ ભાવે બાપુની સમાધિ-દેરીના પરસાળ પર આવી દૂર દૂર સુધી નજર ઠેરાવી આજનું અનુપમ દૃશ્ય જોઈ સંતોષ પામ્યાં.

રાત્રિ-ભોજનનો કાર્યક્રમ પરમ શાંતિથી આટોપી, કાર્યવાહકોએ સંતોષ અનુભવ્યો.

પ્રાગટના દોરા ફુટતાં ચારે દિશાથી ધુમ્રના ગોટેગોટા ઉડી કેરાળા તરફ આવતા દેખાવા લાગ્યા.

હાલાર, મચ્છુકાંઠો, વઢીયાર, સોરઠ, ગીર, ઝાલાવાડ, ખાખરીયાવાડ, સરવૈયાવાડ, છેક મહુવા, તળાજા અને દીવ સુધીનાં માનવીઓ આવતા જણાયા. મધ્યાન્હ થતાં થતાં આખોય દેશ માનવસમુદાયથી ઘેરાઈ ગયો.

મોડા વડેલા, ગુજરાતી, મારવડી અને થોડા પુરવી-ભાઈઓને ગામથી પાંચ, છ માઇલ દૂર જ અટકી જવું પડયું.

મેળાના મધ્ય ભાગ સમા એક સ્થાનમાં આશરે દશેક હજાર સંત મંડળ અને જનતાના આગેવાનોનો સમાવેશ થઇ શકે તેવો ભાવનગરથી આવેલ સમીયાણો ઊભો કરવામાં આવ્યો હતો.

તેની પૂર્વમાં થોડા અંતરે પડદામાં રહેનાર રાજ-રાણીઓ માટે તંબુ હતો. સભા માટે નિયત કરેલા સમીયાણા ઉપર લીલી ધ્વજા "શ્રી નકલંક" નામથી અંકિત કરવામાં આવી હતી

ગામની ઉત્તર તરફના લુણસરીયા વિભાગમાં સોરઠી સમશેર બહાદુર રાજાઓ અને ગીરાસદાર ભાયાતો માટે ક્રમવાર તંબુઓ ગોઠવવામાં આવ્યા હતા.

તેમની પશ્ચિમ બગલમાં જસદણ, ચોટીલા ને જેતપરના દરબારોની દેખરેખ તળે કાઠી ભાઇઓ માટે રાવટીઓ ઉભી કરવામાં આવી હતી. તે ઉપરાંત હજારો ઘાસના માંડવાઓ, મઢુલીઓ અને નાની નાની રાવટીઓની વ્યવસ્થા કરવામાં આવી હતી.

ગામનો દક્ષિણુ વિભાગ માલધારી ભાઈઓ માટે નિયત કરવામાં આવ્યો હતો. તેમાં રબારી, આહીર, ભરવાડો, વિગેરે માટે છીપાંઓ મોટા પ્રમાણમાં બાંધવામાં આવ્યાં હતાં. તેની પૂર્વમાં પોરબંદરના મેરો, બરડાના ભાઈઓ, ઓખામંડળના વાઘેરો અને ખાંટ, કોળી વિગેરે કાટીયા વરણનો સમાજ ગોઠવાયો હતો.

નવાઈની વાત તો એ હતી કે મેળાની વ્યવસ્થાની તમામ જવાબદારી જનતાના ચુંટેલા માનવીઓ કરતા હતા. કોઈપણ રાજ્યના એક પણ સિપાઈને દરમ્યાનગીરી કરવાની સખ્ત મનાઈ કરવામાં આવી હતી.

રાત્રિ–ભોજન પતાવ્યા પછી ગળતી રાતલડીયે ઠેરઠેર ભજનો ગવાવાં લાગ્યાં. હજારો મંડળીઓમાંથી ઝાંઝ, મંજીરા, પટીવાદ, ઢોલક અને મૃદંગના તાલો ઉઠવા લાગ્યા, સાથે નરનારીના હવામાં લહેરાતા અવાજોથી માનવ મસ્તકો ડોલી ઉઠયાં.

મંડળીઓથી સાવ જુદા પડતા સંત સાધુઓના સળીયાના તાલમાં ચાલતાં ભજનો ઓર મસ્તી જગાવતાં હતાં. વચ્ચે વચ્ચે શંખનાદો, રણસુઈઓ અને "બંમભોલા,' "હરહર મહાદેવ" "ૐ ૐ" ના નાદો ગાજી વાતાવરણમાં પડઘા પાડતા હતા.

મધ્યરાત્રિ આમને આમ આનંદમાં વીતી ગઈ. બાઇમા મંદિરના સિંહાસનની બન્ને બાજુએ ઘીની ઘીંગી

વાટની જ્યોતિ પ્રગટાવી માળા લઇ બેસી ગયાં હતાં. નામ સ્મરણની મસ્તીમાં મેળાનો ખ્યાલ તદ્દન વિસરાઇ ગયો હતો.

બહારના ભાગમાં પગરવ થતાં બાઈમાંનું ધ્યાન તે તરફ ગયું. લાંબી નજરે જોતાં પાંચાલનું ભકત મંડળ પાળીયાદ, ચલાળા, પરબ, સાયલા અને વાંકાનેરના સ્થાનધારીઓ આવતા જણાયા. માળા મુકી સહજ ભાવે ઉઠી સહુનું સ્વાગત કરી બેસવા આસન આપ્યું.

બાઇમાં અમો સહુ એક બહુજ જરૂરની વાત કરવા આવ્યા છીએ. ભકતમંડળે કહ્યું.

ખુશીથી ! કહો. હું તો તમારી દીકરી છું. વડીલોનો ધર્મ છે કે માર્ગ ભૂલતા બાળકોને રસ્તે વાળે. તેમાંય હું તો રહી માલધારીની અભણ, અવિવેકી છોરૂ. પછી મારા માટે તો બેવડી કાળજી આપ સહુએ રાખવી જોઇએ. બોલો શી આજ્ઞા છે ! બાઇમાંએ પ્રેમથી પુછયું.

વાત આમ છે કે, દાના ભગતે વાતનો આરંભ કરતાં કહ્યું, ધારવા કરતાં માણસો બહુજ મોટા પ્રમાણમાં આવી ગયાં છે, એટલે જરા મુંઝવણ ઉભી થવા સંભવ છે.

આપા દાના, ઠેરાળાનાં આંગણ આટલાં તો શું ? પણ ભલેને આખી ખલક (દુનિયા) ઉમટી [illegible] ોય શું ?

પાંચાળનું પીરાણું, ચલાળા અને [illegible] ંગી આવેલ છે એ ભૂલાવું ન જોઇએ. ઠાકરે [illegible] સહુનાં કામો કર્યાં છે. કોઇની કુંકે મોરબીના ગઢ [illegible]

માટે આસમાંથી ગંગા મોકલવાં પડયાં. ઘોડાની જીભ ચોંટે, ઉંદરડી દુકાન બાળે, સુકાં લાકડાં વધે, આ બધુંય દેવળવાળો જેના માટે કરે તે મારી સામે બેઠો હોય પછી મારે મુંઝાવા જેવું હોયજ નહિ. લાલાની કોરીયો તો ઠાકરે કાલેજ વાંકાનેરમાં ભરી દીધી છે. કેમ લાલ ખરૂં ના? રાણીમાએ કહ્યું.

માતા, એ તો તારે વચને, લાલો હજુ ભક્તિ ક્ષેત્રનો ઉગતો છોડ છે. તેને આમ બિરદાવવો એ તો બગાડવા બરાબર છે. હજુ તો લાલો, જીવણદાસ ચમારથી આગળ વધ્યો નજ ગણાવ., લાલ ભગતે કહ્યુ.

લાલાની તોતડી ભાષામાં નમ્રતાપુર્ણ કરાતી દલીલ સાંભળી સહુ હસી પડયા. વાતાવરણ આથી સહજ વિનોદી બન્યું.

બાઈ રાણી! પીરાણુ તો ઠીક. આજ તો ઠાકર જેની રાખે તેની રહે એ જમાનો છે. સહુ સહુની શ્રદ્ધા ફળી હશે અમને તો ઠાકરે જશ અપાવ્યો છે.

ત્યારે શું મારામાં આપને શ્રદ્ધા નથી લાગતી? બાઈમાં હસતાં વસતાં બોલ્યાં.

લાગે છે, બાઈ, બરાબર લાગે છે! પણ વાતનાં વડાંથી આજે ચાલે તેમ નથી. બાપુ! મરહુમાતાએ દગો દીધો પાણી ઉટી ગયા, સવારે દેકારો બોલશે. સમજીને? થાનના ભગત ગોરખાએ કહ્યું.

ભલે ખૂટે, હું શું કરૂં ? પરબની જગ્યાના કુવામાં ઘોઘાવદરનો ભાણુસાહેબના ઘરનો માનવી જીવણ રામસાગરમાં ચાર ભજનો ગાઇ પાતાળ પાણી કાઢી ભરી દે, તો આજ ઠાકર સામે તમામ સોરઠના હરિ ભક્તો, સાધુઓ, સંતો એકઠા થયા છે. કહી દે, મચ્છુને ! કે લાવ માડી પાણી ! બોલાવે મેઘરાજને કે ભરી જા, બાપ ! ભરી જા, માનવીને માટે આખો પટ નિરમલા નિરથી ભરી જા, મને કહેવામાં માલ નથી. લાજ તમારી જાસે, હું તો બાઈ માણસ થઇ છુટીશ. આમ કહેતાં કહેતાં બાઇમાં જોરથી હસી પડયાં.

સહજ ગંભીર ભાવે વીસામણ ભગત બોલ્યા. રાણીબાઇ ? આ ટોળ કરવાનાં ટાણાં નથી. બીજી પણ આફ્ત છે. તારો માલ સવારમાં એક પીરસણે ઉડી જશે હું ઢગલા તપાસી જાતે જોઇ કહું છું. ચાલીસ ચાલીસ પંઠા ફરી વળ્યો છું. પાંચ હજાર સારથીઆને પંજાની છાપ મારી હાથ ગેસવી આવ્યો છું. આટલા માનવીની સામે તારો પંદર હજાર મણનો માલ શા હીસાબમાં ?

આ કોણ ! આપો વિસામણ બોલે છે ? વાહરે ! ભગત ! વાહ ! આમ બી જવાસે તો ધણીની માળા ઘાલી મલકમાં ફરાશે કેમ ? બોલાવો ! ભંડારમાં ભાણુસાહેબના ઘરને. રવિરામને કહી દો કે ભગતની ભીડ સાધુ સંતો નહિ ભાંગે તો બીજો કોણ ભાંગશે ? ઘણા દિવસ કાગળ અને શાહીથી ભજનો લખ્યાં છે. આજ તો લેવાનો આરાધ કર-

વાનો છે. સહજાનંદ સ્વામીના સંતો પણ ઠાકરના મોંઘા મહેમાનોમાં છે. ક્યાં ગયા મેકા પંથીયો! ઘણા દી જુનાણાની ઝોળીયું ઉતરાવ્યાની વાતો કરી પોરહ અનુભવ્યા છે. રાણીમાએ કહ્યુ.

બાઇ! આજે તને આ શું થયું છે? આવી પઈડ મુકને બાપુ. ઉભી થા! જા! આઇને મનાવી પાણીનુ કર! પછી ભંઠારની વાત તપાસી લો વીરા ભગતના ભાઈચારાને આગળ કરી મીઠો ઠપકો આપતા. વીસામણ ભગત બોલ્યા.

પઇડ, કહો તો પઈડ, બાકી રાણી ઉઠવાની નથી, આજ તો સંત, ભગતના પારખા થાવાનાં છે. ઘણા દી સમાતુંવાળાને નામે ગાળા ચાલ્યા છે. મોજડીયું ઉતારનાર, સમાધિમાંથી ઉઠી જાગનાર ગલત કોડને હાથ ફેરવી મટાડનારનાં જ્યોતિધરોને જોવાનાં ટાણા આવ્યા છે તેને જોઇ લેવાં છે. બાકી ઠાકરનાં કામ ઠાકર જ કરતાં આવ્યા ઠે ઇ કાઇ ભૂખ્યાં તરસ્યાં થોડાંજ રહેવાનાં છે. રાણીમાએ કહ્યુ.

થોડીવાર, વાતાવરણ ગંભીર બની ગયું. સહુ કોઈ મૌન બની એકબીજા તરફ જોવા લાગ્યા. તેવામા મોટી બહેન રૂડીબાઇ આવી બોલ્યાં કે રાણી! ઠાકર કહે છે કે ઉઠ! જા! પાણી માટે ચીંન્તા કરીશ નહિ. એકવાર ભંડારમાં અને નદી તરફ આટો મારી આવ.

મારી તો બલ્લા જાય છે! એને જાવું હોય તો ભલે ઇ જાય. રાજને અબરખો હતો કે રાણીના બાપ પાછળ મેળો

કરાવું ! કરી લીધો મેળો ? જાત આહીર ખરીને ! ખરે ટાણે ખટકો ઉભો કર્યા વગર કેમ રહે ? જાણે નરસૈયાના બાપનું સરાવણું કર્યું. એટલુંજ કામ હશે. દ્રૌપદીને નવસેં નવ્વાણું કટકાઓ ઢાકયા એવું કાંઇક આ કરશે, આજ મારા રાજને ખબર પડશે કે ભરવાડને આંગણે કેટલી વીશુંયેસો થાય છે ! રાણીમાં બોલ્યા.

સહુ ભક્ત મંડળની આંખોમાંથી પ્રેમનો પ્રવાહ વહી નીકળ્યો. બાઇમાંની શ્રદ્ધા; ભક્તિ, અને ઠાકર રીઝવવાની ભાવના તરફ સહુ માન ભરી નજરે જોવા લાગ્યા.

તેવામા બહારથી કીકીયારીઓનો સામટો અવાજ આવ્યો. ભજનો અટકયા, દીવાઓ વેગથી ફરતા જણાયા, લોકોમાં ગભરામણ વધવાનું થવા લાગ્યું.

અલ્યા ગીગા, જોતો આ બહાર ગડબડ શી છે ? દાના ભગતે આંખનાં આંસુંઓ લુછતાં કહ્યું.

તેવામાં બહારથી એક દોડતા આવતા માનવીએ શ્વાસભેર કહ્યું. બાઇમાં નદીમાં પાણી આવ્યું. દોડો, દોડો. ધરે ધરા ઉભરાઇ હાલ્યા. કાળે ઉનાળે, વગર વરસાદે, પાણી ! વાહરે રાણીમાના ઠાકર, વાહ !

ત્યાં તો બીજા બે ચાર માણસોએ આવી એની એજ વાતો કરી. ભક્તમંડળ ધન્યવાદ આપતાં બોલ્યું. રાણીબાઇ ! તમારી શ્રદ્ધા ફળી ! દેવળુંવારે બારે ખરે ટાણે વાત રાખી.

એમાં શ્રીયે પાડ કર્યો ઠાકરે! જરા મોં મરડી બાઈમાં બોલ્યાં. એના પર ભાર મૂકીએ તો તે આકુડો બરડો તાણીને કામ કરે. આપણેજ ભાર તાણી તાણી એને બગાડીયે છીયે. રાજતો કહી ગયા છે કે :– અનન્ય ભાવે મારૂં ભજન કરતો માનવ મારામાં જોડાઇ રહે તો તેવું હું સાચવું છું અને ન હોય તે આપું છું.

બાઇ! બધુંયે સાચુ પણ સહુ એટલી ગતીયે થોડાજ પહોંચે છે આપા વિસામણે કહ્યું.

તો પછી ભીખ માગતાં ફરવું પડશે. આપણે આપણુ ચલાવીયે તો રાજ વણકારણે માથું મારવા ટેવાયલા નથી. બાઇમાએ કહ્યું.

આમ વિનોદમય હળવા વાતાવરણમાં સંતમંડળ બહાર આવ્યું. ચાંદનીમાં ચાંદી જેવા લાગતાં મચ્છુનાં નવાં નીર જોઈ સહુને આનંદ થયો.

હજારો દીવડલાઓ વચ્ચે, ભજનો પ્રથમની જેમ ગવાઇ રહ્યા હતાં.

કાલે સવારે કયારે પડો ઉઘાડીશું ? આપા વીસામણે પુછયું. સહુ સંતોની મરજી, સંતો ઉપર ભાર મુકી કહ્યું.

સવારના દશથી સાંજના પાંચ વાગતાં સુધી ચાલુ રાખીએ, કેમ બેન, બરાબરને ?

હાં બરાબર, મને પૂછો તો રાતના દશ સુધી સાર થીયાને રોકવા નહિ. હજારૂ હાથવાળો પુરતો હોય પછી આપણે કંગાલ શું કરવા થાવું. રાણીમાએ જવાબ આપ્યો

જોત જોતામાં વૈશાખ સુદી પૂર્ણીમાનો સૂર્ય ઉગ્યો. સંત, ભકતો, ભગવતી મચ્છુનાં શીતળ નીરમાં ન્હાતા ન્હાતા બોલતા સંભળાવા લાગ્યા કે :-

"ભલે ઉગ્યા ભાણ, ભાણ તમાણાં ભામણા"

મહારાજ ચડી સહેજ ઉપર આવતાંજ સારથીયાનું દળ કટક છુટું મુકાયું. એક સાથે ચાલીસ પંઠામાથી પાચ હજાર પીરસણીયાએ દોટ મુકી.

ઠામ, સુંડલી નાખી પાછા ફરતાં બીજા બે હજાર કામ પર ચડી ગયા. આમાં ચાર છો ફેરા ફરતાં હાઉ બાપા હાઉ ! પૂરણ પૂરણના જયના અવાજો આવવા લાગ્યા.

એકાદ બે ફેરા વધુ જતાં માલ પાછો આવ્યો. જનતા-જનાર્દને નૈવેદ્ય સ્વીકારી સંતોષ જાહેર કર્યો. બાઇમાં અત્યાર સુધી દૂર ઉભા રહી જોતાં હતાં તે હવે મંદિરમાં ગયાં અને સોરઠી સંતમંડળને બોલાવ્યા.

રાજા, સામંતો અને કાઠી દરબારોને તેમની સાથેના માણસોએ સહુના માટે તૈયાર કરાયેલાં પકવાનો પીરસ્યાં. સોરઠી રાજમંડળે આજે પ્રજા સાથે બેસી પકવાનો ખાઈ ઇતિહાસના પાનામાં એક અવનવો બનાવ નોધાવ્યો.

ભકત મંડળ જાતિપ્રાતિના ભેદભાવોને ભૂ
બાઈમાંના હાથથી જમી તૃપ્ત થયું.

નમતા પહોરે સભા મંડપમાં સંતો, મહંતો, ભ
અને તમામ સંપ્રદાયના આગેવાનો આવી બેઠા.

કેટલાએક રાજાઓ અને કેટલાએક રાજાના પ્ર
નિધિઓ આ વખતે હાજર હતા. ચાદર કંઠી ઓઢાડવ
શિરસ્તા માટે ચર્ચા ઉપડી. બાઈમાંએ સાફ શબ્દોમાં ક
કે આવું અહીંયાં કરવાનુ નથી. આમ કહીને એ વિવે
બંધ રખાવ્યો.

રાજાઓ તરફથી આવેલા તમામ પોષાકો તેમના જ
ત્યાંને ત્યાંજ સંતો મહંતોને પહેરાવી અપાયો. ઉપર
બીજી ચાદરો આપી સહુને સત્કારવામાં આવ્યા

કેટલાએક રાજાઓએ સંતના સત્કારની સગવડ
માટે ગામો અને ભાયાતોએ જમીનોના દસ્તાવેજો આપ

આ બધાય વિવેકના જવાબમાં માત્ર એટલુંજ બાઈ
બોલ્યાં કે ઠાકરને રાજા બનવું નથી. આવશે એટલા
તરપાવાશે તેટલા સંત અભ્યાગતો તરપાવીશું. દેવળવા
રાજાનો રાજા છે, તેના છોરૂ માટે આપતા હો તો તે
તમો પાપ કરો છો. ગામધણીનાં છોકરાંઓ મોજમજાહ
કે ભકિત કરે! આ તમારા અનુભવની વાત છે. તમ
જેવા જા ઠાકરના છોરૂને બનાવવા હોય તો તમારી મર

ભકતોના વારસદારો ગીરાશીયા હશે તો ત્યાં કજીયા, હુંપદ અને હરામખોરી વગર બીજું નહિ હોય. સત્તાવાનો સંત સેવા કરવા લાયક રહેતા નથી. અમે ભકતો તો મારા બાપુ કહેતા હતા કે ગોલાં ગણાઇયે. ગોલાંના ઘરમાં વળી ગામ પોસાય ? હશે તો ખાશું અને ખવડાવીશું. નહિ તો ઠાકર અમો અને અભ્યાગતો માળા ફેરવનાં ટાણાં ટાળીશું ત્યાં વળી કોઈક માડીજાયો આવી જાય તો સહુ ભેળાં બેસી ખાઇશું. આપનાં ગામો અને જમીનો ઠીક પડે તેને આપો અમારે બુરાઇનાં બી ભકિતના ખેતરમાં વાવી જમીનને બગાડવી નથી.

સહુ સમાજ બાઇની અપુર્વ ત્યાગવૃત્તિ અને ઉચ્ચતર ભાવના જોઈ ધન્યવાદ આપવા લાગ્યો

આવી દશ વીશ ભકિતમતિ બાઈઓ સોરઠમાં પાકે તો દેશ સોને ઉભરાઇ વિશ્વમાં પ્રથમ સ્થાન મેળવી લે. આમ પરસ્પર વાતો કરતા રાજાઓ ઉઠયા.

સૂર્યદેવ પશ્ચિમ તરફ પધારી રહ્યા હતા. કિનારા પરનાં માનવીઓનાં ટોળાંઓ મચ્છુના નીરમા પડી વ્યકત અવ્યકતના વાદોનાં ભેદો સમજાવતા હતા

હં, મારો બાપો, ! લાગો પીરસાવા ! જો જો કોઇ જાવા પામે નહિ. ઠાકર રજા આપે ત્યારેજ જવાય, રોકો રોકો કોઇનેય જવા દેશો નહિ આમ કહેતાં બાઈમાં ગામમા ગયાં. પાછળ ભક્તમંડળી ભોજનની વ્યવસ્થા કરવામા રોકાઈ ગઈ.

પૂર્ણિમાની રાત્રિ પણ ગતરાત્રી (ગઈરાત્રી)ની પેઠે ભજનના આનંદનાં ભાવમાં ભવભય ભૂલાવતી વીતી ગઇ, બાઈમાંના આગ્રહથી એકમને દીવસે અર્ધથી વધુ માનવીઓ રોકાઈ રહ્યાં, તેમને બંન્ને વખત મિષ્ટાન્નથી જમાડવામાં આવ્યાં, છતાં પાકશાળામાં (ભંડારમાં) પાકનો જથ્થો મોટા પ્રમાણમાં પડેલો જણાતો હતો. બાઇમાંના પ્રતાપથી સંતો, ભક્તો મુગ્ધ બની ગયા.

"સારા સમયને જતાં વાર લાગતી નથી." એ કહેવત મુજબ એકાદ અઠવાડીયું સહજમાં પસાર થઈ ગયું. મેળામાં આવેલ તમામ અતિથિઓ સહુ સહુના સ્થાને જવા રવાના થયા, તંબુ રાવટીઓ અને ઈતર (બીજો) સામાન જયાંથી આવ્યો હતો ત્યાં પહોંચતો કરાયો. જગ્યાનું કામકાજ પૂર્વવત ચાલવા લાગ્યું.

મેળાના વર્ણનોનાં અનેક લોકગીતો રચાયાં જે આજ-સુધી (અત્યારે પણ) ભાવપૂર્વક ગવાય છે, હિન્દી, સંસ્કૃત અને ગુજરાતીમાં પણ પદબંધ યશગાથાઓ લખાયેલી મળી આવે છે. તુરીઓ, રાવણહથ્થાવાળાઓ, અને સાધુઓના ચોપડે મેળાનાં વર્ણનો વંચાય છે.

## "કેરાળા છોડી રાજકોટ જાય છે"

મેળાનાં મંડાણ પછી ઘણાં વરસો શાન્તિમાં વીતી ગયાં. બાઇમાંને રામભગત અને લખુભગત નામે બે પુત્રો પ્રાપ્ત થયા રૂડીબાઇને ત્રણ પુત્રી થયાં, બધોય પરિવાર

ઠાકરના ખોળલે પરમ આનંદથી હરિ ગુણ ગાતો સંત સેવામાં સમય વિતાવતો હતો.

સંવત ૧૮૫૨ માં બે પુત્રો અને પુત્રીઓનાં લગ્નો કરવામાં આવ્યા.

લગ્ન અવસરે તરઘડીઆ ગામના મહાત્મા પ્રેમદાસજી નામે સંત પાસે પરંપરા પ્રમાણે બાળકોને દીક્ષીત કરાવવામાં આવ્યાં. બાઇમાના ઠાકરની વધતી સંપત્તિ જોઇ કમ સમજનાં ઈર્ષાળુ માનવોનાં અંતર બળતાં હતાં. તેમાં કામદાર કુટુંબની ગણના મુખ્યમાં હતી.

બાપુ ! કેરાળાની જગ્યાની ગાયોની મસવાડી લેવાતી નથી. આથી મેસરીયા, રંગપર, રઘુનાથજીની ગાયો માટે પણ વારંવાર અરજીઓ કરવામાં આવે છે અને જો તેમને પણ માફીમાં રાખવામાં આવે તો આપણી ટૂંકી આવદાનીવાળા રાજ્યનું ખર્ચ નભવું મુશ્કેલ થાશે, કામદારે તક જોઇ રાજસાહેબના કાન પર કેરાળા વિરૂદ્ધ હકીકત મુકી.

કામદાર ! કેરાળાની જગ્યાની ગાયોની મસવાડી મેં માફ કરી છે. તે ફરી કેમ લેવાય ? રાજા બોલ્યા.

બાપુ ! એ તો હુંય જાણું છું કે, આપે આપના વચન પ્રમાણે વર્તવું જોઇએ. પણ આ તો રાજની બાબત છે આમ એકને ગોળ અને બીજાને ખોળ આવી નીતિમાં રાજની શોભા નથી. રાણીબાઇ પ્રતાપી હશે બીજા વગર પ્રતાપના પણ સાધુઓ તો છે જે આપે આ બધું વિચારવાનું

છે. હું તો ચાકર માણુસ, વધારે શું કહુ ? માત્ર મારે મારી ફરજ અદા કરવી જોઈએ, કામદારે કહ્યું.

ભોળા રાજસાહેબને કામદારની વાતમાં તથ્ય જણાયું અને બોલ્યા, ત્યારે આજે કેરાળાં ખબર આપો કે તેમની મસવાડી (ઢોર પર લેવાના કરને પુંછડા વેરો કે મસવાડી એવું નામ આપવામાં આવતું) લેવામાં આવશે.

ભલે બાપુ ! આજે જ ખબર આપું છું; પણ મને લીખીત હુકમ મળવો જોઈએ. કેરાળાનું ભગત કુંટુંબ મારો હુકમ માની લે તેવું સોજું નથી કામદારે તક જોઈ દાઢ ભાર મૂકયો.

જે કામદારનું મોં ફરી ગયું હતું તેને ઠાકરે દયાથી ઠીક કર્યો હતો. તેજ બંદો બુઢાપાને કાઠે પહોંચેલો કામદાર હતો. મોં ફરી જવું. અને સાજા થવું. આ બધાને તે અકસ્માત માનતો હતો.

મારા કામદારનો હુકમ ન માને તે મારા રાજ્યમાં ન જોઈએ. કેરાળાના ભક્તોને કહી દો કે આજ ને આજ મસવાડી ભરી દે. લો, આ મારો લેખીત હુકમ, સહેજે માને નહિ તો પચાસ સવારો સાથે લેતા જજો. રાજે હુકમ કર્યો.

રાજ સાહેબે કામદારે લખેલ હુકમ ઉપર મતુ મારી દીધું. "રાજા, વાજાં ને વાંદરાં," તે આનું નામ. કામદાર મનમાં ઝીણું મણમણતો કાગળ સાચવી દફતરમાં મુકી ઉભો થયો.

ખમા ! વાંકાનેરના ધણીને ! મહારાણા હવે રજા લઈશ મનમાં ખુશી થતાં કામદારે રજા માગી.

ભલે કામદાર જાઓ અને કેશળાનું પતાવી મને ખબર આપો. રાજા બોલ્યા.

ભલે ! ગરીબ પરવર ! હમણાં જ જાઉં છું અને સાંજ પડતાં સમાચાર આપું છું. ખમા ! મારા ખાવિંદને ! અન્નદાતાને ઘણી ખમાઉં ! ખુશામતી કામદાર બોલ્યો.

ખુશામતનો વરસાદ વરસાવતો જીભની અમીથી ભોળારાજને રાજી કરતો વાણીયો (કામદાર) કામ કઢાવી હાસ ! આજ દાજ વળી, ! આમ બડબડતો રવાના થયો.

નમતા પહોરે જગ્યાના આંગણાંમાં જાજમ પાથરી ઠાકરનાં બધાંય સંતાનો, સાધુ, સંતો, અભ્યાગતો, અને ગામના પટેલીઆઓ બેઠા હતા. આજે તો લુણસરીયાથી દરબારો કથા સાંભળવા આવેલ હતા.

બિહારીદાસ નામે હિંદુસ્તાની સંત એકાદ માસ થયા શ્રી રામકથા વાંચતા હતા. બાઈમાં નિરંતર એક ધ્યાને સહુ સાથે સાંભળતાં હતાં.

"મંગળાચરણ" પુરૂં થતાં દરવાજા તરફથી ઘોડાંઓની હાવળ સંભળાઈ.

રામ, બાપ ! જાજોઈ કોની ઘોડવેલ છે ? બાઈમાંએ પોતાના રામને કહ્યું.

રામ ભગત ગયા, કથાનો આરંભ થોડીવાર ખોળંભે પડયો શ્રોતાઓનું ધ્યાન કોણ હશે તે જાણુવા આતુર બન્યા

વારે કામદાર રાજસાહેબના હુકમના હાલીયા પહોંચ્યો. પાછળ દશ ઘોડેસ્વાર આંગણામાં ાં હુમચી ંદાવી પોતાનો પ્રભાવ પાડવા

ખમા ! વાંકાનેરના ધણીને ! મહારાણા હવે રજા લઈશ મનમાં ખુશી થતાં કામદારે રજા માગી.

ભલે કામદાર જાઓ અને કેશાળાનું પતાવી મને ખબર આપો. રાજા બોલ્યા.

ભલે ! ગરીબ પરવર ! હમણાં જ જાઉં છું અને સાંજ પડતાં સમાચાર આપું છું. ખમા ! મારા ખાવિંદને ! અન્નદાતાને ઘણી ખમાઉં ! ખુશામતી કામદાર બોલ્યો.

ખુશામતનો વરસાદ વરસાવતો જીભની અમીથી ભોળારાજને રાજી કરતો વાણીયો (કામદાર) કામ કઢાવી હાસ ! આજ દાજ વળી, ! આમ બડબડતો રવાના થયો.

નમતા પહોરે જગ્યાના આંગણાંમાં જાજમ પાથરી ઠાકરનાં બધાંય સંતાનો, સાધુ, સંતો, અભ્યાગતો, અને ગામના પટેલીઆઓ બેઠા હતા. આજે તો લુણસરીયાથી દરબારો કથા સાંભળવા આવેલ હતા.

બિહારીદાસ નામે હિંદુસ્તાની સંત એકાદ માસ થયા શ્રી રામકથા વાંચતા હતા. બાઈમાં નિરંતર એક ધ્યાને સહુ સાથે સાંભળતાં હતાં.

"મંગળાચરણ" પુરૂં થતાં દરવાજા તરફથી ઘોડાંઓની હાવળ સંભળાઈ.

રામ, બાપ ! જાજોઈ કોની ઘોડવેલ છે ? બાઈમાંએ પોતાના રામને કહ્યું.

રામ ભગત ગયા, કથાનો આરંભ થોડીવાર ખોળંભે પડયો શ્રોતાઓનું ધ્યાન કોણ હશે તે જાણવા આતુર બન્યા

થોડીવારે કામદાર રાજસાહેબના હુકમના હાલીયા સાથે આવી પહોંચ્યો. પાછળ દશ ઘોડેસ્વાર આંગણામાં ઘોડાપર બેઠાં બેઠાં હુમચી ખુંદાવી પોતાનો પ્રભાવ પાડવા લાગ્યા.

કામદાર બાઇમાંને પગે લાગી, બીજાઓ તરફ હાથ જોડી વિવેકની રીતે આપેલા આસન પર બેસી બોલ્યો બા ! રાજસાહેબનો હુકમ લઇ આવ્યો છું.

શાનો હુકમ છે કામદાર ! ઠંડે અવાજે બાઇમાંએ પૂછયું.

બીજો તો શું હુકમ હોય ! જુવો છો ને બા ! રાજા, વાજાં, ને વાંદરાં; તેને તો તરંગ આવવાં જોઇએ. આજે સવારે એવી જ કોઇક પાંખડીયે બાપુનો જીવ ચડી ગયો હશે નહિતર જગ્યાને માટે આવો હુકમ કરેજ નહિ ! પણ થાય શું ! હું રહ્યો ચીઠીનો ચાકર. પેટને ખાતર નોકરી કરવી એટલે આવ્યા વગર છુટકો નહિ. અને આવતાં અને કહેતાં સો સો વીંછીની વેદનાયું થાય છે. જીભ જ ઉપડતી નથી. કામદારે ખુલાસો આપ્યો.

કામદાર ! વાતમાં વધુ મોણ શા માટે ! નાખવું પડે છે-ટપ દઇને કહી દોને કે આમ છે. અમને ખુટલાઇ ગમતી નથી-રાણીમા બોલ્યા.

બા ! હું ખુટલાઇ કરૂં છું ! અરે–અરે–જોગમાયા આ તમને શોભતું નથી. લો ત્યારે આ રહ્યો બાપુને હુકમ. આમ કહી–દફ્તરમાંથી કાગળ કાઢી બાઈમાંની સામે મૂકયો.

અહીં કોઈ આવા અક્ષરો વાળું ભણતર ભણતું જ નથી કામદાર તમે જ વાંચોને ? ઠાકરના ઘરમાં રોટી દેવાનાં ને સેવાનાંજ ભણતરો ભણાય છે. પાટી પર ધુળ નાખી ભાગ્ય પર ધુળ પડે .એવાં ભણતરો ભણાવવા અમને ગમતું નથી. રાણીમાએ કહ્યું.

હા ! બા ! હું જ વાચું. જુવો બાપુ હુકમ કરે છે કે- આજથી આપની જગ્યાની ગાયોની રાજ મસવાડી લેવા ધારે છે. ગઈ સાલની પણ લેવા કહેતા હતા. ઈતો મેં અરજ કરી અળસાવી, છતાં ઉચક રકમ તમારે આજે ગઈ સાલ પેટે થોડી આપવી પડશે. કામદારે કહ્યું.

કામદાર ! રાજસાહેબ હુકમ કરે છે એમ ? બાએ પૂછ્યું.

હા ! બા ! તયેં તો હું આવ્યો ને ! વગર હુકમે મારાથી કેરાળા સામું ડગલુંય ભરાય. મન તો કોચવાગ છે પણ બાઈમાં, મારી માવડી ! હું ચીઠીનો ચાકર, રાજનો ગોલો, મારે તો સુડી વચ્ચે સોપારી જેવું જીવવું રહ્યું કામદાર બોલ્યો

કામદાર ! બાઈમાં સહજ કડક અવાજે બોલ્યાં ! જે રાજમાં ગાયો ઉપર કર લેવાનો હોય એવા રાજમાં મારો ઠાકર રહેતો નથી. સમજ્યોને ! જા, તારા રાજસાહેબને કહી

દે કે અમારે સાધુ ભકતોને, કોઈ દેશ કે ગામ પર મોહ હોતા જ નથી. અમારે તો

सब भूमि गोपालकी हे.

અરે, અરે, બા ! તમે આ શું બોલી ગયાં ? મસવાડી કયાં આપણી એકની લેવાય છે. તમામ તાલુકાના ઢોર ઉપર લેવાય છે. આજ સુધી આપણને લાભ મળ્યો, એ શું ઓછો છે ? બા ! રાજ મુકી જવાનું બોલવામાં આપે ઉતાવળ કરી છે. રહેવા જેટલું જાવું સહેલું નથી. બા ! કામદારે કહ્યું.

અમારો સંસાર અને તમારો સંસાર જુદો છે, કામદાર ! ઉતાવળ કે ટાઢપ અમારે હોતા જ નથી, પરગણાની મસવાડી-લેવામાં રાજ પોતાનું બુરૂં કરે છે. મુંગા પ્રાણી પર કર લેનાર રાજપુતોનું રાજ કેટલા સૈકા ટકશે ? મને લાગે છે કે ઠાકરની મરજી ફીરંગીઓના ગુલામો રાજાઓને બનાવવાની જણાય છે. ખેર ! એ જાણે અને તેનાં કર્મ જાણે. રાણીનો ઠાકર આજ ને આજ કેરાળા મુકી દે છે, ભાઈઓ ! ઘોડેશ્વાર તરફ ફરી-બાઈમાં બોલ્યાં. અમથા અમથા બીચારા અબોલ પ્રાણીઓને શીદ પીઠી રહ્યા છો ? હેઠે ઉતરો, જમીલો, પછી જાઓ.

રાજ સાહેબ જાણે છે કે, કેરાળાનો ઠાકર હાથમાંજ ભાલા રાખે છે. કોઈનેય હુલાવતા નથી. ભગતની જગ્યાની મસવાડી ઉઘરાવવા બાપ ! તમુને શીદ દુઃખ આપ્યું. અહીં કોઇ દીવાળીયા (દેવાળીયા) થોડા જ ઉભા છે.

ઘોડેસ્વારો પોતાના અવિવેક માટે શરમાયા. અને ઘોડા પરથી ટપોટપ નીચે ઉતરી ગયા.

બાઈમાં, આને કયાં બાંધીયે ! એક સ્વારે પૂછયું.

બાંધવાની કોઇ જરૂર નથી. વીરા ! મારા વીરાઓ અહીંઆં પ્રાણીયો બંધન તોડવા આવે છે. ઠાકરને પાળે વળી બાંધવા કેવા. મુકી દો છુટા. ભલે, એ પણ ઉભા ઉભા રામકથા સાંભળે મહારાજ ! કરો કથાનો આરંભ, મહા તોફાની ગણાતા ઘોડાઓ ગરીબ બની વગર અવાજે ત્યાંજ ઉભા રહ્યા. સ્વારો જાજમ પર મર્યાદા પૂર્વક બેસી ગયા.

સંતના પ્રભાવે સહજ વેર વિસરાય છે, આ ભાવેં પ્રતીત જોતાં કથાકાર બિહારીદાસજી ગદગદીત કંઠે થઈ ગયા મનમાં ને મનમાં રઘુનંદન 'શ્રી રામ'નું મીઠું સંકિર્તન કરવા લાગ્યા.

બાઈમાંના આગ્રહને વશ બની કથાનો આરંભ કરવામાં આવ્યો. જાણે કશું ય બન્યું નથી એવા ભાવે તમામ કુટુંબીઓએ કથાનું શ્રવણ કર્યું. અચ્યુતમ્ કેશવમના ઉચ્ચાર સાથે આપ (રાણીમાં) ઉભાં થયા અને ગંભીર અવાજે બોલ્યાં.

રામ, લખુ, સાબદાઈ કરો, બાપ ! જોજો, ભેળી એક વાલની વાળી પણ આવી ન જાય હો ! આપણે બધું યે રાજ સાહેબને મસવાડીમાં આપી દીધું છે. ભલે તેના ભંડાર ભરપૂર થાય. અભ્યાગત માટે રાખેલો માલ ભલે વાંકાનેરનો ધણી વાપરી ખાય.

બા ! પછી આવડા કુટુંબનું અને આ સાધુ સંતોનું શું ? રામે પૂછયું.

બાપ ! રામ ! તું રાણીનો દીકરો થઇ આવાં વેણ બોલીશ એવો મને જરાય વહેમ ન હતો મારા દીકરા ! ઠાકર ભેળા છે વહુને કહી દે કે સુંઢલામાં સિંહાસન ઉપાડી લે. આપણે તો માલધારી છીયે. આપણામાં ઘર અને ઘરવખરીના મોહ પેદા થશે તે દી રાજાઓ આપણા માથા ઉપર છાણાં થાપશે સમજ્યો જીવન પ્રિય જીવોને વૈભવના વ્યામોહો પોસાય ! આપણા સમાજે તો પોસાણ પૂરતું જ સ્થાન કરવાનુ હોય !

....પણ મા....આ સંત, અભ્યાગતોનો વિચાર...

કાંઇક કરવો, એજ તારૂં કહેવું છે નાં ? ભાઈ ! તે ઠાકરનાં છે. ઠાકર આપતા હતા તેમ હજુ પણ આપશે. આપણે સહુ તેનાજ આશરે સુખે જીવીયે છીયે ને ? સાધુ તો આપણાં ભવસાગર તરવાનાં તુંબડાં છે. મારા રામ ! તે આપણે ચિંતા કરીયે તો શોભે ! પણ આપણે એવડા કોણ ! કે સંત અભ્યાગતની ચીંતા કરી તેનો માર્ગ કાઢીયે. ચાલો ! એક અક્ષર કોઇ બોલશો નહિ. અત્યારે જ, અરે આ ઘડીયે જ ગામ મુકી માત્ર પહેરે કપડે જગ્યા મુકી હાલી નીકળવાનું છે. જે કોઇ આમાંથી કાંઈ છાનું સાથે લેશે તેને મારો ઠાકર કોઢયું (કોઢ) કરશે. લખુ ઉપડો મારા પેટ ! ગાયું કે ગોદડાંનાં ગાભાનો મોહ મુકી દો. રાણીમાએ કહ્યુ.

એલા સાથીઓ તમારે જેને આવવું હોય તે હારે હાલો, નહિતર આ મોટો મલક છે. જેને જ્યાં ફાવે ત્યાં જવાની છુટ છે. ઠાકર રજા આપે છે.વસહુને કહી દો કે કમાડ સુદ્ધાંત વાસવાનાં નથી.

કેરાળા અને લુણસરીયામાં બાઇમાંના ગામત્યાગની વાત ફેલાઇ ગઇ. દરબારો અને ગામનું મહાજન ઉમટી જગ્યામાં આવી પહોંચ્યું.

બાઈમાં ! અમારૂં મોત બગડે છે. અમારા ગામમાંથી આંબો સુકાય છે ધરમની ધજા ઉખડી જાય છે. સંત સાગરીયો અલોપ થાય છે. અમારા પંડ (શરીર) ઉપર ભલે પગ દઈ જવું હોય તો જાઓ. બાકી અમો જીવતાં તો તમોને જવા દેશું નહિ મહાજનના મોવડીએ પગમાં પડી કહ્યું.

હજારૂંની પાલનહાર માવડી ! રાજસાહેબ કુસંગે ચડી આવા હુકમ કરે છે. ભલે તમોને કેરાળા ગમે નહિ તો લુણસરીયું તમારૂં છે. વીરા ભગતનાં જુનાં બેસણાં અજવાળો માં ! પધારો, આખાય ગામની જમીન બાઇમાંના ચરણોમાં મુકીએ છીએ. અમોને ઠાકરના સાથી માની બટકુ રોટલો આપશો તે ખાઇ સંત સેવા કરી ભવ સુધારશું. ભલે રાજ સાહેબ પણ જોતા રીયે કે મારામાંથી રામ જાય છે પણ ભાઇયુંના ઘરમાં હજુ રામ છે ખરા.

લુણસરરીયાના આગેવાન ભાયાતોએ કહ્યું.–

મારા વીરાઓ' તમારો ભાવ ઠાકર જાણે છે. મારા

રાજની મરજી એ જ મારી મરજી. એટલે હવે મને ઓટી કરવી રેવા દીયોં બાપ! તમારો ભાવ સાચો છે. લુણસરીયું તો મારૂં ઘર છે, મારી ધરતી છે. એનાં ધાવણે તો મારો દેહ બંધાણો છે. દરબાર ભાઈઓ, તમારો ઠાકર માટેનો ભાવ તો ચીતોડ ગઢના એકલીંગજી માટેના રાણાના ભાવ જેવો છે. રાણીમાએ કહ્યું.

તંયે બાઈમાં છે શું ? એક દરબાર બોલ્યા.

હોય શુ ! અમારે ભગત માનવીને રીસામણાં મનામણાં હોતા હશે ? આ તો ગાયુનાં કરની વાત છે. સમજ્યાને ? ગવતરી માથે રાજા પલાંણ માંડે ત્યાં હુંથી (મારાથી) કેમ રેવાય, રાજને સમજવું નથી. અને મારા ઠાકરને દબાવી તેને સમજાવવા નથી, મારા રહેવાથી રાજનું આંખ, માથું દુખે તો જગત વગોવે. અને નીચી મુંડીયે પડી રહું તો ઠાકર વંચાય જાય. માટે ધરતીના ધણીને અને જગતના ધણીને અથડાવવા નથી. સાગર વલોવી ચૌદમું રતન કાઢવા જેવી છોકરવાદી કરવી નથી. રાણીમાએ ખુલાસો કર્યો

આખીયે ઘટનાનો મુદ્દો તરી આવ્યો. મહાજન અને દરબારો નીચે મસ્તકે આંસુડાંઓ સારતા ઉભા રહ્યા. રાજસાહેબના સ્વારો કે જે અત્યાર સુધી આ બધું જોઈ રહ્યા હતા તેનાં હૈયાં આવા ઉજળા સહજ ત્યાગને જોઈ બેસી ગયાં. પણ રાજ હુકમને ઉપરવટ થઇ રાખી શકાય

તેવી સ્થિતિ ન હોવાથી સહુ સાથે તે પણ રડી પડયા.

બાઈમાંનું કુટુંબ કશાય કચવાટ વગર સહજ ભાવ ભર્યા ભાદર્યા ઘર મુકી. ચાલી નીકળ્યું. કામદાર શરમીંદો બની એક બાજુ ઉભો રહ્યો. ગામલોકો તેની કરણીને ધીક્કારવા લાગ્યા.

ડેરાળા, લુણસરીયાનાં તમામ લોકો વોળાંમણાં કરવા બહાર નીકળ્યા. ગાયો ભાંભરતી બાઈમાંને ઘેરી વળી. તેની અબોલ ભાષાનાં આક્રંદે ભલભલા કઠોર છાતીનાંની આંખોમાં આંસુઓ વહેતાં કર્યા.

માતાઓ ! તમારાં દુધ ઘણા દી સાધુડાંએ પીધાં, જાઓ, બાપ, જાઓ ! તમુને ફાવે ત્યાં જાઓ. ઠાકરને હવે તમારાં દુધ ખપે તેવાં નથી રહ્યાં. રાજાનાં અભડાવેલાં દુધ મારાં 'સાધુ, સંતોએ' પીતાં કચવાય, પધારો મારાં પ્રાણ ! પધારો, તમુને મુકતાં હૈયામાં વેદના થાય છે. કારણ કે હુંય માલધારીની દીકરી છું. માનવને મોહ ન હોય તો તે માનવી મટે છે, મોહનાં ય માપ રાખવાં પડે છે. એક વાર શંકરનેય ઝેર પીવાં પડયાં હતાં.

આમ કહી ગાયોના માતેલા શરીર પર હાથ ફેરવવા લાગ્યાં અને ઉપરનાં શબ્દો બોલતાં બાઈમાનાં અવાજમાં સહજ ખરેશની (ખરાટી) જણાવા લાગી.

આ શું ! તારા જેવી ત્યાગની અવતારી બાઈ સાવ આમ નંખાઈ જશે ત્યારે ભાલાવાળાનાં ભાલાં લાજી મરશે. રૂડીમા કહેવા લાગ્યાં.

રાણી ! રાજનું ભલું ઇચ્છ બેન ! રાજસાહેબ તો ભૂલે. પણ તારોથી એમ થાય નહિ સમજી ! જોજે જરાયે જીવ બાળ્યો તો ! તું સાંખીશ તો ઠાકર સાંખશે. વાંકાનેરને પાધર નથી કરવું બાપુ ! રાજની વંશ વેલડી ભલે ફાલે ફુલે. તેને કાંઇક થાશે તો બીજા રાજાઓ પોતાના રાજમાં ભગત થતા જોઇ ભડકી મરશે બાપ ! રાણી હું કેવા જોગ છું એટલે કહું છું હો ! દુઃખ માનીશમાં ! તું કોણુ છે ! અને તારી તેવડ કેટલામાં છે ! એ બધુંય જાણું છું. મોટાં બ્હેન રૂડીબાઇએ ગાયનાં હેતમાં મર્યાદા ચુકતાં બાઇમાંને સંભાળી લીધાં.

રૂડાં બહેન ! રૂડી વાત કરી. ભલે, ભલે, રાજસાહેબનાં ઘોડાં આ ધરતીને ધમરોળતાં ફરે. ભલે ગાયુની મસવાડીયું ઉઘરાવતા રહે હું તો જતું કરૂં છું. પણ સમય જતું નહિ કરે. પ્રજાને પગતળે કચરનારનાં રાજાઓ અને રાજ એક દિવસ સાથે જ જાશે હાલો ! જુવાનો એક દી દેહની માયા મુકવી તો પડશે જ ને ! તંયે આ દેશુંની વળી માયા આપણે કેવી ! ગવતરીયું ! મારી માયું ? જાઓ, હવે અમુને ભૂલી જાઓ. રાજસાહેબનાં દોણાં દુધે ભરો ને કાંધાળા દીકરા જણુજો. ધરતીનાં પેટાળાં ચીરી ધાન (અનાજ) નીપજાવી આ બાં (બાંય) વગરનાં કડીયાં પહેરનાર ગરીબડાં પંચાળી ખેડુઓનાં બચલાં જીવે ત્યાં સુધી જીવાડો.

બાઇમાંનો મનોભાવ જાણે કેમ ના પામી ગઇ હોય

તેમ તમામ ગાયો તેમનાથી દૂર ખસી ગઇ અને પુંછડાંઓ અને કાનો ઉંચા કરી ભાંભરડા પાડતી આંસુઓ સારવા લાગી.

પ્રસ્તુત દૃશ્ય કરૂણતાની પરમ સીમા પર પહોંચી ગયું. ગામની તમામ બાઇઓ આડે ઉભી રહી બોલીયું !

બાઈમાં ! કેરાળામાંથી જાય તો અમે આંહી રહીશું કરીયે ? જમીન, ઘરના મોહ આદમીથી નો (ના) મુકાય તો ભલે તે ઘરમાં રહી રાજને કમાઇ દીયે અમે તો જ્યાં તમે ત્યાં અમે, શણીમા પાછાં ના વળે તો અત્યારથી જ તમામ બાઈયું છોકરાં ધવરાવવાની નથી એ નક્કીજ છે.

મારી મા જણીયું ! આવડો હોબાળો નોય મારાં બાપ ! આપણો ધરમ તો જનેતાનો ધરમ ગણાય. આ બાપડાં પહુડાં (બાળકોનો) શું ગનો (ગુનો) ! તમે તમારે ઘેર જાઓ, તમારા ધણીના કહ્યામાં રહી ઠાકરને સંભારજો. મારૂં (અન્નજળ) ઉપડયું એટલે મારાથી રહેવાય તેમ નથી. માનવી પહેલાં કયાં ગામમાં હોય છે ? અને મુવા પછી પણ કયાં હોય છે. વચ્ચે થોડા દિવસો દેખા દે છે. √પહેલા અને પછી જેવું ઈ પણ ખોટુંજ છે.

બાઇયું ! તમારી કેડમાં તો કુળના દીવડાઓ છે. હજારૂ પીતૃઓની આશાની નજરૂ તેના પર મંડાઈ છે. એને નો ધવરાવીયે તો ધરતી આપણો ભાર ખમે નહિ. આપણું જનેતાનુ ખમીર લાજે. એને ધવડાવતાં ઈ ધ્યાનમાં રાખજો કે તમારાં ધાવણ એળે જાય નહિ. ખરે ટાણે દીકરા કામ

નો આવે તો તેને ધવરાવ્યા ને મોટા કર્યા ઇ વેઠ છુટી પડી ગણાશે. સત્સંગમાં કે સંગ્રામમાં સામીછાતીયે ઘા ઝીલતા જોઇ આપણી છાતીયું ફુલાવી જોઈએ.

તમો તો મહાલશાઓ છો ? પાચાળની પટરાણીઓ ? દેવકો દેશ મુકવો મને ય નથી ગમતો પણ શું થાય ! જેની કંઠાવીમાં પાંડવ જેવા ભમ્યા હોય, અનસુયા માતાના આસનો મંડાયાં હોય, ગેબને ભોંયરે હજારૂં સિદ્ધોનાં બેસણાં થઇ ગયાં હોય ! આભનાં સરળ પંથ કાપતાં થાકી બાપ ! સુરજદેવ જ્યાં વીહામા (વીસામા) ખાવા આવતાં હોય, માતા રાનાદેને રીઝાવવા દેવળું ચણાવતા હોય, જેના ડુંગરે ડુંગરે કેસરીની ત્રાડો ગાજતી હોય, જેની ઝુંપડીએ ઝુંપડીએ સાધુઓની ધુણીઓ ઝગતી હોય, જ્યાં આપો રતીયર્લને મહારથી મેપ જેવા સુઘડ ઘાટ ઘડો એક ચીંથરાના ડુચાથી મેઘરાજનાં મંડાણ કુંડાં કરતો હોય. જાદરા જેવો દાતાર દીકરાની દેપુંના (દેહનાં) દાન દેતો હોય, ગોરખા જેવા પીરનાં નાળ મોરબીના ગઢના ભૂકકા બોલાવતી હોય, જ્યાં દાનો દેવ થાય, વિસામણ થાકેલાનો વિસામો થઇ રહે. તે આ ભોમ તો વૈકુંઠથી ચડિયાતી છે. આ બધુંય જાણવા છતાં એક ગવતરીના કર લેવાની રાજની કમતીયાએ કરેલ કુડી મતીને ઠેકાણે લાવવા મુકીને જાવું પડે છે. બાઇમાંએ સમજાવતાં કહ્યું.

બાઇમાંના ઓજપૂર્ણ બોલવાથી ગ્રામ્ય સ્ત્રીઓ દબાઇ

ગઇ, તેનો મક્કમ નિરધાર ઓસરી ગયો, તેમનામાંથી પ્રત્યુત્તર દેવાની ભાવનાઓએ વિદાય લીધી.

બાઈમાં અમો અભાગીયાં થાઇછી. ગામમાંથી આજે સતસંગ, સતધરમ, અને સતમારગ, ચીંધાડનાર જાય છે. અમને કાંઈક કહેતાં જાઓ તો ઈ સંભારણે પાછળના દિ જીવીયે ત્યાં સુધીના વિતાવીએ. એક બાઇએ આંસુ સારતા કહ્યું.

વહુવારૂઓ ! મારા જેવી માલધારીની દીકરીનાં વળી સંભારણાં કેવાં ! હું તો તમારી દીકરી ગણાઉં. પરાયા માંડવડે ચડનાર વેલડીની આશા ગામથી કયાં સુધી રખાય! આ તો ઠાકરને ગમતી વાત હતી. અને રામના બાપુ સમજણા એટલે મારાથી આજ સુધી અહીંઆ રહેવાયું બાકી દીકરીયું તો પરાય સાથ ગણાય, એના પર હેત રખાય, પણ તે ભૂલી જવાય એવું હલકું ✓જીવનભરમાં સંભારણાની મોટી આશા દીકરીજાત પાસેથી નજ રખાય, છતાં તમુને મારામાં માયા છે, તો કહું છુ કેઃ છેડા સંકોરીને ચાલજો. સમય હજુ આથી પણ કુડો આવશે. ઠાકર રાખશે તેની લાજુ રહેશે, આશરાનો ધરમ ભુલશો મા, કળની સાખને ઉજળાં રાખવાનું આ એકજ સાધન છે. રૂડાં મોંએ આવનારને સત્કારજો. અને અન્ન પાન આપી પાછળ બચ્યું હોય તે ખાજો, જે દી અભ્યાગત દુભાઈને ઝુંપડાથી જાય તે દી અપવાસ કરજો. મેલા મનથી છેટે રેજો, મોહમાં પડશો મા, ✓આપણો દેશ આઇ દ્રોપદીની જનમભોમ છે. અરજુને મચ્છ

વીંધ્યો, આપણે સુરતાના મગઝ વીંધવા જોઈએ. તમારા સાસુ, સસરાને તિરથ માનજો. સંત, અભ્યાગતમાં તેની પણ ગણતરી છે. દીકરાઓને દીકરાજ રાખજો. જો જો દીકરી જેવા થઈ જાય નહિ. કુળ વગોવે એવા દીકરાની મા થવા કરતાં વાંઝીયાપણું પહેલાં પસંદ કરજો, ઠાકરને હરેક ઘડીયે હૈયે રાખજો.

જાઓ મારી ગરીબડી પાંચાળની લખમીયું. ઘર જાઓ, તમથી દેશ રૂડો છે. જુઓ માવડી મચ્છુ કેવાં રૂપાળાં નીરમળાં નીર થાકેલાને આપી સંતોષે છે. તમે પણ તેવાં થાજો. કેરાળાની કીરતી અણનમ રાખજો. આ પ્રમાણે સ્ત્રીઓને ઉપદેશ રીતે સમજાવતાં બાઈમાએ કહ્યું

રાણી બોન ! લે, લે, સુઈ આટલી બધી મમતા હૈયા હેઠળ સંઘરી બેઠી છો તો રહી જાને બાપુ ! શું કરવા અમારા દીને દર્શન કરછ, બાઈ! એક વૃદ્ધ બાઈએ પોતાની ભાષામાં લાડભર્યા ભાવે કહ્યું.

માનુંમા ! હું તો તમારા હાથુમાં ઉછરેલી ખરીને એટલે તમે મારાં હૈયાં પારખુ ગણ્યાઓ. ઈ ખોટું નથી. પણ માડી આવે ટાણે મમતા રખાય નહિ. માવઠાનાં વાદળાં ભુંડાં લાગે. ભાણુમાં ! વરહવાને ટાણે વરહે ઈ રૂડા, પછી ભલેને પછેઠી પલાળ થાય, મા નાં મે નદીયું ઉભરાવે તોય નીંદાય, કારણ ઈ નકામી ધારે વરસેલો હોય છે. મેધરવો અમથો તો સહુને ગમે પણ પોહના પાછલા પજવાડીયે ઘઉંમાં ગેરૂ પેદા કરે. ખરૂંને ? દીકરી દુઃખાણી હોય તે દી વીવાનાં ગીતો નો ગવાય

માં ! તમે તો મારાથી ઝાઝાં ચોમાસાં જોયાં છે. એટલે વધારે શું કહું ! રાણીમાએ પ્રેમથી જવાબ આપ્યો.

હા, માં, હા ! તને પૂગાય એમ નથી. તારી મા બિચારી ભલીવારે ગઇ. આજ બેઠી હોત તો તેને કેવું દખ લાગત ? માનાંમાંએ કહ્યું.

માનુંમાં બોલતાં જ રહ્યાં. સર્પ કાયાપરની કાંચળી ઉતારે છે તેમ સહજ ભાવથી કેરાણું મુકી બાઇમાંનો પરિવાર, સાથીઓ, રૂડીમાંનું કુટુંબ, ગામની બહાર નીકળી ચાલવા લાગ્યાં.

વાંસના સુંડલામાં " શ્રી નકલંક " નાથની ધાતુની પ્રતિમાઓ અને લાકડાના નાનાશા સિંહાસન વગર કોઇની પાસે કાંઇયે ન હતું આ ત્યાગવીરોનો સંઘ પાંચહજાર વર્ષ પહેલાંના પાંડવી ઇતિહાસની યાદ તાજી કરતો આગળ ચાલવા લાગ્યો.

કામદાર ઉઘાડાં ઘર પર ઘોડેસ્વારોનો પહેરો મુકી રાજ-સાહેબને વાત કરવા વીલે મોંએ વાંકાનેરને રસ્તે પડયો.

માં ! આપણે કઇ તરફ જાશું ? રામભગતે માંને પ્રશ્ન કર્યો.

ઠાકર લઈ જાય ત્યાં, એટલો જ ટુંકો જવાબ બાઇમાંએ આપ્યો.

રાણી ! સહજ અટકી રૂડીબાઇ બોલ્યાં, રામ સાચું કહે છે. આપણે કયાં જવું છે ? એ નકકી થાય ત્યારેજ પંથે ચડાય, બધાયને મુંઝવવા એ સારૂં નથી.

આમાં કોને પંથે ચડવું છે બહેન ? આટલું ટાંડર વધાર્યા પછી પંથે ચડવાની વાત કરવી એ પંથની મશ્કરી

કરવા જેવું છે. મારો નાથ આવડું પકડી પંથે દોરે તો જ હલાય, તેમ છે. બાકી માનવીની મુંઝવણ મરતાં સુધી કયાં પૂરી થાય છે ? બાઈમાંએ સહજ હસી હળવી ભાષામાં કહેવાનુ કહ્યું.

હું ઇ મારગનું નથી પૂછતી રાંણી ! પરણે એને ગીત ગવાય છે. બોલને બાઇ છોકરાઓ, વહુવારૂઓ, અને આ સાથીઓ મુંઆઇ ઉભા થઈ રીયા છે, રૂડીમાએ અકળાઇને કહ્યું.

ત્યાં રાણીમા બોલ્યાં કે આપણે રાજકોટ જઇએ છીયે.

સહુને એક સરખું આશ્ચર્ય થયું. જીવનભર ગામડાંમાં રહેનાર, ગામડાનાં ગીતો ગાનાર, ગામડાને ગોકુળીયું બનાવનાર, શહેરી જીવનને શ્રાપ માનનાર, બાઇમાં રાજકોટ રહેવાનું કેમ પસંદ કરતાં હશે. આ કોયડો સહુને એકસરખો અણઉકેલ્યો રહી જશે, એમ જણાયું.

રાણી ! રાજકોટમાં જવાનુ કારણ ? રૂડીમાએ સહેજ દબાતા અવાજે પૂછયું.

ઠાકરની મરજી, રાજ કહે;છે તમારે રાજકોટ જવુ, તમારો વંશવેલો ત્યાંજ વધશે, રહેશે, અને દીપશે. રાણીમાંએ કહ્યું.

તારો એટલે ! તું ઉંઘમાં બોલે છે કે જાગતાં, સહેજ અકળાઇ મોટી બહેન વડપણના દાવે બોલ્યાં.

મારો, મારો, સમજયાંને બહેન ! રાણીમાંએ કહ્યું.

અને મારો કાચો ટીંબો કયાં ઉભો રાખવો રાણી ? તારા બોલમાં આજે મને ફેર લાગે છે ' રૂડીમાએ કહ્યુ.

બેન તમારો ઠાકર રાખે ત્યાં રહેશે. રાજકોટમાં તો નહિજ મારો બોલ મારો નથી, મારા રાજનો છે સમજ્યાં મોટાં બહેન,

ત્યારે મારે શું કરવું ! કચવાતે મને રૂડીમા બોલ્યાં.

ઠાકર સાથે આવવું, બીજું કરવાનું શું છે ? રાજકોટ ગયા પછી રાજની જેવી મરજી આપણે તો લાકડાની પૂતળીયો બહેન ! રામકથામાં આવે છે ને !

"उमा दारु योषित की नाई, सब ही नचावत राम गुसांई"

રામ કથાના નામે સહુના હૈયાનો ભાર ઓછો થયો માર્ગમાં થોડી રાત્રિઓ વિતાવી સહુ વિક્રમ સંવત ૧૮૪૮ ના માર્ગશિર્ષ (માગશર) માસમાં રાજકોટ આવ્યાં.

ગામથી ઉત્તર તરફ ગઢના સાવ છેડા પાસે જ્યાં આજે બેડીનાકા વિભાગ કહેવામાં આવે છે ત્યાં આવી સહુએ વિશ્રાન્તી લીધી.

× × × ×

## "શ્રી રાણીમાં રાજકોટમાં"

ત્યારનું રાજકોટ આજના રાજકોટના પ્રમાણમાં તદન નાના ગામઠા જેવું ગણાય. નાનાં બેઠા ઘાટનાં મકાનો ધુળાળાં બજાર, અને બહુજ સામાન્ય પ્રકારનો દરબારગઢ હતો.

ઠાકોર સાહેબ શ્રી ભાભાજી ધર્મ પરાયણ, દાનવીર સાધુ સેવી રાજા હતા. કહેવાય છે કે સરધારના તળાવના જળમાં ચાદર પાથરી તેના ઉપર બેસી માળા ફેરવતા.

મેળામાં હજારોની સંખ્યામાં માનવ સમાજને ભોજન આપી તૃપ્ત કરનાર બાઇમાંનું કુટુંબ ઉઘાડા સ્થાનમાં પ્રથમ રાત્રિ વિતાવી સવારે સહુએ મળી થોડી જગ્યા સાફ કરી બેચારેક ચોરસ પથરો ગોઠવી પૂર્વાભિમુખે સર્વ પ્રથમ "શ્રી નકલંક ભગવાનને" પધરાવી માંએ પુજા કરી. ઝાલરના નાદથી વાતાવરણ મંગળમય થઈ રહ્યું.

ઠાકોર સાહેબ શ્રી. બાભાજીરાજને સરધારમાં ખબર મળતા જાતે દર્શને આવી "શ્રી નકલંક"ના ચરણમાં શીર નમાવ્યું. બાઈમાંને નમી બહુજ હર્ષાવેશમાં આવી બોલ્યા.

મારા રાજકોટને ભાગ્યશાળી બનાવ્યું મા ! તમારા જેવા સંતોની ચરણ રજે મારૂં કુંટુંબ સુખી રહેશે. તેમની બુદ્ધિ અને બળ નિર્મળાં થાશે. મેં ઘણીવાર સાંભળ્યું છે કેઃ–

जहां संत वहां तिरथ वासा મારૂં રાજકોટ તમારા પ્રતાપે સંત ધામ બની તિરથ ગણાશે. સત્સંગ વધતાં મારી પ્રજા વિવેકી, વિનયી, અને સત માર્ગે ચાલનાર થાશે. મારા શાસ્ત્રીઓ અનેકવાર કહે છે કે :–

✓ગંગા પાપને, ચંદ્રમા તાપને, અને કલ્પવૃક્ષ ઇચ્છિત આપી ગરીબીને દૂર કરે છે. ત્યારે સાધુ સમાગમ લૌકિક અને પારલૌકિક બન્ને ભાવનાઓ પુરી માનવીના તાપ સમાવી નિષ્પાપ બનાવી ભવના ફેરા મટાડે છે.

ઠાકોર ! માનવી અન્નજળ લેવાનાં સરજાયાં હોય ત્યાં ખેચાઇ જાય છે. તમારા રાજમાં મારા રાજને આવવા ઇચ્છા

થઇ. એટલે અમે તો તેનાં ગોલાં ગણાઇ. તેની મરજી એજ અમારી મરજી. ભક્તિ માર્ગનો એ મૂખ્ય સિદ્ધાંત છે કે. પરણેતર બાઇના માંબાપનાં ગોત્રો જાય છે. અને તે ધણીના ગોત્રની ગણાય છે. એમ અમારે માટે મનાય છે રાજની મરજી હશે ત્યાં સુધી આ કબીલો તમારા રાજની છાયામાં રહી, સંત, સાધુની સેવા કરી ટુકડો આપશે, અને તેની મજુરી પેટે પેટનો ખાડો પુરશે રાણીમાએ ઉપર મુજબ સમજાવટ કરી,

માતાજી! આ રાજ તમારૂં છે. સુખેથી રહો, જેટલી જોઈએ તેટલી જમીન લો, ઉપરાંત તમારી ગાયો અને સંતોને માટે એક વીડી અને ચાર સાંતીની જમીન અર્પણ કરૂં છું જે સ્વીકારી મને ભાગ્યશાળી બનાવો. આ પ્રમાણે શ્રી રાજકોટ ઠાકોર સાહેબના બાભાજી રાજે કહ્યું.

✓ ધર્મ પ્રિય રાજા! જમીન, વીડી, લેવા અમો આવ્યાં નથી મારો ઠાકર તેનાંને પાળવા સમરથ છે. તમારા આ વિવેક અને ભાવ માટે ઠાકર પ્રસન્ન થાય છે. રાણીમાએ જણાવ્યું.

થોડીવાર સામાન્ય વાતચીત કરી શ્રી બામાજી રાજ સરધાર પધાર્યા.

ઠાકોર સાહેબના હુકમ પ્રમાણે કામદાર વાસણ, સીધું, બીછાનાંઓ અને જોઇતી તમામ ચીજ વસ્તુઓ પહોંચાડી ગયો.

મજુરો "શ્રી નકલંક" ભગવાનપર, અને માનવીઓ માટે સીમ તંબુઓ ઉભા કરી ગયા. જોત જોતામાં રસોઇ

તઈયાર થવા લાગી સંતોના ભગવન ભજનનાં રાગોથી સ્થાન ગાજવા લાગ્યું.

નૈવેદ્ય ધરાયો, અને બાઇમાંએ "હરિહર"નો અવાજ કરી સંતોને જમવા નોતર્યાં સાધુ અભ્યાગતોને ખુબ આગ્રહ પૂર્વક જમાડી શુભાષીશ લીધી.

તમારા દીકરાઓએ આજે ત્રણ દીવસો થયાં જમ્યા નથી. રામ ભગતના ઘરવાળાંએ માંને અરજ કરી.

રામ ! એવડું શું છે કે ત્રણ ત્રણ લાંઘણો ખેંચવી પડી મારા પેટ, શું તને હજી કેરાળાનો મોહ જતો નથી ?

માં ! મોહ તો રાણીમાના છોરૂને મન હોય જ નહિ. તમે તો સાગર પેટાં રહ્યાં એટલે કાંઇયે ન લાગે. પણ અમે તો આખરે ભરવાડ ખરાને માં ? માલધારીને મનથી માલના મોહ સાવ તજાતા નથી. જ્યાં સુધી મારી ગાયું મારી નજર સામે નહિ જોઉં ત્યાં સુધી અન્ન ,નહિ લઉં. રામ ભગતે આંખોમાંથી પાણી પાડતાં કહ્યું.

એમાં પાણી શું પાડે છે (ઢીલીના) જા ઠાકરને કહેને ! સાચો ભાવ હશે તો આવી ગાયો લાવી આપશે ક્યાં પાડ કરવો છે અનેકનાં કામ કર્યાં છે તારૂં પણ આટલું કામ કરશે.

મથુરાંમાંથી આખી પ્રજાને દ્વારકાં લઇ જનારને કેરાળાથી ગાયો લાવવી એ કેટલી વારનું કામ છે ? ધણી તો કામ કરવા તૈયાર છે. આપણામાં આપણા પણું જોઇએ.

રામ ? આમ આંસું પાડયે કે ભૂખે મરે કામ થાતાં નથી. હૈયાં રીઝે એવી સેવા કરવી પડે છે. મારા તારાનાં ભેદ ભૂલ્યા વગર ભક્તિના મારગે જવાતાં નથી. હૈયાં હરિને સોંપનારના જ હરિ થાય છે. માંએ કહ્યું.

માં, મારૂં એવડું ગજું નથી. ઠાકરતો સમરથ છે. ટચલી આંગળીયે ગોવર્ધન ઉપાડી વ્રજને રાખનારને મારા હૈયામાં કેમ કરી રાખી શકું ? તું કહે તો ઠાકર બધુંય કરે તેમ છે. રામ ભગતે કહ્યું.

જા, જા. ગાંડા, આવી વાતો કરાય. ભગવાન કોઈના બંધનમાં આવતા હશે ! રાણીમાએ કહ્યું.

હા, મા, આવે, રામ ભગત આંસુ લુછી બોલ્યા. મારી માંએ પ્રેમને દોરે બાંધ્યા છે. અનેક સાધુ સંતો કહે છે, હું માનું છું. અને કાલેજ ઠાકોર સાહેબ કહેતા હતા.

રામ ! આવી ગાંડી ગાંડી વાતો મુકી જમીલે, ભાઇ, જા તારી ગાયો ઠાકર કાલે સવારે લાવી આપશે, પછી છે કાંઈ ! માંએ દીલાસો આપ્યો.

માંની ચરણ રજ લઈ રાજી થતાં રામ ભગત ભંડારમાં ગયા ત્યાં સંત પ્રસાદી લઇ ત્રીજે દિવસે પારણાં કર્યાં.

નમતે પહોરે બાઇમાં શ્રી ઠાકોરજીને જગાડી જળપાન કરાવતાં હતાં ત્યાં બહારથી અવાજ આવ્યો, માં ! કોઇ એક બ્રાહ્મણ આપને મળવા આવ્યા છે.

તેને અહીં બોલાવી લાવ, લખુ ઈ તારા મામા છે! ભાઇ માસીને પણ બોલાવ. કહેજે માં બોલાવે છે.

થોડી વારે બ્રાહમણ દેવ તંબુમાં આવ્યા 'શ્રી નકલંક' ભગવાનની પ્રતિમાને નમી બાઈમાં તરફ જોઇ બોલ્યા કેમ! બેન, બા! ઓળખાણ પડે છે ના!

ઘેલાભાઇ! મારા વીરા! તમોને ન ઓળખું એવું બને કાંઇ તમારા માટે તો હું અહીંયાં આવી છું ભાઇ, બેન, બોલા ભવે તો સાથે ન રહ્યાં. પણ આ ભવ કાંઇ એમના એમ જવા દેવાશે? આવનાર ભૂદેવની આંખોમાં આંસુ ઉભરાવા લાગ્યા.

રાણી! બેન! તું માનવના ચોલામાં સાક્ષાત ભકિત છે. તારી શકિતની વાતો ઘણી સાંભળતો આજે સાંભળવાથી વધુ અનુભવું છું. બ્રહ્મદેવ પ્રસન્ન થઇ બોલ્યા.

ઇ. સાધુ સેવાનો પ્રતાપ. ઘેલાભાઇ! બાકી આપણે તો પામર છીયે! કોઇ કોઈનો અવતાર નથી. બધીયે ચમત્કાર રોટીમાં છે ખરા ભાવથી માનવ સેવા કરવામાં આવે તો સેવનાર મહાન બની જાય છે. તે વખતે રૂડીમા લખુ ભગત સહુ આવી પહોંચ્યાં

આને ઓળખો છો! મોટાં બહેન! માં એ હસતાં હસતાં પ્રશ્ન પૂછયો.

ના, આજથી પ્રથમ કદીયે જોવાનું યાદ આવતું નથી. રૂડીમા બોલ્યા.

આમનું નામ ઘેલાભાઇ ! તેઓ હાલે તો બ્રાહ્મણ છે. આટલું કહી માં જોરથી હસી પડયાં.

રાણી ! હાલ તો બ્રાહ્મણ ત્યારે પ્રથમ આ મહારાજ કોણ–હતા ! રૂડીમાએ પૂછયું.

આપણા સગામાં જીણા ભાઈ ! આપણે ભાઇ વગરની નથી. આ વીરાનો આશરો લેઈ ને જ ઠાકરે રાજકોટ આવવા કહ્યુ હતું મારે ધનવાન છે હો બહેન ! રાણીમાએ કહ્યું.

બેનડી ! ગરીબ ભાઇની મશ્કરી શા માટે કરવી પડે છે–હું તો બે ટકનુંય ભેળું કરી શકતો નથી. એમાં ધનની તો વાત જ કયાં કરવી ! બ્રહ્મદેવે કહ્યું

ઘેલાભાઇ ! આપણા સમાજમાં નિરધનતા એજ સાચી ધનિકતા છે. જગત સંગ્રહ કરી ધનવાન બને છે. ત્યારે ભગત ખોઇને ધનવાન બને છે. ત્યાગના રાગી સાગરો રાગીના–રસ સાગરોથી જુદા હોય છે. આપણે અને આપણી દુનિયા બધુંય સહુ જેવા હોતા નથી. રાણીમાંએ કહ્યું.

રાણી ! આ ભાઇ આપણા ભાઇ કેવા પ્રકારે ! તે વિગતવાર સમજાવીશ, કે જેના માટે તું આ સહુને અહીંયા લાવી. રૂડીમાંએ પૂછયું.

બહેન ! માંએ મરતા પહેલાં મને વાત કરી હતી. જે વાતને હૈયાના એક ખુણામાં અવસરના અભાવે સંઘરી રાખી હતી. તે આજે વખત આવ્યો જાણી તમારી સામે

મુકું છું, સાંભળો. આમ કહી બાઈમાં ઘેલારામના પૂર્વ ભવની વાત કહેવા લાગ્યાં.

આપણાં જન્મ પહેલાં પિતાજી સાધુસેવા કરતા અને અવારનવાર ગેબને ભોંયરે જતા. તેની ભગત છાપ ત્યારે સમાજમાં હતી. એક દિવસ માંએ કહ્યું. ભગત! ગેબીનાથ જેવા મહાત્માના ચરણોમાં રાત દિવસ પડયા રહો ને તમારે ઘેર છોરૂની ખોટ, ઇ તો ભારે નવાઈ ગણાય. કહેવાનુ મન તો ઘણાય દીથી હતું પણ જીભ ઉપડતી ન હતી આજે તો કહેવાઈ ગયું. છોરૂ વગરના ઘર મસાણ જેવા ગણાય. ગેબીબાવાને વિનવી આટલી ભાવના પુરી નહી કરો?

ગાંડી! દીકરા વળી કયાં સ્વર્ગે' લઇ જાય છે. આખી ખલક આપણી જ છે ના! દીકરા માટે ભીખ માગવા જવું. મહાત્માને દુભવવા ઈ મને તો ગોઠતું નથી. આપણા બાપુએ જવાબ આપ્યો.

ભગત! આમાં દુભાવવાની વાતજ કયાં છે! આપણાં ઘરમાં શેર માટીની ખોટ છે એ વાત મહાત્માજી જાણે છે. ઘણીવાર મારા હાથનું જમી ગયા છે આપણા ઘરના થોડાજ અજાણ છે! પોતાનાની પાસે સુખ દુઃખ ગાવામાં દુભાવવા જેવુ શું છે? માએ કહ્યું.

ભલે! ભંડારી! આજે સાંજે કહી જોઇશ! મહાત્મા છે, રીઝી ગયા તો બેડો, પાર પણ કરે! મનેય ઘર સુનું

તો લાગે છે. બાપુના હૈયામાંય પુત્ર મેળવવાના અંકુરો ઉઠયા. માનવી આખરે માનવી, તે લાલચમાં સપડાય છે.

માલને ગામમાં પુરી બાપુ ગેબો કાંધપર રાખી ઉપડયા ગેબીનાથને ભોંયરે. રૂઅયું વળતા બાવાના ચરણમાં પુગી ગયા.

આવ, આવ, ગોકળી. આજ તો ભારે હાલવામાં દાખરા કર્યો ! ગેબીનાથ બોલ્યા.

હા બાપુ ! મન થયું પછી ઢીલ શી કરવી ?

એમ નહી ! છોરૂ લેવા આવવું પછી મોડું શું કરવું ? એમ કહેનાં ! ગેબીનાથે કહ્યું.

હૈયાની વાત બાવોજી જાણી ગયા આમ જાણી બાપુ ચરણમાં નમી પડયા અને બોલ્યા. ગેબના ધણીથી કઈ વાત અજાણી છે ? મારા નાથ તો ઈજ છે ! ભંડારીને પુગાણું નહિ ! એટલે આવ્યો.

તારે ત્યાં આજથી દશમે માસે દિકરો આવશે, પણ એક વાતનું ધ્યાન રાખજે કે, તારી ભંડારી બાળકને એમ કહે નહિ કે 'મરતોય નથી' ભુલથી પણ કહે નહિ. આમ કહેવાસે તે દિકરો તે નમારો નથી. તમે લોકો માલધારી, જાડી બુદ્ધિના, એટલે કદી બોલી જવાય, માટે આટલી ચેતવણી આપવી પડે છે. ગેબનાથ બાવાજી બોલ્યા.

જનેતાએ ટ્રેર્તો પોતાના છોકરાઓને વઢે, ગમે તેમ બોલે, પણ તેના મનમાં ભાવ એવી વાણી જેવા થોડા હોય

છે ? અમારે માટે આવાં બંધન ગેબનો નાથ શું કરવા બાંધતા હશે ?

ભગત ! તમારા નસીબમાં દીકરાનું સુખ નથી. છતાં મારો સિદ્ધ દીકરો થઇ અવતરશે. તેને મર કહેતાં તે રહેશે નહિ માટે આ વાત જણાવી. ગેબીનાથે ખુલાસો કરતાં કહ્યું.

મારાનાથ ! મારાં વાંઝીયા મેણાં ટાળવા. મહાત્માને દીકરા બનાવવા નથી. તમારૂં વેણુ તમારી પાસે રાખો. મારે છોરૂની ખોટ ભલે રહી.

અલ્યા ભરવાડ, વીફર્યો કે, ગેબી હસીને બોલ્યા– એનાથ પ્રારબ્ધમાં અવતરવાનો યોગ છે. આ તો એક સાથે બેઉનું કામ થાય છે.

વરદાન મેળવી બાપુ ઘેર આવ્યા માને વાત જણાવતાં રાજી થયા અને ધરમ નિયમમાં વધુ ધ્યાન આપતાં થયા.

દસમે મહીને દીકરો અવતર્યો, તેનું નામ ઘેલો પાડયું રાણીમાએ ખુલાસો કરતાં કહ્યુ.

રાણી ! આવડી વાત તને કરી ત્યારે માં એ મને કેમ કહ્યું નહિ હોય ! રૂડીમાએ શંકા કરી.

એ તો એ જાણે બેન ! કોઈના પેટની આપણે શું કહીયે.

ઘેલોભાઇ એક વરસનો થતાં આંખો આવી, આખો દિવસ રોયાજ કરે, માં થાકયાં, એક તો પારકાં કામ કરવા, બાપુ લુણસરીયાનું ધણ ચારે, એટલે કાયમ વગડામાં રહે.

ઘેર એકલા-હાથે આવ્યા ગયા સાધુ સંતને જમાડવા. ને ઘેલાભાઈની આંખોનો મંદવાડ, એકવાર માં સાવ થાકી ગયાં, અને રડતા ઘેલાભાઈ માથે હાથની ટપલી મારી બોલાઈ જવાયું કે હેરાન કરતો મરતોય નથી !

હાય, હાય, ગંજબ કર્યો માએ, ગેબીનાથજીની વાત ભૂલી ગયા. પછી શું થયું ? આતુરતામાં રૂડીમાએ પુછ્યું.

ઘેલોભાઈ સ્વર્ગવાસ પામ્યા. બીજું શું ? થવા કાળ થયા કરે છે. ગમે તેવા ડાહ્યાઓ ભુલી જાય છે. માં તો બિચારી ગમાર ભડવારણ હતી. તેનો વાંક કેમ કઢાય ! રામકથામા નથી આવતું કે :—

तुलसी जैसो भवितव्यता, तैसी मिले सहाय।

ભાઇના મોતની વાત સાંભળી બાપુ આવ્યા. ગામના સહુએ મળી બાળકની છેલ્લી ક્રીયા કરી.

માં પોતાની ભૂલથી પસ્તાયા કાળે પાણીએ રોવા લાગ્યા. બાપુએ બહુએ સમજાવ્યા કે. એમાં રોવે છે શું ? સગરના સાઇઠ હજાર, શ્રી કૃષ્ણના એક લાખ એંસી હજાર ગીયા તંઇ તારા એકમાં શું ? મોંવાળી ભાંભરડા પાડે છે. ✓ દ્રૌપદી જેવાના પાંચે પાંચ ગયા. સુભદ્રાનો પણ રોકાયો ન રહ્યો આપણે તો ગરીબ માનવી છે જાતો ખરી ! દુનિયા ઉપર નજરૂં માંડ,✓રોજ રોજ લાખું જન્મે છે અને લાખું મરે છે આમાં કોણુ કોને સભારે અને રૂએ

બાપુના ઉપદેશની અસર મરનારની માં ઉપર નજ પડી અને પડે પણુ કેમ ! જેના ખોળા ખાલી થઇ જાંય, ઇ જનેતાનો વલોપાત આમ વચનથી ઘોડોજ મટે છે.

બીજે દિવસે બંને માણુસો ગેબીનાથ બાવાજી પાસે ગયા અને બનેલી વાત જણુાવી

હશે તમારા ભાવી, જાઓ શોક મુકી ઘેર જાઓ. અને સત્સંગ અને સંત સેવા કરો. તમારે ત્યાં બે દીકરીયો થાશે. ભાગ્ય કહે છે કે તે જીવશે. અને તમોને મરણુ પછી પણુ જીવતા જણાવશે ગેબીનાથે કહ્યું.

બાપુ. મને મારો ઘેલો બતાવો. ઘડી ભર ભૂલાતો નથી. તમે સિદ્ધ મહાત્મા છો ઘેલા વગર હું ઝુરી ઝુરી મરીશ, મારે દીકરીયોનું કામ નથી. માંએ હઠ કરી.

માતા એક વરસ પછી રાજકોટ જજો. ત્યાં રાજગુરૂ બ્રાહ્મણુને ઘેર તમારો ઘેલો પારણામાં તમને મળશે. રમાડી હૈયું ટાઢું કરજો. બાકી ગયો દેહ તે તો ગયો. પાછો આપવાની સત્તા કોઇની નથી ગેબીનાથે સમજાવ્યું.

બંને ધણીધણીયાણી ઘેર આવી દિવસો ગણવા લાગ્યા વરસ પુરૂં થતાં રાજકોટ આવ્યા અને રાજગુરૂ વાસમાં આવી આપેલ નામે તપાસતાં બાળકને જોયો, નખશીખ પોતાનો ઘેલોજ માં, બે દિવસ ત્યાં રોકાયાં ! અને પછી મમતા મુકી ઘેર આવ્યાં.

શું તેજ આ ઘેલાભાઇ ! રૂડીમાએ આતુરતાથી પૂછયું.

હા. આ એજ અવતારી પુરૂષ આપણાં પૂર્વ ભવનાં અને આ ભવનાં સાચા પસલીયાત ભાઇ! તેનાજ ઓથમાં ઠાકરે મને અને તમને મુકયાંને ઘેલાભાઇ!

ઘેલાભાઇને મળ્યાં, લખુ ભગતતો માંના મોંમાંથી આવી વાત સાંભળી આભાજ બની ગયા. તેમના મનમાં આ બધાયે આત્માઓ કોઇ જુદીજ દુનિયાના જણાયા.

ઘેલારામજી થોડીવાર બેસી જોઇતું મંગાવજો, એમ કહી ઉઠયા આ બધો તમારોજ પ્રતાપ છે વીરા! બેનડીઓની સંભાળ લેતા રહેજો. આમ કહેતાં રજા આપી.

ઘેલારામજી ઘેર ગયાં. અને બાઈમાં પૂજાનાં કામમાં ગુંથાયા. રૂડીમા નવા વસવાટ માટેની નવી વ્યવસ્થામાં પડયાં.

રામ ભગતે લખુ ભગતને સાથે રાખી ધર્મશાળામાં સંતોને ભોજન માટે બોલાવવા નિકળ્યા.

માં! આપણી ગાયું આવીયું. ઉઠો ઉઠો, રામભાઈ, લખુભાઈ જોઇલો. બધીયે આવીયું. આરૂપેણુ, આ ધોળી, આ મલાર, આ ગંગડી, બાપો, બાપો હાંઉમા હાંઉ હદ કરી ઠાકરે હદ કરી.

ગોકીરો સાંભળી સહુ ઉઠયાં તો પોતાની તમામ ગાયોને રાજકોટના ઉતારામા નાચતી જોઇ. બાઇમાંને જોતાંજ ગાયો તેમને વીંટી વળીયું અને પગ, હાથ ને શરીર ચાટતાં હુંકાર કરવા લાગી.



ભકતશ્રી અરજણબાપા

રામ ! લે બાપ, ઠાકરે તારી ગાયું લાવી આપી, હવે તો સંતોષ થયોને ! વિશ્વાસ રાખતાં શીખજે. જા તારા બાપને કહે કે પગ ટુંકાવી પડયા છે તે ઉભા થાય અને આ ગવતરીયું ઉપર હાથ ફેરવે.

અરજણ ભગત ઉભા થઈ ગાયોને કોટે બાઝી પડયા. કોઈ વહાલસોઇ માતા અને બાળક મળતાં હોય તેવું ગાયો અને માલધારીનાં મીઠા મિલનનું દૃશ્ય જોનારની આંખો ઠારવા લાગ્યું.

રામ ભગત માંને પગે હાથ નાખી બોલ્યા, માં તેં ઠાકરને ખરેખર વશ કર્યા છે. તારા બોલેબોલ ઠાકર પાળે છે. મને આ ગત નહિ શીખવે ? રામ ભગતે આજીજી કરી.

રામ ! બેટા, આ શીખવું સિખાયતે તું નથી. હૈયાં-ઉકલતની વાત છે ભાવ ભુખ્યો ભગવાન ભાવ જોઇ દોડનો કામ કરે છે. જેદી તું તારાપણું ભુલીશ તે દાડે ઠાકર તારો થશે. તારા મારાના તાણુમાં ભકિત વલોવાય છે. આવા નામના ભકતો પેટ ભરવાથી વધુ મેળવી શકતા નથી. ભગતના ઘરમાં જન્મવાથી ભકત થવાતું નથી. સમજ્યો ! મારા ભયા ! ભકિત કરવાથી ભકત થવાય છે. સાચી સેવા કરજે. બધું ય થઈ રહેશે. સાચો મારગ સંતોની ચરણરજ-માથી જડશે. જેને જેને મળ્યું છે તેને તેને તેના થવાથી જ મળ્યું છે રાણીમાએ સમજાવતાં કહ્યું.

માતા ! પાંચાળના પીરોને પીરાઇ કયાંથી મળી હશે ? રામ ભગતે પૂછયું.

તારી માને લોકો પીર માને છે તે કયાંથી મળી હશે ! તેનો જવાબ તારી પાસેથી જ લેવા પૂછું છું બોલ ? માંએ પુછયું.

સાધુઓની સેવા અને અભ્યાગતોને ટુકડો આપવાથી મળી હશે. એમ મારૂં માનવું છે માં ! રામભગતે ખુલાસો કર્યો.

ઘણું જીવ મારા રામ ! સાવ સાચું બોલ્યો. પાંચાળનું પીરાણું પણ એ રીતે જ થયું છે. બીજું એક થોડું કારણ છે ખરૂં. કયું કારણ મા ? રામે ઉત્સુકતાથી પૂછયું, રાણીમાં બોલ્યાં કે, માં આશાપુરાનો સેવક મેકરણ કહી ગયો છે ને :—

પીર પીર કુરો કર્યો, પીયુંજીનાં પખાણ
પંચ ઈન્દ્રિય વશ કરે, જો પીરથીંદા પાણ

પરચાઇત બનવામાં પરોપકાર સાથે સંપૂર્ણ સંયમ જોઇએ. એ ભુલવા જેવું નથી.

આમ પુત્રને ઉપદેશી માલધારીની પુત્રી મૃદાલશા જેવા ભાવો વ્યકત કરતાં સ્નાન કરી ઠાકોરજીની સેવાના કાર્યમાં ગુંથાયાં.

ગાયો ઠાકર કેરાળાથી હાંકી લાવ્યાના પરચાની હકીકત રાજકોટની જનતાના જાણમાં આવતાં માનવ મહેરામણ

દર્શનાર્થે ઉતરી પડયો. ભાવનાથી ભગવાન રીઝે છે એ સત્ય તત્વ સહેલી ભાષામાં લોકોને સમજાવી, બાઇમાએ સહુને રજા આપતાં સંધ્યા થતાં માનવ સાગર કાંઈક શાન્ત પડયો.

## મીઠો ભગત

શિશિરનું આવાગમન થઇ ચુકયું હતું. મીઠી મીઠી લહેરો ઠંડી શરીરને તાઝગી આપતી પોતાનું રાજ જમાવે જતી હતી. ખેડુતો ખરાવાડ કરવા તડામાર તઇયારીમાં પડયા હતા. ખેતરોમા કાપણીની માપણીનાં અનુમાન કરતા ધરખમ ખેડુતોનાં હૈયાનો હર્ષ હેલે ચડયો હતો. આજે અહીં અઠવાડીયે અને ત્યાં એક મહીને કામ પુરૂં કરવું જ જોઇએ આમ ખળે ખેતર—અને ઘર આંગણે વાતો થતી હતી. ઘઉંની વાડીઓનાં સમીસાંજ અને વહેલી સવારે કુવાનાં પૈડાંઓ મીઠાસ્વરે કનૈયાની મોરલી જેવા સ્વરે સાયંપ્રભાત રાગો આલાપતાં હતાં.

તે વખતે મીઠો આવ્યો ત્યારે રાણીમાં "શ્રી ઠાકોરજી" ની પુજા કરતાં હતાં. તે બોલ્યાં કે મીઠા કરમ કરીને આવ્યો ? મીઠાએ કહ્યું હા ! માં ! તમારે શરણે આવ્યો છું આમ કહેતાં મીઠો માં ના ચરણમાં ઝુકી પડયો.

માંએ કહ્યુ ! ઉઠ, મીઠા, બેસ, બાપ, શ્રી ઠાકોરજી સારૂ કરશે, પણ તું હમણાં આવે છે કયાંથી તે વાત તો કર જો કે માં તો સર્વ શક્તિમાન હતાં એટલે દરેક વસ્તુસ્થિતિ

જાણતાં હતાં, છતાં પણ દુઃખીયાના દુઃખને ઓછું કરવા તેને મોઢથી બધી વાતો સાંભળવા પૂછયું.

માં ! હું ગેબીનાથ બાવાજીના ભોંયરેથી આવું છું, પાપની અગનથી બળતો, હૈયાની બળતરા ઓલવવા, ઠાકરને બારણે ગેબના ધણીના ફરમાનથી આવ્યો છું. મને ઘરમાં સંઘરશોને મા ! મીઠાએ આર્તનાદથી કહ્યું

ગેબના ધણીના બોલ અમારા માથા પર. રાણીમાએ તે દીશા તરફ હાથ જોડી કહ્યું. ભલે બાપ ! આ ઘર તારૂં જ છે. સહુ રાબ, છાશ, સાથે પીશું, ઠાકરની સેવા કરો, પાપના તાપને ઠારનાર ધણીનું નામ જબરૂં છે.

મીઠા, તેં એવું શું પાપ કર્યું છે ! બાઈમાંએ વાત કઢાવવા પ્રશ્ન કર્યો.

મીઠાએ દૂરથી પ્રણામ કરી પોતાનાં પાપ પ્રકાશવાની શરૂઆત કરી કહેવા માંડયું.

માં ! હું મચ્છુ કાંઠાથી થોડાક ગાઉ દૂરના ફગસીયા ગામનો વતની, કડવો કણબી છું. મારા લગ્ન નાત રિવાજ પ્રમાણે બાળપણમાં થઈ ગયાં છે. અમારૂં ઘર સારૂં ગણાતું બે ચાર સાંતીની જમીન હતી. ચાર જોડી બળદો, ગાયો, ભેંસો, બધુંય હતું. મારા બાપુ ગામના પટેલ હતા હું તેનો એકનો એક દીકરો એટલે ઉછેર પણ લાડમાંજ થયો નામે મીઠો પણ ખોટાં લાડથી મારામાં કડવાઇ ભરાઇ ગઈ છતાં ગામ લોકો બાપાના મોને સહન કરતા.

સંવત ૧૮૬૯ જેને ઓગણોતેરો (કાળ) સહુ કહે છે તેમાં અમારૂં બધુંય ગયું. મારા બાપા અને બા ઉતરતે કાળે સરગાપરને મારગે પડયાં. ઘર મુકી હું ભાગી સીધમાં ગયો ત્યા બે ચાર વરસ વીતાવી ઘેર આવતા જમીન, ઘર, બીજાએ લઇ લીધા જણાયા. હું સાથી રહેવા લાગ્યો ઘરવાળીના માવતરની વસાપણુ મારા જેવીજ એટલે તે મારી પાસે મુકી ગયા તે (મારી પત્ની) ગામના દરણા પાણી કરે. હું સાથી રહી જીવન જીવતા ચાલુ સાલે વરસ સારૂ આવ્યું મોલાત કણુ ભરવા લાગી હું સાથી છતાં ખેડુતનો દીકરો એટલે મારી છાતી ફાટફાટ થવા લાગી

એક દિવસ સાંજરે ખેતર આટો દેવા ગયો ત્યારે અમારા ખેતરના સેઢે મોટો વડ છે, તે પર હજાગે, લાખો, વયા બેઠેલા જોયા તેના કલરવથી મારૂ ધ્યાન તે તરફ ખેચાયું મને જણાયું કે આ બધાંય ખેતરમા પોચી જાય તો ધણીના હાથમા રામપાતર રહે માટે જો આને ભડકાવ્યા હોય તો અહીંયાથી ઉડી બીજે બેસે.

મારી આ સમજણને અમલમા મુકવા બાજુમાં મુકા બોરડીના એકાદ બે ભર પડયા હતા તેને સણીયાથી ખસેડી વડ નીચે ફરતા ગોઠવ્યા અને તેમા ભાગવી રાતે ચકમક ઘસી અગ્નિ મુકી દૂર ખસી ગયો. આગ જોસભેર લાગી, ઝાડ ઉપરના તમામ સુતેલા વયા અને બીજાં પંખીડે આગમા પડી ઓળો થઇ ગયાં.

હાય, હાય, પટેલ, તેં તો ગજબ કર્યો! ~ ~

હત્યારા ! લાખોના જીવ લીધા તારૂં કયા ભવે સારૂં થાશે ? રાણીમાએ કહ્યું.

ત્યાર પછી થોડીવાર શ્વાસ લઇ મીઠો બોલ્યો કે મા ! ઠાકર, જીવનભરના પાપી અજામેલને તારે, સજના કસાઈને પોતાનો બનાવે, તુલાધાર વૈશ્યને જાજલી ઋષિથી ઉજળો કરી બતાવે, રાહુડા ભંગીના હાથમાં ખંટો આપી મંદિર બતાવે, ચોખા મેળ ઢેઢને ત્યાં જમે, મહાર બની દામાજીનાં નાણાં બેદરના નવાબને ચુકાવે, કાલ સવારે જીવણદાસ ચમારની ભામ ગોંડલમાં ભરી લાવે ત્યારે આ મીઠાનાં પાપ ધોવાં એ સી મોટી વાત હતી ? આપને ત્યાં સંત ભકતો રાત દહાડો આજ વાતો કરે છે, અને આપ પણ વારંવાર કથ્યા કરો છો કે, ઠાકર તો પતિતપાવન છે. તે પાપીને ઉદ્ધારે છે ! તો મીઠાનો ઉદ્ધાર નહિ કરે મા ? મીઠાયે સુંદર રીતે જવાબ આપતાં પ્રશ્ન કર્યો.

ઘણું, જીવે, ભાઇ ! ઠાકર તો અધમ ઉદ્ધારણ છે, ઇ પતિતપાવન છે મીઠો તો ઓછો પાપી છે. આથી પણ વડા પાપીયોને પલમાં પીર બનાવે, પણ એની મેર થાય તો ! લોઢાનાં વહાણ તરે ! હં........મીઠા આગળ વાત કહે, ઈ પછી શું થયું ભાઈ ? રાણીમાએ વાત ચલાવવા કહ્યું.

રાણીમાના બોલે મીઠાનું હૈયું મજબુત બન્યું તેની આંખમાં પ્રેમનાં આંસુઓ ઉભરાતાં હતાં, તે લુછી મીઠો બોલ્યો.

મા ! સવારે આવીને જ્યાં મારી કરણી જોઉં તો ત્રાસ પડી ગયો ધરતી અને આકાશના શણગાર સમાં લાખો

પંખીડાંઓનો મેં અભાગીયે ભોગ લીધેલો જણાયો આ દેખાવથી મને ચકકર આવ્યા હું ધરતી ઉપર પડી ગયો, કયારે ઉઠયો ! એનુ મને ભાનજ ન રહ્યુ. ઉઠયો ત્યારે ઘરમાં પડેલ જણાયો, માડી ! મારી સ્ત્રી મને મુકી માવતર ચાલી ગઈ હતી. ગામના લોકો મને મહાપાપી માની મારૂં મો જોવા તઈયાર ન હતા. જેવો હું બહાર નીકળ્યો ત્યારે મારી નજરથી સહુ આઘા પાછા નાસતા જણાયા.

હું ઘર એમનું એમ ઉઘાડું મુકી પાંચાળના મારગે ભાગી નીકળ્યો. મારાં પાપ મને જંપવા દેતાં ન હતાં. ઉભીવાટ હજારો વીંછીની વેદનાઓ અનુભવતો ગેબીનાથ બાવાજીના ભોંયરે પહોંચ્યો.

પછી ! ગેબીનાથ તને મળ્યા ? માંએ પ્રશ્ન કર્યો.

મીઠો બોલ્યો, હા, માં ! મળ્યા ! જ્યારે સાતેસાત દિવસ, નકોરડા અપવાસ ખેંચી કાઢયા ત્યારે આઠમે દિવસે સવારે ગુફામાંથી બહાર પધાર્યા અને મને રાજકોટ જવા આજ્ઞા કરી તેથી હું અહીંયા આપની પાસે આવ્યો !

ભલે આવ્યો, બાપ ! આ ઘર તારૂં માની સુખેથી ટેલ કરતો રહે. મીઠા, અહીં તો ટેલવા થઇ રહેવાય છે. ઠાકર વગર બીજો ધણી આ સ્થાનને સદશે નહિ ! માંએ ચોકખું કહ્યુ.

મા ! મીઠો તમારો દીકરો છે જલદી પાપ ધોવાય તેવો માર્ગ બતાવો, હવે મારાથી આ વેદના સહેવાતી નથી.

પાપના ભારથી બળી રહ્યો છું તમારે ઉગાર્યા વિના આરો નથી. જીવનભરનો ટેલવો બનવાનો, ઘર અને સ્ત્રીને જતાં મુકી દીધાં છે.

મીઠા, આજથી તારાં પાપ ઠાકર ટાળશે. જા ! રોટલા દેજે, ધરમની ધ્વજા અમથી ઉડાડવી અળખામણી દેખાડીશ નહિ ? વાતુનાં વડા કરતલ ઘણુંયે ભગતો આજે ઉભરાતા જાય છે. એમ કહી માં બોલ્યાં.

બાપ ! આજે મોંઘો મેમાન ઠાકરના આંગણે આવ્યો છે. લાપશીયુંનાં આંધણુ મેલો સહુ સાથે બેમીને જમીયે કાં મીઠા હરકત નથીને ?

મને શેની હરકત હોય મા ! હરકત તો આપને આવે એવો હું ક્રુર, મહાપાપીઓ છું. મેં ગોઝારે ધણીની રૂડી રચનાને ફુંકી દીધી. મારી સામેય નજરૂં કરવા આજે કોઇ રાજી નથી. ત્યાં તમો તો સાથે બેસવાની ગોઠવણ કરી મને ભાગ્યશાળી બનાવો છો ! મીઠાએ કહ્યું.

મીઠા ! પાપનો પસ્તાવો જ પાપ ધોવા સમરથ છે. ભાઈ વધુ વલવલમા ! દેવળુંવાળો રૂડું જ કરશે. હોય ! કુમત, સુમત, માનવીમાં ભેળી જ રીયે છે. રામકથા સંતો ગાય છે કે :-

✓ सुमति कुमति सबके उर बसही
जहाँ सुमति तहाँ संपति नाना
जहाँ कुमति तहाँ नरक निदाना

સારૂં થયું કે ઠાકરના ઓથમાં આવી ગયો, તારાં પાપ ઠાકરે ધોયાં છે. આમ માની ભાઇ ટેલ કરવા મંડી

જા ! ઉઠ, નાહી દરશન કરી લે. માંએ આશ્વાસન આપતાં મીઠાંને કહ્યું.

મીઠો રાજીપામાં આવી આજીમાં નાહો આવ્યો ત્યારે રાણીમાંએ કહ્યું કે તું સાચું બોલ્યો તેથી જેમ ઠાકર વાંદરાને શુરવીર બનાવે, રીંછડાને માનવી કરે, પાણીમાં પાણા તારે, કુબજાને સુંદરી કરનાર ગોવર્ધન ધારી, ઘડીના છઠા ભાગમાં કાંઈનુ કાંઇ કરે તો, આમાં મોટી વાત કયાં છે ! મીઠો, અજામેલ, ગુણીકા, કે જેસલ નથી. આમાં આવડા ઉચાટ શું કરવા કરવા પડે છે ! એવા તર્યા તો મીઠો એજ મારગે એના નામથી પાપ ખોશે, અને સત ધરમની ધ્વજા ફરકાવશે.

થોડીવાર સામાન્ય વાતોમાં વીતતાં ઠાકરજીનો થાળ આવ્યો સહુ ઉઠયાં ઓસરીમાં ચાકળા પડયા, મહાપ્રસાદ મંદિરમાંથી આવતાં એકાત્મ ભાવે સહુ સાથે બેસી જમ્યાં.

એકાદ વર્ષ મીઠા ભગતને રાજકોટ આવ્યે થવા આવ્યું. તેટલા સમયમાં ખરા મનથી સેવા કરતાં સહુનાં મન જીતી લીધાં. ગાયો ચારવી, વાસીદું વાળવું, સંતો માટે દરણું દળવું અને મેલાઘેલા સાધુઓનાં કપડાં ધોવાં એ મીઠાને મન મોજનો વિષય હતો. માન, મોહ કે ક્રોધની તો ગંધજ ઉડી ગઇ હતી. સરળતા, સાધુતા અને નિરમાનતાની મુરતિ સમો મીઠો ખરેખર પગલે પગલે મીઠો લાગતો હતો, સંતો, ભકતો અને આમજનો તેને પ્રેમની નજરથી જોતા હતા.

# મનામણા અને સહુનો જુદારો

કામદાર ઘેર આવતાં જ કર્મનાં ફળ ભોગવવા બીમારીમાં પટકાઇ પડયો તેના આખાય શરીરે લાય ઉપડી તે પોકાર પાડતો ગામ ગજાવવા લાગ્યો. રાજ સાહેબને આ વાતની જાણ કરવામાં આવી.

ત્રીજે દિવસે સિપાઇઓએ આવી રાજગઢમાં જાણ કરી કે ભગતની તમામ ગાયો રાતમાં કોઈ ગોવાળ આવી ગાયો હાંકી ગયો અમોએ વાળવા અનેક ઉપાયો કર્યા, પણ ગાયો રાજકોટના માર્ગે ઉપડી ગયું. હજુર ફરમાવે તો રાજકોટ જઇ વાળી લાવીયે.

રાજ સાહેબને ચીંતા વધવા લાગી. તેની આંખ સામે કામદારની સ્થિતિનું ચિત્ર તરવરવા લાગ્યું. પોતાની ભુલનો અપાર પસ્તાવો થવા લાગ્યો. કામદાર જેવાની હીણી સલાહે મહામના બાઇમાંને દુભાવ્યા એ વીચારે કંપવા લાગ્યા. ગાયો વાળવાની નથી, કેરાળાની જગ્યા મજબુતાઈથી સાચવવાનો ક્રમ (બંદોબસ્ત) કરી રઘુનાથજી મંદિરે મહંતજીને બોલાવવા હજુરીઆને મોકલ્યો.

રાજ મને કેમ બોલાવ્યો ? મહંત રામટહેલદાજીએ આવીને કહ્યું.

પધારો મહંત સાહેબ ! આજે મારી ભુલ સુધારવા આપને તસ્દી આપવી પડે છે. માટે ક્ષમા આપજો, રાજ સાહેબે કહ્યું.

રાજ સાહેબ ! ભૂલ તો જરૂર કરી છે મને ત્યારેજ થતું હતું કે રાજ સુલતાનજીનો વારસ ગાયની મસવાડી લેવા વિચારો કરતો હોય તે ભલાઇ માટે તો નથી, પણ આજના રાજાઓ અમારૂં સાધુઓનુ કયા સાંભળે છે ! કદાચ કહેવું ન પણ મનાય, એટલે આવતો અટકી રહ્યો.

બનવાનુ હતું તે બની ગયું. હવે આપ રસાલા સાથે રાજકોટ પધારો અને બાઇમાને સમજાવી કેરાળા લાવો હું કાલે સવારે પાછળ આવુ છું, મારૂં ઘર, આજે મને ખાવા ધાય છે. કામદારની દશા જોઇ મારૂં હૈયું હામ ખોતું હેઠું બેસતું જાય છે.

સંતો સદાયે દયાળું હોય છે. રાજ સાહેબ ! ચીન્તા કરવા જેવું નથી રાણીમા રાજનુ અનિષ્ટ ઈચ્છેજ નહિ. હું તેમના હૃદયને જાણું છું, સીગરામને સ્વારો તૈયાર રહે તેવો હુકમ કરો હું જમી પરવારી આવું છું. મહંત રામટહેલદાસજી બોલ્યા.

મહંત રામટહેલદાસજી ગયા. રાજ સાહેબે દશ સ્વારો અને સીગરામને તૈયાર રાખવા વરધી આપી. પોતે ગઢમા પધાર્યા.

નમતે પહોરે સીગરામ રાજકોટના માર્ગે ધુળની ડમરી ઉડાડતો જતો જણાયો તે બીજે દિવસે રાજકોટ પહોચી ગયો.

× × × ×

હું તમોને પછાં તેડવા આવ્યો છું. બાઈમા સાધુને નિરાશ નહિ વાળોને ? સીગરામાંથી ઉતરતાં ઉતરતાં મહંતે કહ્યું.

પધારો બાપુ ! આજ તો ભાગ્યશાળી બનાવી. અમે સહુ તમારાજ છીએ. પછી આશા નિરાશાની વાતજ ક્યાં છે ? આવો; ઠાકરના દરશન કરો, જુવો, રાણીનો ઠાકર પથરા ઉપરજ બેઠો છે. જાણે પુંડરીક ભગતનો વીઠલો.

મહંતજી પટગૃહમાં આવ્યા. શ્રી નકલંકદેવને નમી તીર્થપાન કરી ત્યાંજ બેઠાં.

આપને મોકલ્યાને ? રાજસાહેબે ! વળી કાલ કેમ કરી ! આજેજ આવ્યા હોત તો તેને હરકત શી હતી ! બાઈમાએ મહંતજીના હૈયાં સોંસરી નીકળી જાય એવી મીઠી ટકોર કરી.

વાંકાનેરના ગઢમાં થતી વાત આ બાઈ અહીંયા બેઠા જાણી ગયાં. આ વિચારે મહંતજીનો આત્મા ચકકર ખાવા લાગ્યો. આને કયા ઉપાયે સમજાવી પાછા લઈ જવા એજ સુઝવું બંધ પડયું.

મહંત ! બાપુ, મહંતાઈ કરતા કરતા વળી આ પંચાતમાં આપ કયાં ઉતરી પડયા ! રાજ સાહેબને આવવા દયો. કાલેજ આપણે સાથે મળી ચર્ચા કરીશું. આજ તો આરામ કરો રાણીમા બોલ્યાં.

રામ ! કયાં ગયે ? બાપુ માટે ન્હાવા બેસવાની સોઇ કર, બાપ, ઘોડાવાળા ભાયુંને બાંધવા, નીરણુ નાખવા અને જમવાની ઉતાવળ કરાવ, જો બાપડા થાકયા પાકયા હશે. આમ બોલતાં બહાર આવી માએ આતિથ્ય માટે સુચના કરી.

કશી ઉતાવળ નથી, મા, અમારે તો ઘોડાની પીઠ ઘર ગણુાય છે. માટે વેલાં શું ? કે થાકયા પાકયાના અમારે માટે વિચારોજ ન કરવાં જોઇએ. જમાદારે વિનિત ભાવે વોતાની સ્થિતિનું ચિત્ર દોર્યું.

હશે ભાઈ ! બીજે ગમે તેમ થતું હોય, ઠાકરના ઘરમાં સહુ સરખું. આ ધજા હેઠળ રાજા રંકના ભેદ નથી. રાણીમાએ ધજા બતાવી કહ્યું. આખો દિવસ મહંતજી સાથે જ્ઞાનચર્ચામાં વિતાવ્યો, બીજે દિવસે નમતે પહોરે વાંકાનેર રાજસાહેબ આવી પહોંચ્યા. સાથે લુણુસરીયાના ભાયાતો, વાંકાનેરનું મહાજન અને રાજકોટના ઠાકોર સાહેબ ભાભાજીરાજ.

માંએ સહુનું સારી રીતે સન્માન કરી દેવ માટે ઉભા કરેલા પટગૃહમાં બેઠક આપી. ઠાકોરજી સામે સહુ સમાજ વિનિત ભાવે સાવ સાદા આસન પર બેઠો.

બાઇમા ! રાજસાહેબ પોતાની ભૂલ કબુલ કરે છે. આજથી પરગણાની તમામ ગાયો ઉપરનો મસવાડીનો કર માફ કરે છે. હવે કેરાળે પધારો, અમે સહુ આપને વિનવવા આવ્યા છીયે. મહાજનના મોવડીએ વાતનો આરંભ કરતાં બાઈમાંને કહ્યું.

રાજસાહેબની આવી ભાવના જોઇ ઠાકર રાજી થાય છે. ગાયો, સંતો અને અભ્યાગત, ભક્તોને રક્ષવા એ રાજનો ધર્મ છે, શોભા છે, સલામતી છે. ગરીબો પર કર વસુલ કરતાં કોઈ પણ રાજાના રાજ ટકયાં નથી અનાથના આંસુના પ્રવાહે કૈંક મહારાજાઓના મુગટો તણાઇ ગયા છે. રાણીમાંએ જવાબ આપતાં કહ્યું

આપના આવવાથી આનંદ થયો. હું કયાં રીસાણી છું ? કે આપ સહુ મનાવવાની વાત લઇ આવ્યા. માનવી માત્રે અંતર્યામીની પ્રેરણા પ્રમાણે જ ચાલવું જોઈએ. રાજ સાહેબ ! દુઃખ માનશો નહિ. રાણી જીવતાં ફરી કેરાળે આવશે નહિ. એક વખત કરેલા નિર્ણયમાં ફેરફાર કરતાં અમો ભકતલોકોને આવડતો નથી. વાણીયાગત મહાજન કે રાજને પરવડે. અમે તો રદ્યા ટેલવા, અમારે તડ અને ફડનો જ હીસાબ હોય. રાણીમાએ પોતાનો નિર્ણય વ્યકત કર્યો.

માં ! હું મોટી આશાએ આવ્યો હતો. મહંતજીને મોકલ્યા હતા. મહાજનને લાવ્યો છું. પછી તો આપ સંત છો. તમારા ઉપર રાજસત્તા થોડી જ અસર કરે છે ! આપ લોકો પ્રભુ-કૃપાપાત્ર હોવાથી તમામ બંધનોથી મુક્ત છો. મારાં બંધુ ભાભાજીરાજ ઠાકોર ભાગ્યશાળી કે જેને આંગણે ધર્મની ધ્વજા ઉડે છે અને વાંકાનેરનાં કમભાગ્ય કે અભ્યાગતો માટેનો અખાડો આળસે છે. પરોપકારની વંચાતી પોથી સંકેલાય છે. રાજસાહેબે આમ કહી મા તરફ આશાની નજર માંડી.

રાજ સાહેબના ખજાનામાં કયાં ખોટ છે? હજારો સોનામહોરો હીબકે છે. બાધો ને સદાવૃતો અને જમાવો રંગ. સાધુ, સંત, અભ્યાગતો તો મધ જોઇ ઉડી આવવાનાં! તમારે ઘેર કયાં મચ્છુ વહેતી નથી? આ રહ્યા મહંતજી! ખરૂં કહું છું ને મહંતજી? આમ કહી રાજકોટ ઠાકોર સાહેબે હસતા હસતાં મીઠી ટકોર કરી લીધી.

ઠાકોર, આ કામ નાણાથી બનતાં નથી. પગારદારોથી પરમારથ થયો હોત તો જગતમાં ભક્તજનોનાં નામ નાશ પામત, ભાડુતી માનવીઓ તો મળે, પણ ભક્તિભાવ વગર ધર્મનો પ્રવાહ જોઇએ તે રૂપમાં વહી શકતો નથી. આપણને તલ્વાર વીંઝતાં આવડે, થાકેલાં, દુભાયેલા અને લુંટાયેલા આત્માઓને શક્તિ આપવાની આપણામાં ઑવડત હોતી નથી. માટેજ માન, સત્તા અને રાજસાહેબપણું વાકાનેરના ગઢમાં મુકી સામાન્ય માનવી બનીને બગડતી વાતને સુધારવા આશાભર્યો આવ્યો છું. આજે જે વેદના મારા હૈયામાં થાય છે, તે વ્યથા અગ્રેજો મારૂં રાજ્ય લઇ લે તોપણ થાય નહિ. મારી ભૂલથી મારૂં માથું નીચું નમી જાય છે. ગૌચર ખેડવાથી પણ ભયંકર પાપકર્મ સંતભૂમિ ખેડવાનુ પાપ મારા માથા પર ચઢી ચૂકયું છે, રાજસાહેબે ગળગળા થઇને કહ્યું.

રાજસાહેબ, તમારા હ્રદયનો સાચો ખ્યાલ તમારા આજના શબ્દોથી આવી જાય છે. પધારો! વાંકાનેર, મારી રૂડીબેન અને તેનો પરિવાર વાકાનેર થઇ ડેરાળે જશે,

અને ત્યાંજ રહેશે. તેને સત્કારજો, સંભાળજો, અને હું નથી આવી શકતી તેનો ખેદ માનશો નહિ. હું આપનાથી વચને બંધાઉં છું કે મારો મૃત દેહ કેરાળાના પાધરમાંજ સમાશે. મારો તમામ પરિવાર મારૂં અનુકરણ કરશે. બાઈમાંના આ શબ્દે રાજના હૈયામાં અર્ધ હર્ષનાં દીવેલ ભર્યાં.

अर्ध तजही बुध सरबस जाता એ ન્યાયે આટલાથી સંતોષ માની જવા રજા માગી.

રૂડીમાં પોતાના પરિવાર સાથે માંની આજ્ઞાથી કેરાળા જવા તૈયાર થયાં. માંએ મીઠા ભગતને બોલાવ્યા. માંનો અવાજ સાંભળી મીઠો ભગત પટઘરમાં આવ્યો. તેને જોતાં માં બોલ્યાં તમારે પણ આજે જવાનું છે ! ઠાકર આજ્ઞા કરે છે કે તમે બગથળા જાવ, ત્યાં નકલંક તમારી ભેળે છે. આ ગોમતીને સાથે તેડતા જાઓ.

ગોમતીબાઇ તે ગોવિંદરામદાસ નામે રાજસીતાપુરના સંત સાથે પરણેલાં હતાં. આ દંપતિ બાઈમાંની સાથેજ રહેતાં. અને આનંદમાં સમય વિતાવતાં હતાં. કેરાળાથી નીકળી રાજકોટ આવવાનું થતાં આ દંપતિ પણ સાથે રાજકોટ હઠ કરી આવ્યાં હતાં. તેમને થાળે પાડલા માંએ મીઠા ભગતને આજ્ઞા કરી.

ભલે, ત્યાં જાઉં મને ત્યાં ગમશે નહિ. પણ આપની આજ્ઞા થઇ એટલે જાવું પડશે. પરંતુ જતાં જતાં આપને એક વિનંતિ કરૂં છું કે આપે જેવી કંઠી બાંધી મારા ઉપર

દયા કરી છે તેવીજ આપ અથવા આપના વંશજો દયા કરો. એટલે કે બગથળા પધારી મને તથા મારા પછીના આપના ચેલાને કંઠીયો બાંધી આપની રીતભાત સમજાવી આપના કહ્યા પ્રમાણે મારે તથા મારા પછીના આપના ચેલાએ ચાલવાનું છે. એટલું હું આપની પાસે માગી લઉં છું. તેમ મીઠો બોલ્યો.

રાણીમાએ કહ્યું કે જા, મીઠા, તારી ભાવના છે તો એ પ્રમાણે થાશે. વળી એ ઘર પણ મારૂં જ છે. એટલે હું અથવા મારા વંશજો બગથળા આવી, કંઠી બાંધી, ચેલો કરી રીતરિવાજ બતાવીશું....આ પ્રમાણે છેવટ માવજી ભગત સુધી રાજકોટથી બગથળા જઈ કંઠી બાંધી ચેલો કરી આપતા.

ગોઠવા ન ગોઠવાની વાત નથી. તમો ત્યાં ઉછર્યા છો એ તમારો દેશ છે. મોરબી પરગણામાં ઠાકરને જવા મરજી છે એટલે તમોને જવાનું કહેવું પડે છે બાકી અહીંયા રોટલાનો તોટો નથી.

ગોમતી બેન ! તું પણ જા, ત્યાં મંદિર બાંધી રોટલો દેજો. તારો વેલો કડવી વેલ પેઠે વધશે. તારા દીકરાઓ દેશ છતાં થાશે. મીઠા ભગત તને ઉણપ આવવા દેશે નહિ. માંએ કહ્યું.

ગોવિંદરામ મહારાજ, ગોમતી મારી જનમ સાથી છે. તેને દુભવસો માં ! તમારો સ્વભાવ આકરો છે. સાધુ-ઓએ શાન્તિ રાખવી જોઈએ. તેમાંય તમે તો સંપ્રદાયિક

સારા ઘરના સાધુ છો તમારામાં વિદ્વાનો પાકશે. મારો આશીર્વાદ છે. વખતે વખતે અહીંયાં આવતા રહી આ ભગતની ઝુંપડીની સંભાળ રાખતા રેજો.

મંદિરમાંથી "શ્રી નકલંક" ભગવાનની અશ્વારોહી ધાતુની પ્રતિમાઓ મીઠા ભગતને આપતાં મા બોલ્યા. કેરાળે રૂડી બાઈ લઇ ગયાં, અને આ સ્વરૂપ બગથળા પધરાવજે. આમ કહી સહુને વિદાય આપી. રાજકોટમાં પોતાનું કુટુંબ જ રાખ્યું.

× × × ×

## "માળીયાથી શ્રી કૃષ્ણ પ્રભુ પધારે છે"

સમયની ગતી અપ્રતિહત છે. તેમ ગુણવાનો કહે છે. તે સાવ ખરૂં છે. રાજકોટમાં જ્યાં પથ્થર ઉપર ભગવાન બિરાજતા હતા. ત્યાં સમયના વહેણે પૂર્વમુખે સુંદર ઓરડાઓ તથા રસોડાં બનાવ્યા અને ધર્મશાળા તૈયાર થઇ ગઇ. ભગવત મંદિરમાં દેવાવિગ્રહો પધરાવાયા જોતજોતામાં તમામ કુટુંબીજનોનું જીવન થાળે પડી ગયું. વર્ષો વિતતાં કેરાળા અને બગથળામાં સુંદર રીતે પરોપકારનો પ્રવાહ વહેવા લાગ્યો જે સાંભળી માંને આનંદ થયો.

ભાદ્રપદ (ભાદરવો) મહિનાની સવારનો બાલ સૂર્ય સુતેલાને જગાડતો અને જાગેલાંને કાર્યક્ષેત્રમાં પ્રેરતો આકાશ માર્ગ પર ચઢી રહ્યો હતો. માં મંદિરમાંથી બહાર આવી

ઊભાં હતાં તેમના જાજ્વલ્યમાન દેહમાં પ્રૌઢતાની સહજ ઝલક દેખાતી હતી. કાળી ધાબળીમાં ગોરૂં ગોરૂં મો, વૃદ્ધતા આવી રહી છે તેના સીમા પ્રાન્તની આગાહી કરી રહ્યું હતું.

બાપ રામ ! આમ આવ તો ! માએ મોટા પુત્રને બોલાવ્યો. હજુ હાથમા માળા ફરી રહી હતી, કપાળ પર આછા ચંદનનુ તિલક વૈધવ્યની મુંગી સાક્ષી આપતું હતું.

આવ્યો માં ! શી આજ્ઞા છે ? રામ ભગતે આવી માની પગરજ લઈ પૂછયું.

જો બાપ રામ ! તારા બાપુને સમાચે વરસ થવા આવ્યું. નાત રીત તો તેમની પાછળ ઠાકરે ઘણી કરાવી હવે થોડી સંતરીતી આપણે કરવી જોઈએ.

માં ! મેળો કરવો છે ! ભગતે સહજ જાણુવા પૂછયું ? ના, માડી અમારી વાસે મેળા કેવા ? સંત તો ટેલવા ગણાય. તારા બાપનુ ગજું કેવડું ! ઠાકરનાં નાણા અમારી વાહ વાહ પાછળ વપરાય એ અજુકતું ગણાય. થોડા સંતો જમસે ને એકાદ ભાગવત કે રામકથાની પારાયણ થાય એટલે હાંઉં, માએ જવાબ આપ્યો.

માડી ! તમે મોટા બાપુ પાછળ મેળો તો કર્યો હતો તઈ ચે આ વિચાર નહોતા આવ્યા ? મારા બાપ પાછળ કાંઇક એવું થાય તો તો કેવું સારૂં રામ ભગતે કહ્યુ.

મારા, રામ, આવ, મંદિરમાં આવ! બેસ, તને કારણુ સમજાવું. જો બાપ, તંઇયે ઠાકર માનતા લાવતા નહતા. સાધુ, સંતોના નામે લોકો મુકી જતા નહતા. ત્યારે આપણે ચોકખા માલધારી જ હતા. એ વખતે જેમ કરીએ તેમ પોસાય તેમ હતું. ત્યારે જે ખરચાયું એ તારી માએ ઠાકરને રીઝવ્યા અને ઠાકરે આપ્યું ઇ હતું. આજે ખરચીયે તો લોકોને બોલવાનું મળે કે સાધુના નામે ભગત લોકો મેળવી લાવી, ઘરનાની સદગતિ કરવાને, વાહવાહ બોલાવવાને નામે ભગતલોકો વાપરી ખાય છે. આવું કલંક મારે તારા માથા ઉપર ઢોળાવા નથી દેવું સમજ્યો, મારા રામ!

મા! આજે પણુ તમો છો, ઠાકરને રીઝવો ને મેળો કરો. જગ્યાની પાઈ પણુ મારા બાપુને નામે ન ખપે! રામ ભગતે કહ્યું.

જગત એમ માનતું નથી રામ! એ તો એમજ કહેવાનું કે જગ્યાનું વપરાય છે. બીજું ઠાકરને પણુ મારાથી કેમ કહેવાય! તારા બાપની કમાણી કેવડી! ટોળના ભરવાડ વાંસે અન્નદેવની એવડી આરાધના કેમ કરાય! ગમે તેમ અને ગમે ત્યાં ઠાકર પરચા પૂરતો નથી. આ કોઇ ભવાયા કે વાદીના વેશ નથી! કે ચોરે ચૌટે આંબા ઉગાડતા ફ્રશય. રાણીમાએ કહ્યું.

સારૂં માં! જેવી તમારી મરજી! અમો બેઉ ભાઇઓ હજુ બાળક ગણુાઇયે, વ્યવહાર અને પરમાર્થમાં

તમો દોરો તેમજ દોરાવું એ સમજીએ આ તો સહજ હોંસ આવી એટલે આટલું કહેવાયું ! રામ ભગત બોલ્યા.

ભલે કહેવાયું મારા બાપ ઘેલારામ બાપા પાસે જા, અને કોઈ સારા વિદ્વાન ચારિત્ર્યવાન બ્રાહ્મણને ભાગવત્ વાંચવા શોધી આપવા કહે. સપ્તાહના છેલ્લા દિવસે આવેલા તમામ સંત, સાધુ, અભ્યાગતોને જમાડીયે, એટલું તારા બાપુના પાછળ ઘણું ગણાય.

રામ ભગત માની આજ્ઞા માની ઘેલારામજીને ઘેર ગયા. અને તમામ વાતથી વાકેફ કરવામાં આવ્યા. વૃદ્ધ ઘેલારામજીએ સગાં બનેવીની પાછળ જેવું કામ કરવાનું હોય તેવા ભાવે વ્યવસ્થા કરી આપી.

સમય આવતાં ભાગવત્નો આરંભ કરાયો. દિવસો જતાં ભાગવતનો દશમસ્કંધ વંચાવા લાગ્યો. બાઈમાં, ગોપીઓનાં પ્રેમ અને વિરહના પ્રસંગો સાંભળતાં દેહભાન ભૂલી આખોય દિવસ ભાવાવેશમાં રહ્યાં.

સાતમે દિવસે યથા સમયે પરમાર્થ થયો, વળતે દિવસે મંડપ છુટયો, સંબંધીઓ સહુ સહુના ઘેર ગયાં, પરંતુ માંના આવેશમાં જોઈએ તેવો ફેરફાર થયો નહિ. કુટુંબીજનો મુંઝાવા લાગ્યા. એકાદવાર ઘેલારામજી પણ આવી ગયા.

આંખમાં આંસુઓની ધારાઓ સતત વહે. કયારેક કયારેક રાજ રાજ કહેતાં ઉઠી ઉભાં થાય, કયારેક જોરથી

હસી ઉઠે, કયારેક આવું છું, ઉભા રહો, કહેનાં ગાવા લાગે. આ પ્રમાણે જોઈ રામ અને લખુભગત ગભરાવા લાગ્યા.

માં ! તમો આમ કેમ કરો છો ? તમને શું થાય છે ? એક દિવસે માં પાસે બેસી દીન ભાવે રામ ભગતે પૂછયું.

મને....મને શું થાય છે ? કાંઇએ નથી થતું. મારા રામ ! અને થતું હોય તોયે શું ? તું શું સમજે ? તારૂં કામ સમજવાનુ નથી રામ ! સેવા કરવાનું છે.

પહેલો પીયાલો મારા ગુરૂજીએ પાયો,
બીજે પીયાલે થઈ છું ઘેલી રે....
ત્રીજે પીયાલે હું તો શુદ્ધ બુદ્ધ ભૂલી,
પડી ગઇ પીધા પહેલી રે............

આમ ગાતાં ગાતાં માં બેશુદ્ધ થઇ ઢળી પડયાં. વહુઓએ આવી પ્રેમાવતાર સાસુજીને સંભાળી આસન ઉપર સુવડાંવ્યાં.

એક ભાઈ ઘેલારામજીને બોલાવી લાવ્યો. ઘેલારામજી ભાવાવેશમાં પડેલા બેનને જોઈ આનંદ પામ્યા અને બોલ્યા રામ ! જાઓ માંને ઠાકોરજીના ઉંબરા પાસે સુવડાવી આવો, ડરશો નહિ. તેમને કોઈ રોગ નથી. એતો ભાગવતના શ્રવણુથી તેમની પૂર્વ ભાવનાઓનો વેગ વધી ગયો છે...... ઘેલારામજી બોલ્યા.

કયાં સુધી ત્યાં સુતાં રાખીયે બાપુ ! રામે પૂછયું. તે તેમની મેળે ઉઠી ઘરમાં આવે ત્યાં સુધી. જાજો કોઈ

આકળા ભાંભળા થઈ આ પ્રેમસન્યાસીનીને ભાવાવેશમાં દવા વૈદના નામે દુભાવશો નહિ. આ પ્રમાણે સુયોગ્ય સુચનાઓ આપી ઘેલારામજી ઘેર ગયા.

બાઈમાને મંદિરમાં સુવડાવવામાં આવ્યાં. ભાવાવેશ વધ્યે જતો હતો. કંઠમાંથી હે કૃષ્ણ, હે કૃષ્ણ, ગીરધરલાલ ગીરધરલાલ, મારા રાજા, આવા સ્વરો ગળાઈ ગળાઈ બહાર આવતા હતા. આખુંય વાતાવરણ પ્રેમભીનું કરૂણ બની ગયું.

આખીયે રાત એમને એમ વીતી ગઈ. રામ, લખુ કે વહુવારૂઓ કોઈ પણ પાસે જવા હિંમત કરી શક્યું નહિ.

## માળીચા જવાનો પ્રસંગ

સવાર થતાં માં આપોઆપ ઉઠયા. ન્હાયાં અને નિત્ય નિયમ પ્રમાણે ભગવાનની સેવા કરી.

કોઈએ તેમને બોલાવવા હિંમત કરી નહિ. સહુ યંત્રવત કામ કરવા લાગ્યાં.

આમ વિરહ વધ્યેજ જતો હતો તેવામાં એક રાત્રિએ માંને સ્વપ્ન આવ્યું. એમાં ભગવાન "શ્રીકૃષ્ણચંદ્રે" રાણી માંને કહ્યું કે મારૂં સિદ્ધ સ્વરૂપ માળીયામાં છે ત્યાં જાઓ. આ મીયાણા લોકોનો રાજા ડોસાજી છે તેની પાસે જજો. હું ચાલીને તમારા ખોળામાં આવી બેસીશ અને તમારી ભાવના પૂરી કરીશ.

માં, મંદિર બહાર આવી બોલ્યાં. રામ! આવ્યો માં આમ કહેતાં રામ ભગત હાથમાંનું કામ પડતું મુકી માં પાસે આવ્યા.

વેલ જોડાવ, તું અને બે સાથીઓ તૈયાર થાઓ, મારે આજે માળીયા તરફ જવું છે. માંની ગંભીરતા હજી તેવી ને તેવી જ હતી.

માળીયા શા માટે જવું છે માં! રામભગતે પૂછયું.

એ પૂછવાની તારે જરૂર નથી સમજ્યો! મોટો માનવી થા ત્યારે પૂછજે અત્યારે તો કહું છું તેમ કર! માએ કહ્યું.

રામ ભગતને આજનો નિરાદર સાલ્યો તેમને સમજાયું કે માંને પૂછવામાં ભૂલ કરી.

સહુ મુંગા મુંગા પોતાના કામમાં લાગી ગયાં. માં આકાશ તરફ મીટ માંડી કોઇ અગમ્ય ભાવે ત્યાં જ થંભી ગયાં. હાલમાં થોડા દિવસો થયાં આમજ ચાલતું હોવાથી વહુવારૂ વિગેરેને ખાસ ચિંતા જેવું જણાયું નહિ.

માં, વેલ તૈયાર છે જમીને જાશું કે અત્યારે જ નિકળીશું? રામ ભગતે પૂછયું.

રામ બેટા! ઘેલારામજીને બોલાવ તો! તે સાથે હશે તો ઠીક પડશે. માંએ કહ્યું.

રામ, ઘેલારામજીને તેડવા રાજગુરૂવાસ તરફ તેના ઘરે ગયા.

લખુ ! જો ભાઇ, ઘર ધર્મ બરાબર સાચવજે. સાધુ-સંતો દુભાય નહિ એ ધ્યાન રાખજે. જોજે છોકરૂં થાતો નહિ. હું એકાદ અઠવાડિયું રોકાઇશ. મીઠાને મળવા મન રહ્યા કરે છે. બગથળા જગ્યા તો બહુ સારીજ ચાલે છે. જરા ત્યાં થતી આવું. લખુને સમજાવતાં માંએ કહ્યું.

ભલે માં ! પધારો ! મારાથી બનતી ટેલ કરીશ. બાકી તમારી ખામી મારાથી પુરાશે નહિ. લખુએ જવાબ વાળતાં કહ્યું.

બાઈમાં સ્હેજ સ્મિત કરી બોલ્યાં, માં કાંઇ આખરે ભવ થોડી જ બેસી રહેવાની છે. હવે તો તારે અને રામનેજ બધું ય સંભાળવાનું છે. ડાહ્યા થાશો તો સુખે રહેશો અને ઠાકરને ભૂલી જશો તો હતા તેવાજ ટોળના ઠુંગલીયા ભરવાડ થઇ જશો. રાજ ટેલવા વગર બીજાની લાજ રાખતો નથી. માંએ સત્ય સમજાવ્યું.

બેન ! મને બોલાવ્યો ! ઘેલારામજી આવતાં જ બોલ્યા.

હા ભાઇ ! માળીયે જવા વિચાર છે સાથે આવશોને ? આવીશ. બેનડી કહે ત્યાં ઉઘાડે પગે આવવું એ મારો ધર્મ છે પણ આ માળીયાનો શો મામલો ઉભો થયો છે ? રામ મારી પાસે રોઇ પડયો. તે તમારા વગર રહી શકતો નથી, ઘેલારામે કહ્યું.

રામ ગાંડો છે. કોઇની મા જીવનભર થોડી જ જીવતી રહે છે ! એવા માવડીયાવેડા હવે ભૂલવા જોઇએ. માળીયા જવા ઠાકરનો હુકમ છે રાણીમાંએ કહ્યું.

શું માળીયામાં ધર્મપ્રચાર કરવો છે ? મંદિર બાંધવા છે ? ઘેલારામજી હસીને બોલ્યા.

મંદિર બાંધવા નહિ અને મૂરતિ બેસાડવા નહિ પણ સુરતિ લાવવા જવું છે ! માંએ ખુલાસો કર્યો.

ઘેલારામજી આખીયે વાત પામી ગયા. છેલ્લા અઠવાડિયાની મસ્તીથી કાંઇક વહેમાયા તો હતા જ પણ પાકું કારણ જડતું ન હતું તે આજે મળી આવ્યું. તે બોલ્યા, આવું છું બહેન ! મારી સેવા અને પાઠના પુસ્તકો લઇ આવું ત્યાં તમે પણ તૈયારી કરી લો. કોણ આવે છે ? તમારો રોતલ ભાણેજ રામ બીજું કેણ ! માએ કહ્યું. બહુ રૂડું. ઇ મસે રામને બગથળાના ઠાકરના દર્શન થાશે ઘેલારામજી બોલ્યા.

આમ કહી ઘેલારામજી ઘેર પાઠપુજાનાં સાધનો લેવા ગયા. બાઇમાં વેલ પાસે આવી ઉભાં રહ્યાં.

વહુઓએ કપડાં, સેવા, માળા વગેરે વેલમાં મૂકયાં.

માં, દરબારને જાણ કરી બે સ્વારો મંગાવીશું ? ભેળા હોય તો સારૂં. વખત સારો નથી. વળી માળીયા ગામ જરા તોફાની ગણાય છે, લખુભગતે કહ્યું....

ના, માડી, આપણી સાથે સ્વાર વળી કેવા બાપ ! ગાયો ચારનારને આવા ઠાઠ પોસાય.ા મને કોણ લુંટી લેનાર છે. અને આવે તોય લુંટવાનું છેય શું ? જાઇએ તો માળીયાવાળા આ માળા ભલે લઇ જાય, બાકી તો ઠાકર છે,

ઇતો નિત્ય ઘોડા પરજ પુજાય છે. ભાલાળો ભેરે હોય એને બીજાની જરૂર રહેતી નથી. રાણીમાએ કહ્યું.

આ વાત ચાલતી હતી, દરમ્યાન ઘેલારામજી આવી ગયા, એટલે વેલ ચાલવા લાગી. ઘેલારામજી અને રામભગત વેલમાં બેસી ગયા બાઈમાં ઠાકરને પગે લાગી પાછળથી ચડી ગયાં. વેલ માળીયાના પંથે રવાના થઈ.

ત્રણેક રાત્રીએ માર્ગમાં વિતાવી બાઇમાં માળી-યામાં આવ્યા.

માળીયા મોરબીનો એક ભાગ છે. ઠાકોર કાયાજીએ સંવત ૧૭૭૪માં કચ્છ છોડી મોરબીને પોતાનુ સ્વતંત્ર પાટ-નગર બનાવી વશવાટ કર્યો ત્યારે તે પણ માળીયા પોતાના બીજા નંબરના પુત્રને જાગીરમા આપ્યું. તેમણે પોતાના ભાયુનાં ત્રાસથી ભાવીમાં બચવા મીયાણા નામે એક લડાયક જાતીને કચ્છમાંથી લાવી પોતાના ગામમાં વસાવી હતી, ત્યારથી માળીયા મીયાણાને નામે ઓળખાતુ થયું.

માળીયા ઠાકોરને રાણીમાંનાં આવવાના ખબર મળતાં લેવા સામે આવ્યા અને ઉતારાની વ્યવસ્યા કરી. રાત્રે ઠાકોરના ઘરવાળાં અને અન્ય કુટુંબની પરજવાળી સ્ત્રીઓ માંને મળવા આવ્યાં. મોડી રાત સુધી સત્સંગ લંબાયો. માંએ સ્ત્રીધર્મ વિષે અને અતિથિસેવા વિષે રાજકુટુંબની સ્ત્રીઓને મીઠી વાણીમાં ઉપદેશ આપ્યો.

વળતા દિવસેં ઠાકોર મળવા આવ્યાં, સાથે કારભારી અને થોડા ગામ મહાજનના આગેવાનો હતા. માંએ સૌને

સત્કારી બેસાડયા. થોડી પ્રાસંગીક ચર્ચા થયા પછી ઠાકોર બોલ્યા. આપનું આગમન કયા હેતુસર થયું છે ? તે જણાવવા કૃપા કરશો ? મહાનુંભાવોનું ગમનાગમન હેતુ વગર કોઈ સ્થળે થતું જ નથી....

ઠાકોર હું શા માટે આવી છું એ કારણ તો મારે જણાવવું પડશે જ. પણ મને ભીતી છે કે કારણ જાણી તમારાથી હસ્યા વગર રહેવાશે નહિ. રાણીમા બોલ્યાં.

માં ! તમારી ખ્યાતિ એકથી વધુવાર કાનપર આવી છે. તમો સોરઠનાં સાચા સંતમાંહેના એક છો. આપનું બોલવું વિચાર કે વિવેકથી વેગળું હોય એમ માનવા હું તૈયાર નથી. આપ સંકોચ વગર કારણ કહી શકો છો. હું કાયાણી છું મારો આ દેહ પરમાર્થમાં ઉપયોગમાં આવતો હોય તો આપ માગી શકો છો ઠાકોરે કહ્યું.

કાયાણી કુળને છાજે તેવુંજ આપ બોલ્યા ઠાકોર ! તમો તો શ્રીકૃષ્ણના વંશના છો, પણ હું કોઇ વિશ્વામિત્ર નથી કે મારો યજ્ઞ કોઇ બગાડતું હોય અને તેની રક્ષા માટે બળવાનની જરૂર પડે. માએ ઠાકોરને કહ્યું.

ક્ષમા કરો, મારાથી ઉતાવળે વધુ બોલાઈ ગયું. ઠાકોર જરા નરમ થઈ બોલ્યા, આવવાનું કારણ જણાવી અમારા મનને નિરભ્રાંત (ભ્રાંન્તિ વીનાનું) બનાવશો.

જુવો ઠાકોર સાહેબ, વાત એવી છે કે થોડા સમય પહેલાં ઠાકરને દ્વારે ભાગવત સપ્તાહ વંચાઇ તેમાં દશમ-

રક ધના પ્રસંગે શ્રીકૃષ્ણ પ્રતિમાને પુજવા ભાવે આવ્યા. આ વેગને ખાળવા ઘણા યત્નો કર્યા પણ તે વ્યર્થ ગયા. આખરે મનોગત ભાવો જાણનાર શ્રી દેવકીનંદને મારૂં સ્વરૂપ માળીયાના મંદિરમાં છે, ને ત્યાં જઇ લઇ આવો અને પુજો એમ દેવકીનંદને આજ્ઞા કરી. મારે તે લેવા સારૂ અહીંયાં આવવું થયું છે, માંએ ખુલાસો કર્યો.

ઠાકોર અને ગામલોકોને સહજ નવાઈ લાગી. મુરતિ લેવા આવવું એ વાત સ્વભાવિક જણાઈ, પણ ભગવાને આજ્ઞા કરી છે આ શબ્દો વાંધા ભર્યા જણાયા. તેમાંય ખાસ કરી એકાદ બે મીયાણા ભાઇઓ કે જે દરબાર પાસે અમીર તરીકે રહેતા હતા તેમને નારાજ કરવા જેવું જણાયું. કારણ કે આ અને બીજી જમણી સુંઢના ગણપતિ બન્ને મુર્તિઓ પડધરી પાસેના ખાખડાબેલા ગામથી મીયાણાઓ ઉઠાવી લાવ્યા હતા અને દરબારે વિધિ સાથે તે મુરતિની પ્રતિષ્ઠા કરાવી હતી. આટલું છતાં લેવા આવનાર વ્યકિત મહાન હતી તેને સહસા ના કહેવાય નહિ. આથી ચતુર રાજવી વચ્ચેનો રસ્તો કહાડતાં બોલ્યા. માતાજી ! ભલે ઠાકરે આજ્ઞા કરી હોય તો આપ લઇ જઇ શકો છો. કારણ કે શ્રીકૃષ્ણ અમારા પૂર્વજ છે. વડીલોની આજ્ઞા બાળક માનતો આવ્યો છે, એ ન્યાયે મારે માનવીજ જોઇએ, પણ આ પ્રશ્ન મારો અને આપના વચ્ચેનો નથી, દેવ સહુના ગણાય. જો હું આપને એમને એમ આપી દઉં તો મારી પ્રજા નારાજ થાય. ન આપું તો આપને દુઃખ લાગે સાથે સમય એટલો

નથી કે તમામ પ્રજાને પુછાવી તેનો મત જાણી લેવાય. આમ મારી સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી છે. હવે આપ કહો તેમ કરૂં, ઠાકોર બોલ્યા.

રાજાજી ! હું કોઇને દુઃખ કરી મુરતિ લેવા નથી આવી. તમારી લાચારીને હું સમજુ છું. ચાલો આપણે સહુ મળી નીકળે તો કાંઇક માર્ગ કહાડીયે. બાકી પ્રતિમા લીધા વગર અહીંયાંથી જવાની તો નથીજ. રાજકોટ મુકતાંજ મેં ગણતરી કરી લીધી છે, અને તે એ કે "कार्यं साधयामि वा देहं पातयामि" આ પ્રમાણે બાઇમાંએ પોતાનો નિશ્ચય જણાવ્યો.

બાઇમાંના અફર નિર્ણયથી તમામના ચહેરા લેવાઇ ગયા. શો જવાબ આપવો તે સુઝ્યું નહિ. આવતી કાલે ફરી મળી ચર્ચા કરી કાંઇક તોડ કાઢીશું. આમ ઠરાવી સહુ વીખેરાયા.

અસામાન્ય મુશ્કેલીમાં મુકાયેલ ઠાકોર ગઢમાં ગયા દાસીઓએ દરબારના આગમનના સમાચાર આપતાં શીરસ્તા મુજબ રાણીઓએ સ્વાગત કરી ભીતર લીધા.

ઠાકોરે ઉદાસીન ભાવે મુરતિ આપવી પડશે, આ પરિણામ સારૂં નહિ આવે વિગેરે વાત રાણીજી પાસે વિગતવાર કરી.

આમાં મુંઝાવાની જરૂર નથી મારા નામદાર, રાણીબાઇને ઉતારે કહેવડાવો કે જો ઠાકોરજી મંદિરમાંથી પોતાની મેળે ચાલી તમારી ગોદમાં આવી બેસે તો સુખેથી

આપ લઈ જઇ શકો છો. કારણ કે ધણીજ ચાલી ચલાવીને જાય ત્યારે તેને કોણ રોકી શકે ? અને જો તે આ શરત નાકબુલ કરે તો યોગ્ય શીખ આપી વિદાય કરવાં. કેમ આ યુકિત બરાબર કે નાં ? રાણીએ યુકિત બતાવતાં પ્રશ્ન પૂછયો.

શાબાશ ! રાણીજી ભારે યુકિત શોધી કહાડી. મુરખા લોકોએ કહેવત જોડી હશે કે "સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ" આવી કુશાગ્રતા પુરૂષોમાં ભાગ્યેજ જોવામાં આવે છે. આ અમે તો લડી જાણીએ, તલ્વાર વાપરવા વગર આવું તો યાદજ આવે નહિ ઠીક ત્યારે, તારે નામે આ સંદેશો અત્યારેજ રાણીબાઇને પહોંચતો કરો. આ ભાર પણ તમારા માથા .પરજ મુકું છું રાજાએ રાણીની પ્રશંસા કરતાં કહ્યુ.

માળીયા ઠાકોરનાં ધર્મપત્ની સ્વામીનારાયણધર્મને માનતા હોવાથી તેમને બીજા ધર્મ તરફ સુગ રહેતું તે સમય આવતાં ઠાકોરને પોતાના ધર્મની ઉચ્ચતા બતાવવા ચુકતાં નહિ. અને આમ કરવા જતાં અન્ય ધર્મની નીંદા સહેજે થઇ જતી. આ યુકિતની પાછળ પણ રાણીજીની ધાર્મિક માન્યતા કામ કરતી હતી. તેમની સાંકડી મનોદશા. પ્રગટ અવતાર પાસે બીજા બધાયને પામર મનાવતી હતી. ✓મારો ધર્મ સર્વશ્રેષ્ઠ છે આ ધમંડમાં તે નીચેનાં નીચે ઉતરતાં જતાં હતાં છતાં તેમને ખ્યાલ સરખો પણ ન હતો

દાસીએ બાઇમાંને ઉપરોકત સમાચાર આપ્યા. ઘેલારામજી અને રામ આ સાંભળી હેબતાઇ જ ગયા પણ માનો ચહેરો ખીલી ઉઠયો અને બોલ્યાં ✓તારી રાણીને કહેજે કે હુંય મારા રાજની રાણી છું તમારે ઘરવાળો ઘર ગોતતો આવે છે. તો મારો કેમ નહિ આવે ? હું જો કે વૃદ્ધ થતી જાઉં છું, છતાં ધણી રીઝવવાનું ભુલી નથી ! મારો ભોળો ભરથાર મારી લાજ રાખવા જરૂર સિંહાસન ઉપરથી ઉતરી છેક પગથિયા સુધી આવશે. નહિ આવે તો તેની હઠીલાઈની હાજરી લઇ તેને ચાલતાં શીખવીશ. રાણીમાએ દાસીની સાથે રાણીને કહેવડાવ્યું.

દાસીને આ વાત અજબ લાગી. પાણાની મુરતિ ચાલી પગથીયાં સુધી આવે એ વાતમાં તેને માત્ર બડાઇથી વધુ કાંઈ તથ્ય દેખાયું નહિ. છતાં હંમેશાં જી હા કહેવા ટેવાયેલ હોવાથી અંગત અભિપ્રાય આપવાની ધૃષ્ટતાથી બચી.

આપનો સંદેશો અત્યારેજ દરબારમાં પહોંચાડું છું કહીને દાસી રવાના થઇ.

રાણી ! તને ખાત્રી છે કે ભગવાનની પ્રતિમા ચાલીને આવશે ? ઘેલા રામજીએ સહજ ભાવે શંકા દર્શાવી.

✓ સોયે સો ટકા ખાત્રી છે ! યશોદાનો લાલ, લલિતત્રિભંગી, મારો રાજ ! મારી સાથે ચાલી આવશેજ ! ઘેલાભાઇ. આમ કહેતાં રાણીમાંએ રામાયણની યાદ આપી કહ્યું કે—

जाहि जाहि मन सत्य सनेहु सों तेहि मिले न कछु संदेहु

આ વચન પર મને પૂરેપૂરો ભરોસો છે.

જે ભગવાન વિભિષણ સાથે રંગનાથ સ્વરૂપે લંકા સુધી જવા ચાલે, રૈદાસના હાથમાં જલ પર ચાલી આવી બેસે, પુવરદેવને પરણતી રાજે સાથે દેવળ સાથે પથ્થર ગઢ સુધી જાય તો માળીયાથી રાજકોટ આવવામાં શંકા કેમ કરાય ? મારો રાજ અધમ ઉદ્ધારણ છે. હું યોગ્ય નહિ હોઉં તો તેના બિરદ સામે જોઈને પણ તે લાજ રાખશે, કુબ્જાને મોલે જનારો, મીરાંનું ઝેર પીનારો મોહનવર આવશે જ ! ઘેલારામ ભાઇ સુખેથી નીંદર કરો, મારા બાપ ! એને એની લાજની ખેવના છે. રાણીમાંએ અટલ શ્રદ્ધા બતાવતાં કહ્યું.

સવાર થતાં આખાય માળીયામાં વાત પ્રસરી ગઈ. તમામ ગ્રામ્યજનો મંદિર પાસે હાજર થઈ ગયા. રાજના પોલીસો, ઘોડેસ્વારો વિગેરે વ્યવસ્થા અર્થે ગોઠવાઇ ગયા, ગામનાં થોડા વૈષ્ણવોના મન દુભાવા લાગ્યાં.

રાણી સાહેબ (મીયાણા ઠાકોરનાં) દૂર તંબુમાં કયારનાય ચક નંખાવી બેસી ગયાં હતાં. મુછમાં હસતો મીંયાણા સમાજ 'બુન પરસ્તી'ની ફજેતી જોવા કયારનો ય હાજર થઈ ગયો હતો. રાતોરાત સાંઢણી હંકારી ઝીંઝોડાથી પીર સાહેબને પણ બોલાવી લાવ્યા હતા. તેમણે રાત્રે ખાસું વાઇઝ કરી સાબીત કરી આપ્યું હતું કે બુન પરસ્તી

કાફીરાનો બાલીશ ખ્યાલ છે. ખુદાઇ કોપ વહોરવાનું કારણ છે.

થોડા મીંયાણા ભાઇઓ તો ત્યાં સુધી તઇયાર થયા કે જેવી આ વાત જુઠી પડે કે તુરત જ મૂરતિના ટૂકડે ટૂકડા કરી ઠાકોર સાહેબને ઇસ્માઇલિ ધર્મ સ્વીકારવા ફરજ પાડવી ! તેની સામે કચ્છના રાવ રાયધણનો ખ્યાલ રજુ કરવો, જરૂર પડે આરબોના જમાદારને ભુજથી બોલાવવો.

માઢ મેડી સામેના ચોગાનમાં નોબતો ગડગડવા લાગી, શરણાઇઓમાં ભૈરવીના સ્વરો સાંધ્યા. લોકો દરબાર આવે છે એમ જાણી સાવધાન થયા.

માળીયા દરબાર, કારભારી, બે જમાતના આગેવાનો મીયાણા સરદારો, અને નગરશેઠ સાથે મંદિર ઉપર આવી ગાદી તકીયાની અઢેલીયે બેઠક લેતાં મેમાનોને બોલાવવા હુકમ કર્યો.

થોડીવારે આગળ બાઇમા તેમની સાથે ઘેલારામજી આવતા જણાયા, તેમનાથી સહજ પાછળ રામભગત અને સાથી યુવાનો ચાલતા હતા. લોકોની નજર આવનાર પર એકી સાથે ચોંટી.

બાઇમાંએ કાળુ ઉનલ વસ્ત્ર ઓઢયું હતું. તેમના ગૌરવર્ણા પ્રચંડ દેહમાંથી વૃદ્ધતાની છાયા ઢળતી હતી છતાં તેમની આંખો જોનારને ઠારતી હતી. આવડી ઉંમર છતાં નખમાંયે રોગનું નામ નહતું. તેમના પગલે પગલે તેજનાં

વર્તુલો પથરાતાં જોનારને જણાતાં હતાં. તેમના બન્ને હાથમાં બેરખાઓ, કંઠમાં તુલસીની માળા, અને હોઠ પર નામ-સ્મરણની આછી સ્પુરતીની ઝાંખી થતી હતી.

મંદીરના પગથીયે ચડતાં વૈષ્ણવોએ "રાણીમાંનો જય" આવો ભારે જયનાદ કર્યો.

ઠાકરનો જય બોલાવો બાપ ! મારો જય ન હોય. માંએ એક આછું સ્મિત કરી કહેતાં લોકોએ ભગવાનના નામના જય ઘોષથી ચોગાન ગજાવી મુકયું.

માળીયાની આસ્તિક અને નાસ્તિક બધીયે પ્રજા હવે શું થાય છે ! તે જોવા થંભી ગઇ. બાઇમાં છેક સિંહાસન નજીક ગયાં ત્યાં મંદિરનો પુજારી સીતારમાં ગાઈ રહ્યો હતો કે

મંગળ કર શ્રી વર પ્રભુ સુણજો
ફલપ્રદ અમ પ્રાર્થન કરજો
રસહીન હ્રદયો રસમય બનજો
દુઃખી દીન સુખા શ્રીમંત હજો
પતિત પાપી પુણ્યશીલ થજો
મણિ સ્ફટિક સમ નિર્મલ બનજો

દરબારની આજ્ઞા થતાં સંગીત બંધ રહ્યું. ઠાકોર બોલ્યા બાઇમાં ! આ રહ્યા ભગવાન, લઇ જાઓ આવતા હોય તો.

પ્રજાજનો અને અંકમાં બેઠેલાં રાણીજીના કાન સરવા થયા. બાઇમાં હસી પડયાં.

" પધારો ! પ્રાણેશ ! રાધાવર, તારી સ્તુતિ કરવા મારી પાસે શબ્દ ભંડાર કયાંથી હોય ! વનમાળી ! માલધારીની

કન્યા છું માલધારીમાં ઉછરતી માલધારીના વંશને રક્ષું છું. મારા રસરાજ જો સાચા હૈયાથી સેવ્યા હોય તો પધારો !

નામાની છાપરી છાઈ હોય, સંતોની સેવા કરી હોય, સીખુ, માટે સ્ત્રી થયા હોય, ત્રિલોચન બની ઘાટ ઘડ્યા હોય, તો આવો સ્થંભચીરી પ્રહલ્લાદ રક્ષનાર, ધ્રુવ વરદ દેવ આવો ! મારા ગીરધરરાયજી, મારા રાજ તમારી હોઉં તો લાજ રાખજો, ત્રીલોક સ્વામી ! સાચા ભાવે સંતો સેવ્યા હોય, તારા ગુણો તારે ભરોસે ગાયા હોય, તારા ભક્તોને કપટ વગર મારા માન્યા હોય, હરિ, ગુરૂ, સંતોથી પડદા ન રાખ્યા હોય, તો પધારો, પગલીયું ઉપાડો !

દયા સાગર ! રાણી તમારી છે તમારી રહેવાની છે, હાથી રક્ષાથી વધુ લાંબી વેળા ન લેજો શામ ! વાલા ! તારા નામે વેરાગણુ બની છું ! હાથ ને કંઠ તારી માળાએ શોભાવ્યા છે, જીવન તારા માટે જીવી, જીવાડ કે માર તારી શોભા છે. મારા મીઠા અહીરડા ! તારે ભરૂસે ભુદરજી હોડ કરી છે હરજી ! ! હરાવીશમાં ! જગતમાં ઉજળે મોંએ મરવા દેજે મારા માધવ ! જોજે જોજે ! લક્ષ્મીવર ! ખોટ ખાતો નહી ! રાશેશ્વર ગોપિયું માટે છ છ માસ વગર વિસામે કાલિંદ્રીને કાંઠે રાસમાં ઘુમ્યો તો રાણી માટે થોડાં પગલાં ભરજે ! મારા કોડીલા ! ઉભે દેહાવળ તારે ભરોસે આવી છું. તારા સંતના વેણુના કેણે આવી છું, નિરણુય કરવા રોકાઈશ મા ! મારા નાથ ! નરસૈયો તો નર હતો લોકનિંદા સુધી (મારાથી) નહિ સહી જાય ! મારા મન-

મોહન ! ! અવિનાશ ! અબળાનાં હૈયાં કુંણાં હોય છે તે પુલાવ્યાં ફુલે અને કાચી આચે કરમાય. વૃજલાડીલા તને તો સ્ત્રી હૃદય પારખવાનો અભ્યાસ છે વાલમ ! વિલંબ કાં કરો ? લોકો સામે કયાં સુધી લાચાર કરવી છે ? મારા પ્રાણ, પધારો ! પધારો ! પ્રિયતમ મંદિરના મોહ મુકી, સિંહાશનના શોખ તજી ! રાજાના કોણુની શરૂ જોયા વગર, પ્રજામાં દામીની પત રાખવા હૈયારાખણ હાર હરિ પધારો ! કાનુડા ! ઉપરની કાળપ કાળજા સુધી ઉતારતા નહિ ! માવા ! હુંય મહી વેચનારની જાતની છું ! શામળિયા, આ સોડ શોભાવવા આવો, હું અભેદ ભાવે અંગની બની રહીશ, રસીકમણિ ! શામાટે ઢીલ કરાય છે ? કેશવ, કુણા સામે કઠણ થવું સારૂ નથી શામળિયા !"

માનવ સાગર શાન્ત હતો. સહુનાં અંતર બાઈમાંના આર્ત નાદથી આર્દ બન્યાં હતાં. વૈષ્ણવર્ગ ધારબંધ આંસુડાંથી રડતો હતો. ઘેલારામજી દેહનુ ભાન ભૂલી જમીનપર ભાવાવેશે પડી ગયા.

"સમય પારખુ શ્રી હરી હસી પડયા, બાઈમાંએ હાસ્ય પારખ્યું ! તે પાછાં હટતાં બોલ્યાં. આવવું છે તો ખરૂં પણ માવો છે ખરૂંના ! મારા કોડીલા મને કલાવવામાં શી મઝા આવે છે ! મારા હૃદયનાથ ! મન કોળતું નથી ? કયાંથી કોળે ! રાજકોટ, વૃજ થોડું જ છે ! ભગવાન હસી પડયા. તેના હાસ્યના પડઘા હજારો સુવર્ણ ઘંટારવ જેવા સહુને જણાયા. પ્રતિમા સિંહાસન પરથી નીચે ઉતરી લોકો

પ્રેમમાં પાગલ બની નાચવા લાગ્યા. જયનાદોથી ગગન ગાજવા લાગ્યું. બાઈમાં પાછાં હટતાં જ ગયાં પ્રતિમા આગળ ચાલતી જ રહી. છેક પગથીયાની ચોકી સુધી બંને આવ્યાં !

" બસ ! બસ ! મારા વહાલા ! બહુ ચાલ્યા. આવો, આવો, રાણીના હૈયાના હીંચકે બિરાજો. બિહારીલાલ છાતીમાં ચાંપી મારા હૈયાં ઠારૂં, મારા રાજ ઘણાય દિવસે સંભાળ લીધી."

શ્રી કૃષ્ણ ભગવાનની શ્યામ બંસીધર પ્રતિમા બાઈમાંના હાથમાં સહું જોતાં કુદીને ચડી બેઠી, દરબારે રાણીમાના પગમાં પડી ક્ષમા માગી. રાણીનો રાજા તેના હૈયામાં ચંપાયો.

હજારો કંઠમાંથી જયનાદો ગાજવા લાગ્યા. ઘડીભર નાસ્તિકતાને દેશ મુકી નાસી જવું પડયું. માળીયાના રાજાની રાણીના સ્વધર્મનું ગુમાન ગયું તેને બાઈમાં સાક્ષાત મીરાંના અવતાર સમા ભાસવા લાગ્યાં.

ઘેલારામજી પ્રેમોન્મત દશામાં નાચવા લાગ્યા. રામ, માંના તેજ પ્રસાવમાં અંજાઈ દંગ થઇ ગયા.

મંદિર પાસે વેલ મંગાવી તેજ વખતે પ્રતિમાને તેમાં પધરાવી બાઇમાં તેમાં બેસી ગયાં, રાજા અને મહાજને રોકાવા અનેક પ્રયત્નો કર્યા પણ હવે મારાથી અહીંયાં "પીઠ પુજાવા રોકાવાયજ નહિ" આમ કહી ઘેલારામ, તથા, રામભગતને માટે બગથળા સુધી જુદો સીગરામ મંગાવી તેમાં બેસાડી રવાના થયાં.

માળીયાથી અગથળા આવતાં માર્ગમાં એક દિવસ મીઠા ભગતની જન્મભુમી ફુગસીયામાં રાત્રી રોકાઇ ગયાં ઠેયાં બાવ્યાં હતાં તે વડ જોયો. ત્યાંથી સીધા અગથળા આવ્યાં.

માળીયાના વિજય સમાચારે ગામલોક ઘેલું બન્યું હતું. બાઇમાં પધાર્યા જાણી સાગૈયાં કરાયાં. વાજતે ગાજતે ગોકુળી ગોવીંદજી પધારતા હોય એ ભાવ ભગવતવિગ્રહ અને માને જગ્યામાં તેડી લાવ્યાં. મીઠા ભગતના હૈયામાં હર્ષનો મહાસાગર હેલે ચડયો હતો, પોતાનાં ગુરૂ માતાના વિજયે તેની છાતી ગજ ગજ ફુલતી હતી શ્રી કૃષ્ણ પ્રતિમા જોઇ ભગત નાચવા લાગ્યા. બાઇમાને નમી બોલ્યા માં તમે તો કલીકાલમાં સત્વ યુગ વર્તાવ્યો, સંત સમાજની લાજ રાખી. એકજ પડકારે હજારો નાસ્તિકોનાં મન ધર્મ તરફ વાળ્યાં.

ગોમતીબાઇ અને ગોવિંદરામ મહારાજ મળ્યા, બંને બાલજીવન સાથે વિતાવનાર બહેનોએ પેટ ભરી ભરી વાતો કરી. ગોમતીની આંગળીયે નરભેરામ નામે પાંચ વર્ષનો બાળક જોઇ બાઇમાં રાજી થયાં અને બાળકને ઉપાડી અલ્યા રામાનંદી ! ભકત થજે હો ! એવો વ્યંગ ભાષામાં આશિર્વાદ આપ્યો.

ગોમતી, ગામમાં ગોઠે છે નાં ? ગોવિંદરામ મહારાજ દુર્વાસા મટયા કે હજુ તેવાને તેવા જ છે ? રાણીમાએ પૂછયું.

રાણી બેન ! ઢાળા ઢળ્યા તે થોડા જ બદલે છે. બાકી સારૂં છે એ તો આકરા દેવને પુજવામાં પુજનારની

ભક્તિની કસોટી છે. બહોળી આગ વગર ઠામ થોડાં જ પાકે છે. ગોમતી બાઇએ કહ્યું,

અરે તારી ગોમતી ! તું તો ભારે બોલકી થઇ ગઈ ! આખરે સાધુનું બાલક ખરૂં ને ! તેને સત્ય સમજાતાં વાર લાગતી નથી, ખરેખર ગોમતી સ્ત્રી ધર્મનો મર્મ તું પામી ગઈ છે. રાણીમા બોલ્યાં.

બેન ! ભગતનાં ગામતરાં થયાં ખરૂં ને ! ભારે થઇ ! બેઠા હતા તો રામને સારૂં હતું. ધીમે રહી ગોમતીબાઈએ વ્યવહારીક વાત છેડી.

સુકને ભાઇ એવી પઠ, રામના બાપ ગયા અને માં કયાં અમરપટો લખાવીને આવી છું ! વેળા થયે સહુને જવાનું છે. કોઇ વહેલા તો કોઇ મોડા. પણ તારા ગામમાં તો ઠીક છે ના ? રાણીમાએ પૂછયું.

આમ તો ઠીક છે. પણ રોગું ટુંટીયું (કોલેરા) જાતું નથી. બેચાર દહાડે કોઈને કોઇને થયા જ કરે છે. ગોમતી બાઇએ કહ્યું અને બોલ્યાં કે તમો આવ્યાં છો એટલે હવે આશા બંધાય છે કે ગામમાંથી રોગ જાશે.

ગોમતીએ તો તમ લોકોનો વિશ્વાસ બોલાવે છે. મારે પગલે મોત જાતું હોત તો રામના બાપને શીદ જવા દેત ! ઇ શું માણુસ નહતા ! આમ કહેતાં હળવે ભાવે હસી પડયાં, પારકે રોટલે જાડી કોર સમજીને ગોમતી !

તમારી ગતને હું જાણું છું રાણીબહેન ! હું ય કેશળામાં જન્મી છું. મેંય ગટકુડાં અને મોરીયાં ભરી મચ્છુનાં પાણી ભર્યાં છે. ચુંદડીને ચુડો તો તારા ફળીમાં જ પહેર્યો છે. એટલે છેતરાઉ તેવી નથી. તું ધારત તો ભગતને જરૂર બચાવી લેત.

તો પછી તુંજ કહેને મેં કેમ બચાવ્યા નહિ ? શું એ મારા દુશ્મન હતા ? બાઇમાએ પૂછયું.

ના, બાઈ એમ તો કેમ કહેવાય ! મારા બનેવી બિચારા ભગતમાણુસ હતા, પણ તારામાંથી મારા તારાના ભેદ ભુંસાઇ ગયા છે એટલે આવેલા નિમિત્તને તું પાછા વાળતી નથી. ગોમતીએ ખુલાસો કર્યો.

જા, જા, ગાંડી, મોત તે પાછા વળતાં હશે ! રાણીમા બોલ્યા.

હા, હા, વળી, મારી રાણીબહેન ! વાળે ય ખરી જેના પ્રેમે પરમેશ્વર પથ્થર રૂપ મુકી પગલી પાડતો સામે પધારે, તે શું નો કરે ! ગોમતીબાઇ બોલ્યાં.

બા ! મારા પેટમાં ગડબડ થાય છે. ઘેર ચાલને ? ગોમતીના દીકરા નરભેરામ તેની માને ઘેર આવવા કહેવા લાગ્યા.

ગોમતીબાઇ ઘેર ગયા. બાઈમાં સાયંઆરતિના કામમાં ગુંથાયા.

બાઈમા ! ગોમતીબાઇના દીકરા નરભેરામને કોલેરા થઇ આવ્યું છે. તે રડતાં રડતાં આપને યાદ કરે છે ! આરતિ પછી થોડીવારે મંદિરમાં આવીને કોઇએ ખબર આપ્યા.

બાઈમા જવા તૈયાર થયાં, જમવા પંગત પડી, સોએક સાધુઓ હોવાથી વૃદ્ધ ભગતને મદદ કરવી જોઇએ આમ માની બાઈમાં પીરસવાના કામમાં ગુંથાયા.

પંગત ઉઠતાં પહેલાં જ ગામના ખેડુત, વ્યાપારીઓ અને તમામ વસવાયા ભાઇઓ બેસવા આવી પહોંચ્યા, તેમની સાથે વિવિધ વાતોમાં રાત્રીના આશરે ત્રણ વાગવાનો સમય સહેજમાં પસાર થઇ ગયો.

સહુને રજા આપી મા, ગોમતીને ઘેર ઘેલારામજીને લઇ ગયાં.

ઘર નાનું પણ ઘાટીલું હતું. ભીંતો અને ભોંયતળીયે માટીની ગાર હોવા છતાં સ્વચ્છતા જોનારની આંખોને ઉડી વળગે તેવી હતી. ખડકીના અર્ધ ખુલતા કમાડને ઉઘાડી માં અંદર ગયા.

બારણાના ખડખડાતના અવાજે ગોવિંદરામ ઓસરીમાં આવ્યા. તેલના કોડીયાની વાટ ઠીક કરતા બોલ્યા, કોણ ? બાઇમાં, અત્યારે અહીં ! આશ્ચર્યથી ગોવિંદરામ પૂછવા લાગ્યા.

હા, મહારાજ, નરભેરામને જોવા આવી છું. તેને કેમ છે ?

તેને, બોલતાં, બોલતાં, ગળું રૂંધાવા લાગ્યું. અવાજ તુટતો જણાયો. ઘરમાંથી ગોમતીમાંના રોવાનો અવાજ સંભળાયો; બાઇમાં ઘરમાં જવા લાગ્યાં, આ જોઈ ગોવિંદરામદાસજી બોલ્યા બાઇ, ઘરમાં જઇ તમે અભડાસો. કાલે તમારાથી ઠાકરની પૂજા નહિ થાય. નારાયણે નરભેરામને તેના ચરણમાં બોલાવી લીધો છે. અહિંયા જ બિરાજો, ગોવિંદરામે ખિન્ન સ્વરે કહ્યું.

બાઇમાં, બોલનારના શબ્દ પર જરા ય ધ્યાન આપ્યા વિના ઘરમાં ગયાં. ઘેલારામજી બહાર બેઠા.

અલી ગોમતી! આ શું માંડયું છે! તું સાધુની દીકરી છે, આપણાથી સંસારીની પેઠે રોવાય! છાની રહે, છોકરાની એટલી જ આવરદા હશે! હરિનો હતો અને હરિએ બોલાવી લીધો, બાઈમાંએ શાંતવના આપતાં કહ્યું– અને એમ બોલી ગોમતી પાસે બેસી તેના વાંસામાં હેતભર્યો હાથ ફેરવવા લાગયા.

સમજું છું બહેન! મેં પણ સંત્સંગ કર્યો છે. ઉજળી જાતીમા જન્મી છું. છતાં મારાથી આ ઘા ખમાતો નથી. આથી ન હોય તો પીડા નહિ, આમ બોલતાં ગોમતીબાઇ રોઇ પડયાં.

ગાંડી બહેન! આ તો નાટક છે! આને જ મહાત્માઓ સંસાર કહે છે, રોવાથી કે કરગરવાથી જગતનાં નાટક અટકતાં નથી. એ તો સમજવાથી જ અટકે છે.

અથવા થવા છતાં અસર ઉપજાવતાં નથી, તેં તો ઘણીવાર રામકથા સાંભળી છે તેમાં ઈ ચોપાઈ આવે છે કે :—

"होहि अस जो राम रची राखा को करी तर्क बढावही शाखा"

રાણી ! બહેન ! હું નરભેરામને નથી રોતી. રોવું તો એટલા માટે આવે છે કે આપ જેવાં સમર્થ અમારાં રાકને ઝુંપડે આવે અને હું અભાગણી પાણીનો કળસીયો ભરી પાવા યોગ્ય રહી નહિ, મરનાર પણ હીણભાગી આત્મા કે કલ્પવૃક્ષને છાંયડે સુખ પામ્યો નહિ.

ઠાકરને હથેળીમાં નચાવનાર માસી આંગણે આવે અને ભાણેજનાં મોત આવે એ પણ એક ભાગ્યની વાત છે ના ? બિચારો સાંજે જ કહેતો હતો કે બા ! માસીને જમવાનું કહી દેને. હજુ તેના બોલના પડઘા પૂરા સમાયા નથી ત્યા તો મારો ઓલવીયે બાલુડો હાલી નીકળ્યો. એને માસીનાં હેતે ય રોકી શકયા નહિ.

ગોમતી, તેં મારા પગમાં ધર્મની બેડી નાખી દીધી. ઠાકર ! ઠાકર ! હું અહીયાં ન આવી હોત તો સારું હતું. હશે મારા ધણી ! તારી[illegible]જી ! આમ કહી ગોવિંદરામને કહ્યું.

ગોવિંદરામજી, મ[illegible] [illegible] છે ?

હા, બાઇ, છે તો [illegible] લાવી

આશાભર્યા [illegible] [illegible]ંદરામે

હા, લાવો, મા બોલ્યાં, નરભેરામને દેહકાળ કર્યે કેટલો વખત થયો હશે ?

બાઈ ! બરાબર સાંજના દરદ વરતાણું અને અર્ધ રાત્રિ જતા દેહ પડયો. પ્રાણ ગયે આસરે ત્રણેક કલાક થઇ હશે.

ગામેરાં કેમ કોઇ કળાતા નથી, મા ?

બાઇમાં ! આ રોગ એવો છે કે આવતા માનવીઓ બીએ. થોડા આડોશીપાડોશી આવી બારણેથી ખંરખરો કરી ઘેર ગયા અને અમે પણ બીજાને ભાસકીમાં નાખવા રોકાવા તાણ કરી શકયા નહિ. ગોવિંદરામદાસે યોગ્ય ખુલાસો કર્યો.

મારા નાથ ! કેવો પોરો આવ્યો છે ! ગોમતી, બાપ ! દીવાની વાટ સંકોર ! ઉભીથા ! રાણીમાંએ ગોમતીને કહ્યું.

ગોમતીબાઇએ દીવાની વાટ ઠીક કરી. ત્યાં ગોવિંદરામજી ચરણામૃત લઈ આવ્યા ને બાઇમાં સામે મુકયું.

પંચપાત્રમાંથી થોડું ચરણામૃત જમણા હાથમાં લઈ માં બોલ્યાં જય દેવળુંવારા, લાજ રાખજે મારા નાથ ! મારામાં તો કાંઇએ નથી. તારા નામે આ બાયડીના દુઃખને મટાડવા મથું છું. હું તો તારી ચરણરજ છું. જશ તારો ગણાશે.

આમ કહી મોઢા પરના કપડાને દૂર કરી મરનાર નરભેરામના મોમાં ચરણામૃત રેડયું.

થોડીવારે ચેતના આવતી જણાઇ, બાઈમાં માળા લઇ સામે આસન જમાવી બેસી ગયાં. ચેલારામ આ દિવ્ય મૂર્તિના આંખ ભરી ભરી દર્શન કરવા લાગ્યાં, ગોવિંદરામ મહારાજ બાઘા જેવા થઈ ગયા.

નરભેરામ દશેક મીનીટ જતાં જીવી ગયો, એટલે સાથરા પરથી ઉઠી મોંમાં મુકેલી કોરી અને તુલસીપત્ર હાથમાં લઇ બાલોચિત ભાષામાં બોલ્યા.

મા ! મને ભોંય ટાઢામાં કેમ સુવાડયો છે ? મારા મોંમાં કોરી ને આ પાંદડું કેમ નાખ્યું છે ?

મરેલો દીકરો પાછો મળતાં ગોમતી બાઈના હર્ષનો પાર ન રહયો. તેણે પુત્રને બાથમાં લઇ સ્નેહના આંસુડાં વડે નવરાવ્યો અને બોલ્યાં.

બેટા ! તું મરી ગયો હતો. માસીના પ્રતાપે તું જીવતો થયો છે, ભાઇ માંને પગે લાગ. તારા સદભાગ્ય કે આજે જગતની જીવતી જાગતી શકિત અવતારી અહીંયા હાજર છે.

બાળક ઉઠી બાઇમાંને પગે પડવા ગયો તેને તેમ કરતો અટકાવી ગોદમાં બેસાડી માં બોલ્યાં ! ભાઇ ડાહયો થાજે ! અને પુરા પંચાસી (૮૫) વર્ષ જીવજે. સાધુસેવા કરી કુળ તારજે. તારી મા અને બાપની સારાં કર્મો કરી આંખો ઠારજે.

ગોમતીબાઇ ઉપકારવશ બાઇમાંને પગે વળગી પડયાં બેન ! તેં મારા દીકરાને જીવતદાનજ નથી આપ્યું પણ અમો બેઉને ખરેખર જીવાડયાં છે, અમે ખોટા સ્નેહમાં ઝુરીઝુરી મરી જાત, અમારો સંસાર તમે ફરી રચ્યો.

ગોમતી ! પગે લાગી મને પાપ ભાગી શા માટે બનાવે છે ! બેન ! તારા દીકરાને જીવાડનાર હું નહિ પણ ઠાકર છે, ઠાકરને તેના હાથથી પોતાનું કામ કરાવવાનો સ્વારથ છે. તારો નરભેરામ આજથી ઠાકરનો થયો છે. જેદી તું કે હું એકેય નહિ હોઇએ તે દી આ એકલો એકલો ઠાકરનું કામ વગર બદલે કરતો હશે. લે બેસ, હવે હું ઠાકરને જગાડવા વેળા થઈ છે માટે જગ્યામાં જઈશ. સાંજે દર્શને આવજે હો બ્હેન !

બાઈમાં ગયાં, ઘેલારામજી પાછળ. પાછળ બાઈમાંના દીવ્ય પ્રભાવની વિચારણા કરતા જવા લાગ્યા–

ત્યારપછી બાઈમાં ચારેક દિવસ બગથળામાં રહી રાજકોટ તરફ રવાનાં થયાં.

(નરભેરામદાસ આ લેખકના દાદા થાય, તેઓ પુરાં પીંચાશી ૮૫) વર્ષ જીવી સાકેતમાં પધાર્યા, તેમણે રાજકોટ "શ્રી ઠાકોરજી" નું દેવાલય પુરા છ માસ રહી વગર બદલે રંગી આપ્યું તેમના સાકેત સમયે લેખકની ઉંમર પુરાં ૧૫ વર્ષની હતી. આ બધી વાતો - તેમનાં જ મોંએથી સાંભળેલી હતી. )

# "ભકતોનું આવવું"

સમયના પ્રવાહ સાથે બાઈમાંનું શરીર ઘસાતું ચાલ્યું છતાં બોલવા ચાલવાની અને સાધુ અભ્યાગતોની સંભાળ લેવાની શકિત તેવીને તેવીજ હતી. મંદિરમાં શ્રી નકલંક ભગવાનની સાથે પોતાના રાજ હવે તો બીરાજતા હોવાથી સેવાનો ભાર કોઈપર નાખવા રાજી ન હતા. રામ ભગતને ઘેર પુત્રનો જન્મ થયો હતો તેના નામ માંને પૂછતાં કહ્યું કે રામનો પુત્ર ભગવાન. આપણા ઘરમાં તેના વગર બીજું પોસાય નહીં. ભગવાન ખરેખર અદભૂત બાલક હતા, તેની સૌંદર્યતા–મંદહાસ્ય, અને મોહક આંખો, જોનારને પોતાના તરફ ખેંચી લેતાં હતાં. માં તેને રમાડતાં ત્યારે જરૂર કહેતા કે મારા ભગવાનમાં રામની ભકિત અને લક્ષ્મણનાં રૂપ ભર્યાં છે. મારા ઠાકરને આ છોકરો લાડ લડાવશે.

માં! આપને મળવા સાયલાવાળા લાલજી અને વીરપુરવાળા જલારામ આવે છે. એક સાથીએ બહારથી આવી ખબર આપ્યા.

બાઈમાંએ તેમના ઉતારા માટે રામને સુચના આપી, સાથી પણ ભજનમાં વિક્ષેપ ન પડે તેવા સ્થળે ગોઠવણ કરાવી.

માં! આજ તો તમારાં દર્શને આવ્યા છીયે! લાલમહારાજે આવતાં હસીને કહ્યું.

ભલે આવ્યા, મારા બાપ! તમથી વધુ મારે કોણ છે? ઠાકરના સંતાનો ઠાકરને ઘેર જ આવેના!

માં. હું પણ સાથે જ છું ! જલારામે કહ્યું.

કોણ ! જલારામ ! આવ ભા, તારી અને લાલાની સુવાસે સોરઠ મઘમઘે છે. મારા લાડકા સંતાનો ! ભલી કરી, આ મરણને ઓવારે બેઠેલ ડોશીની ખબર લેવા આવ્યા... હો બાપ ! જગ્યાના મામલા સારા છે ના ? સમય બદલાતો જાય છે તમારા જેવા થાંભલે ધર્મનો આંબલો ટકી રહ્યો છે. મારા સાધુડાઓ મીઠાં મીઠાં ફળો ખાઇ સોરઠના વતનીઓને આશીર્વાદ આપે છે. બાઈમાંએ બેઉ ભકતોને કહ્યુ.

જોગમાયા ! તારી સંભાળ લેનાર અમે કોણ માત્ર ! માં ! હું અને જલો રાણીમાના ઠાકરની ટેલ કરવા આવ્યા છીયે. લાલાએ કહ્યું.

વીરપુર અને સાયલામાં રહી ઠાકરનીજ ટેલ કરો છો ને, બાપ ! ઠાકર તો એકજ છે, તારા મારાના ભેદ આપણામાં છે. એ તો નિરંજનનાથ સાકાર નિરાકાર રૂપેય એકનો એક છે. તેમાં દેશ, કાળ વસ્તુ કે શબ્દ, એકેય બંધન નથી. મારા તારાના વાડા આપણે ભજતો જ બાંધીયે છીયે. રાણીમાએ સમજાવ્યું.

રામ ! સાઈ ! લાલજી અને જલારામજીને તેમનાં આસને લઇજા, બેટા,

માં ! અમારે આશનની જરૂર નથી અમો તો તમારી રજમાં આળોટી કાંઇક મેળવવા આવ્યા છીયે. સુખ તાગનાર ભકતથી ભકિતને છેટાં પડતાં જાય છે. જલારામજી બોલ્યા.

સાચી વાત કરી, બાપ ! પણ આ તો આશરાનો ધર્મ છે. એટલે આટલું કરવું જ જોઈએ.

બંને ભકતરાજો રામભગત સાથે આસન ઉપર ગયા. સાથેના ટેલવાઓ અને સંતો તો કયારનાય આસનપર ગોઠવાઈ ગયા હતા.

એકાદ અઠવાડીયું આ બંને ભકતો રાજકોટ રહી, અનેક સેવા અને વાતોનો ભાવીક મર્મ જાણી સંતોષ પામ્યા. તેવામાં પાળીયાદથી ખબર આવ્યા કે વિસામણ ભગત મળવા આવે છે

બાઈમાંને દુધમાં સાકર મળવા જેવું જણાયું. બંને ભકતોને પણ આપો વિસામણ આવતા સુધી આગ્રહ કરી રોકી રાખ્યા.

આપો વિસામણ પાળીયાદના વતની, ખોરીચા શાખમાં અવતરીયા કાઠી હતા, તેમનો મુળ વ્યવસાય (ધંધો) ચોરી લુંટફાટનો હોવાથી ત્યારના સોરઠમાં તેમના નામે છોકરાંઓ છાનાં રહી જાય તેવી ધાક હતી. એક વાર ભાડલાના ખાચર કાઠી ભગત દાનાના ઉપદેશથી જીવન પલટો થયો—ભક્તિની લેહ લાગી.

બહાર નમતી ભીંત, અંદર નમતી તલ્વાર બાંધનારે તેટલીજ તાકાતથી માળા પકડી અને દેશના લાખો નિરાધારને ચોખા ખવડાવી જીવતદાન આપી જનતા પર મહા ઉપકાર કર્યો.

પધારો, આપા નારાયણ ! આજતો જગ્યાને પાવન કરી વિશામણ ભગત જેવા મેમાન રાજકોટને આંગણે થોડાજ આવે છે ! દરવાજે ઉભેલા ઘેલારામજીએ ઘોડા પરથી પેગડું છાંડતા વિસામણ ભગતને સત્કારતાં કહ્યું.

. કોણ ! ઘેલારામજી મહારાજ ! નારાયણ, બાપ, નારાયણ, પાવનને વળી પાવન કરવાનાં હોય ! જોગમાયા, રાણી કયાં છે ? વીસામણ ભગતે પૂછયું.

ઠાકર પાસે છે, ભગત, તમારીજ વાત કરતાં હશે. ઘેલા રામજીએ જવાબ આપ્યો.

હા, બાપ, હા, રાણીએ તો ઠાકરને સુવાંગ કર્યા છે. મારો નાથ ! એની લેર છે, ઘેલારામ મા'રાજ મેગાના દી હજુ આ વીસામણ ભૂલ્યો નથી, બાઇ તો બાઇજ છે !

પધારો, આપા, પધારો, બાઇમા મંદીરમાંથી બહાર આવતાં બોલ્યાં આજતો ભૂલા પડયા, બેનડીની ખબર કાઢવા ભલી કરી આવ્યા !

ભૂલો પડી નથી આવ્યો, બાઇમાં, ચાલી ચલાવીને આવ્યો છું ! અમે કાંઠી ભગત બીજાને ભૂલાવીયે ! સમજીને બાઈ ! બીચારી ભૂલ પણ અમને ભૂલી જવા મથતી રહે છે. વીસામણ બોલ્યા.

લખુ ભગતે આપાનો ઘોડો લઈ ઠેકાણે બાંધ્યો, અને આપાનુ આસન આ બેઉ ભકતો સાથે જ રાખ્યું.

આપો વિસામણ ભગત આસને આવતાં બન્ને ભક્તો બોલ્યા, આપા, લાલો, અને જલો, તમુને નમે છે,

ભગતે બેઉને નમતા અટકાવી બેળાજ બાથમાં ઘાલી હેતથી આપા મળ્યા. બાપ ! મારા, બાપ ! ભક્તિનાં પ્રતિપાળ, ભલાં દરશન દીધાં, ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય! આજતો આ ઘરડા કાઠીપર સુરજ દાદાએ પુરી મહેર કરી નકર આવા થાનકમાં આવાં પુરૂષોનાં હારે દરશન કેવાં ! પ્રેમથી ઉભરાતાં આપા વિસામણ બોલ્યા અને મધ ટપકતી મીઠી જબાનમાં બંન્ને ભકતોને બિરદાવ્યા.

ઇ બધો આપનો પરતાપ છે. આપા વિસામણ, અમે તો, આપના પાડેલા ચીલે ચીલે ચાલનાર છીયે. બંને ભક્તો બોલ્યા.

કીરતારના મારગના કેડા તો બાપ ! કે'વારનાં પડેલા છે, મારા જેવું ભગતડું શું પાડવાનું હતું-વિસામણ ભગતે કહ્યું.

આ વિવેક વહનમાં ભાગ લેવા બાઇમાં આવ્યાં, આવ, બેન, આવ ! બાપ ! તું તો ભારી કામઠી ? આપે માંને કહ્યું.

આપા ! આપણે તો ઠાકરનાં ગોલાં ગણાઇ ! આપણે વળી નવરાઇ કેવી ! કહેવત છે ના—

"ગોલા, ઢોલા, ને ગાદલાં, કુટયાં કુણાં થાય"
"વણ કુટયાં, વણ વાપરે, ફોગટ ફાટી જાય" (સીયાવર)

સહુ હસી પડયા.

રાણી ! આપ આના અવાજથી એક વાત કહેવા આવ્યો છું, દુઃખ માનીશ માં ! આપ ! "તું હે હું ભણ્યાં ને મું હે તું ભણુ," આપણો તો ઇનો વેપાર છે.

ભલે, કહો, આપા, તમે તો ભગતુંના શિરછત્ર છો તમારા મોમાંથી રૂડાં વેણુજ નિકળશે રાણીમાં બોલ્યા.

✓ રેવા દે, બાપ, રાણી ! રેવા દે, આ ગલઢે ગઢપણુ વીહલાને (વીસામણને) ફટવમાં ! છતર બતર તો જાણે શાજ્યું. બાકી તમારાં ભગતુંના ઘરનો ટેલવો તો તુંજ. જો બાપ ! રાણી ! તને તો મેરામ મળ્યો છે, ઠાકર તારા હાથમાં નાચે છે. તારાં દીધાં દાતણુ કરે છે. તારા હાથના દુધના કટોરા પીયે છે: તું તો ભક્તિનો અવતાર છો. આજના ભાતીગળની ભાત વાળા જુગમાં તારી એકરંગી ભાતે અમુંને અલે (અભય) કર્યા છે. વીસામણ બોલ્યા.

આચર આવડું છે શું ? બોલી નાખોને, બાઈમાંએ વાત, ટુંકાવા અને કાઠીસાહી ભાષા મુકાવા ટકોર કરી.

મેં સાંભળ્યું છે કે રાણી બાર માસે એક મહીનો ઘીની ટેલ કરવા જાય છે, ઈ સાચું ? (ટેલ એટલે માંગવુ, ફંડ, અથવા ફાળા કરવા તેને ટુકામાં ટેલ કહે છે) આપા વીસામણે પૂછયું.

હા, આપા ! સાચું છે મુંડીયા સાધુ મારા ટેલવા પાંચાળનાં થોડાં ગામોમાં જાય છે ખરા, રાણીમાએ કહ્યું.

મારો બાપ ! સાચું બોલી રાણી ! તારા ઠાકરને ભીખ માંગવી શોભતી નથી. ઉંબરે ઠાકર લાવે એમાંથી દેતી રહે બાપ ! ભીખ માગવી રેવા દે ! વીસામણે કહ્યુ

આપા ! એટલા સારૂં પાળીયાદથી અહીં સુધી આવવું પડયું ? રાણીમા બોલ્યા.

હા, બાઇ, હા, મારા વીરાના ભાઈનુ તું પેટ છો તારે માટે તો પાળીયાદથી તો શુ પણ ધણીને ઘેરથી પણ અવતાર પામી આવવું જોઇએ આપો બોલ્યા.

ભલે, આપા, આપનાં સત વચન માથે ચડાવુ છું. આજથી આ જગ્યા ટેલ નહિ કરે બસને ! માંએ કહ્યુ

હાઉ, મારા, બાપ ! હાંઉ ! હવે સંતોષ, રાજકોટનો ઠાકર ધી સારૂ ગામ ગામ રખડે ઇ મને ગમતું નોતું ! વીસામણ બોલ્યા.

પણ, આપા, વચને પળવું પડશે, હો ! બાઇમા હસીને બોલ્યા.

કેવું વચન ! બાપ ! રાણી ! વીસામણ આપાએ પૂછયું.

ધણીના ઘરથી આવી આવી આ કળમાં અવતરવાનુ બીજું શું ? રાણીમાએ ચોખવટ કરી.

અરે ! મારી, બાઇ, ભારે ડાહાને સાણસામા લીધો. અવતરીશ, જા ! આ મારૂં વચન છે તારા કુળમા અવતાર લઇ ઠાકરની ટેલ કરવામા તો મઝા છે. વીસામણ (ત્રીહળ)

રાઘવો થઇ અવતરશે અને રહેશે ત્યાં સુધી રાજકોટની જગ્યાની નામના વધારશે. બસ, બાપ ! વીસામણ ભગતે કહ્યું.

બસ, આપા, બસ, બેનને મબલખ કરી પાવર આપ્યો હવે મનેય મરતાં સંતોષ થાશે. વીરા ભગતથી આપા વીસામણે બેનને મોટી કરી રાણીમાએ કહ્યું.

જલારામ, અને લાલો, તો આ ભાવ, ત્યાગ, અને વચન, પાળવાનાં હેત જોઇ દંગજ થઇ ગયા. આપાની અને બાઇમાંની વાતનો છેડો આવ્યો જણાયો ત્યારે બોલ્યા.

આપા વીસામણ ! અમોને કંઇ કહેવું છે ! અમારી જગ્યાનો આધાર તો ટેલ ઉપરજ છે, લાલો, અને જલો બોલ્યા.

ના, બાપ ! તમુને કાંઈ કહેવું નથી. ભલે ટેલ કરો, અને સાધુડાંઓને જમાડો, મારી જગ્યાની પણ એજ દશા છે, મારાંય ઘર ઘર માગશે તંઇયે વહેવાર હાલશે. રાણીની તેવડ અને આપણી તેવડમાં ફેર છે એના છાબડે ધણી છે એવો આપણને નથી વીસામણ ભગતે કહ્યું

આપા ! આ શું બોલો છો ! જલારામે પૂછ્યું.

સાચુ કહું છું જલા, મારા બોલવામાં તસુ, દોરાનો ફેર નથી. સમજ્યો બાપ ! વિહળો (વિસામણ) જુઠું બોલસે તે દી તેનો કાળ ભરાઇ રીયો માનજો, રાણી તો ભક્તિનો અવતાર, ધણીની મહારાણી છે. એના ઘરની રજમાંથી મારા જેવા હજારૂં વીહળા પાકે તેવી છે. વિસામણે ચોખવટ કરતાં કહ્યું.

આપા વિસામણનાં હૈયાનાં કપાટ આજ ખુલી ગયાં લાગે છે. બાપુ ? બેનડીને બીરદાવવાનીયે હદ:રખાય છે હો! બાઇમાંએ હસીને આગળ બોલતાં અટકાવવા કહ્યું.

વાર માં ! બાઇ વારમાં ! હજુ ઓછું બોલાય છે, અમારા ભેળો ઠાકર નથી હાલ્યો તારા ભેળો માળીયામાંથી મોરાર હાલી નીકળ્યો. ઇ વાત બાપ ! કોઇ નાની સુની છે? વીસામણે સત્ય રજુ કર્યું.

બાપુ ! સંતો કહે છે કે રામાનુંજ મહારાજ સાથે વેંકટેશ્વર ભગવાન દીલ્હીથી આવ્યા હતા. રાણીમાંએ પૂછ્યું.

આવે, બાપ આવે ! ઇ ખોટું નથી, પણ રામાનુંજ તો સંન્યાસી, બ્રહ્મણ કુળમાં આચાર્ય, બાપ ! તું તો સ્ત્રી જાત, ને વળી માલધારીની દીકરી. બે દીકરાની મા, પાકી સંસારી. તારા છાબડામાં ઇને કેમ બેહારાય ? તું તો ભગતુંનો કપાળનું તિલક ગણાય. મારી રાણી બેન ! ઠાકર તારા નામે ઓળખાય છે, તું ઠાકરને નામે નહિ. જેમ સીતારામ, લક્ષ્મીનારાયણ, તેમ રાણીમાંનો ઠાકર. વિહામણ ભગતે સત્ય વાત જાહેર કરી.

હાંઉ રાખો, બાપુ ! ઝાઝી વાતે બેનડી કયાંક છલકી જાશે. ઇ કાળીયાનો કીયો વિશ્વાસ. એનાં રહીયે ત્યાં સુધી ઇ આપણો, બાકી એને બદલતાં કયાં લાજ કે શરમ છે. માં બોલ્યાં.

તને પોહાય, બધુંયે કહેવું બાપ ! અમારાથી ઠાકરને ઠબકા દેવાય તેમ છે ? આમ કહી આપો હસી પડયા.

આમ વિનોદમાં ફરી આઠ દિવસો વીતી જતાં જલારામજી અને લાલા ભગતે રજા માગી. આપો પણ ઉતાવળા થવા લાગ્યા.

તે રોજ જમી પરવારી નમતે પહોરે સહુને રજા આપી, જતાં જતાં બન્ને જુવાન ભકતો બાઇમાંના ચરણમાં નમ્યા અને આપાને પગે હાથ નાખ્યો.

આશિર્વાદ આપો, માં ! મુંડીયાની ટેલ કરતાં થાક કળાય નહિ. બન્ને જુવાન ભકતો બોલ્યા.

મારો આશિર્વાદ જ છે ભાઇઓ; ધરમની ધજા બાંધવી સહેલી છે, પણ નિભાવવી સહેલી નથી. જલારામજી, બાપ ! તારાં દાન તો કાળને ચોપડે સોનાને અક્ષરે લખાયાં છે. ઘરવાળી આમ સહજમાં આપી દેવી એ જેવા તેવાનું કામ નથી. ધન્ય છે તારી ભાવનાને ! હું તો હવે ખાઈ પી ઉતરી છું. આપા વિસામણ પણ હાલું હાલું થીયા છે. સોરઠની લાજ હવે દો તારા ને મારા લાલાના હાથમાં છે. સાચવજો અને કુડીયાથી ચેતીને ચાલજો, માન પાન મળે તે આ મારગમાં કાંટા માની તેનાથી છેટે રહેજો. જગત પુજશે અને નહિ ગમે તો જોડાના હાર પહેરાવશે, સમજ્યાને.

ભકિતનો મારગ પતિવૃતા સ્ત્રી જેવો છે. પુજાવાનો મોહ એ બીજો ધણી ધારવા જેવું કરમ છે, પુજનાર તો ઘણાયે મળશે પણ નિંદનાર ઓછા મળશે. ઓછાને વહાલા ગણજો, જાઓ તમારી ફતેહ છે. મારા તારાના ભેદ વગર

મુકી દીધી હતી. જોષી પોતાની સ્રી પાસે દીકરા રાઘવજીને તેડાવી મંદિરમાં આવ્યા.

આ શું છે વીરા ? માંએ બાઇના હાથમાં ઢાંકીને ઉપાડેલા પાંચેક વર્ષના બાળકને જોઈ પૂછયું.

માં ! મારા રાઘવાને માતા નિકળ્યાં છે. જીવવાની આશા હવે નથી. એટલે ઘરમાં મરે એ કરતાં ઠાકરને પાળે આવાં રૂડાં સંતરજથી તિર્થ બનેલાં ધામમાં મારો રાઘવો મરે તો તેની સદગતિ થાય, ઇ આશાએ અહીં તેડી લાવી છું રોતાં રોતાં જોષીની સ્રીએ કહ્યું.

માં આ બ્રાહ્મણીનાં આંસુ જોઇ કંપી ઉઠયાં તેના દયાળુ સ્વભાવમાં અનુકંપા ઉભરાઇ, આવી, બેન ! તારે કેટલા દીકરા છે ? રાણીમાંએ પૂછયું.

માડી ! આ એકજ છોકરો છે, અને તે પણ સુકાવા લાગ્યો છે બ્રાહ્મણનો દેહ છે એટલે ધીરજ બીજાને દેખાડવા પુરતી તો રાખવી જોઈએ જ. બાકી હૃદય પોકાર પાડી રહ્યું છે. જોષીએ ભીની આંખે કહ્યું.

મારા વીર ! ઠાકર પર ભરોંસો આવતો હોય તો મુકી જાઓ, બીજે દિવસે આવજો સામે સાધુઓ ધુણી તાપી રહ્યા છે ઇ પાંચ ધુણીયોની ભભુતી લઇ રાઘવાને શરીરે ચોપડો ઠાકર બધું સારૂં ઉતારશે, માંએ આશ્વાસન આપતાં કહ્યું.

જોષી અને તેની પત્નીએ ભળુતી લઈ રાઘવ ઉપ એમના એમ વગર ચાળે લગાવી દીધી. દુર્ગંધ મારતું અને પાણી ટપકાવતું રાઘવનું શરીર મંદિરની બાજુમાં કોઠારમ નાનીશી ધડકલીમાં વીંટાળી મુકવામા આવ્યું.

ત્રીજે દિવસે રાઘવ કોઠારમાંથી બહાર આવી મારે ઘેર જાવું છે. એમ કહી મંદિરમાં ખડો થઇ ગયો. માંએ તેને નવાં એક જોડી લુગડા, અને દશ રૂપિયા દક્ષિણા આપી તેને ઘેર પહોંચતો કર્યો. તેના અંગમાં યે રોગ ન હતો. જોષી અને તેની પત્ની દીકરાને જોઇ હર્ષઘેલાં થઇ ગયાં ને જીવન ભર ઠાકરનાં થઇ રહ્યા.

રાઘવજી જોષી ખરેડી સંવાયના બ્રાહ્મણ હતા. તેનું બહોળું કુટુંબ આજે રાજકોટમા છે તેના પૌત્ર નરભેરામ ભાઈ આજે હયાત છે. રાઘવજી મારાજને આરામ થયો ત્યારથી તેના કુટુંબમાં માતાજી તેડવાનું હજુસુધી બંધ છે અને વરઘોડીયાની છેડાછેડીને મીંઢોળ જુના ઉંબરે હજુ સુધી છોડાય છે.

[ ૩ ]

વાજડી નામે ગામના દરબારની સાથે ત્રંબ ગામના દરબારને મનદુઃખ હતું. એક દિવસે વાજડી દરબાને મળવા મસે (બહાને) ત્રંબા દરબારને બોલાવી પાછલું વેર વસુલ કરવા ઓરડામાં પૂરી માથે તાળું લગાવી દીધું. દરબાર, ત્રંબા દરબારના પ્રપંચને પામી ગયા હવે ઉગરવાનો ઉપાય તેના હાથમાં ન

હતો, પુરેપુરા મૂર્ખ બની દુશ્મનના કબજામાં આવી જવાયું હતું. સાથેના માણસે ભાગી વાજડી ખબર આપી.

વાજડી દરબારના ધર્મપત્નિ લુણસરીયાના ઝાલા-ભાયાતની દીકરી હતાં. તેને રાણીમાના ઠાકર પર ભારે શ્રદ્ધા હતી. એટલે કોઇપણ ભાયાતોને દરબાર પકડાયાની વાત કરી નહિ. તેમ કરવામાં બીજું પણ કારણ હતું કે ત્રંબા ઉપર ચઢી જવાથી માણસોની ખુવારી સિવાય બીજો લાભ થવા આશા ન હતી. દરબાર સલામત પાછા આવે એવી લડાઇ લડતાં પણ આશા ન હતી. એટલે તેણે માંની આરાધના માંડી.

હૈયાનો સાચો ભાવ ફળ્યો. ત્રંબા દરબારનાં ઓરડાનાં તાળાં તુટયાં અને દરબાર બહાર નીકળી રાજકોટ તરફ નાઠા. ડેલીના રખવાળને જાણ થતાં ગોકીરો કર્યો. વાજડી દરબાર એક ફળીમાં બાંધેલ કણબી પટેલની ઘોડી લઇ ચોકડાભર દોડાવી મુકી. પાછળ ત્રાંબાના સ્વારો અને દરબાર સારા સારા ઘોડા પર ઉપડયા.

એક પણ ઘોડેસ્વાર વાજડી દરબારને પકડી શકયા નહિ. આજી નદી લગભગ આવતાં ભેટંભેટા થઇ ગઇ. ત્રંબા દરબારે તલવાર કાઢી ત્યાંતો વાજડી દરબાર ઝપાટામાં આજીના પટને પાર કરી ગયા.

પાછળના સ્વારો રીડીયા પાડતાં જેવા આજીના પટમાં આવે છે. ત્યાં તેને આજી બે કાંઠાંમાં પુરપાટ પાણીથી વહી જતી જણાઇ. સહુ ખમચાયા. આમ કાળે ઉનાળે

આજીમાં ઉભરાતા નીરે સંદેહ પેદા કર્યો. સહુ પાછા વળી ત્યાં આવ્યા, વાજડી દરબારે સ્વારોને પાછા ફરતા જોયા. આજીના ઘોડાપુરને આંખો ભરી જોયું. તે વિસ્મય પામી વાજડી આવી પોતાની ધર્મપત્નિને વાત કરી. બાઇએ કહ્યુ કે રાણીમાંના ઠાકરે વહાર કરી, મેં આરાધના કરી હતી.

(૪)

ગોંડલના ગામ મોટા ઉંમવાડાના જાડેજા જીવુભા કાળુભા, કહે છે કે, અમારા દાદા કહેતા હતા કે, રાણીમાંના વચનથી આપણને આ ગામ મળેલ છે.

અમારા વડવાનું મુળ ગામ ખાંડાધાર હતું, ત્યાં અમે રહેતા અને બહારવટીઆને આશરો આપો[illegible] ભેગા બહારવટે લખાજી અને મેઘાજી નિકળે[illegible] ગાયકવાડ કહેતા. તેથી ગાયકવાડ એક વખત ખાંડાધાર ઉપર ચઢાઇ કરી લડવા આવ્યા ત્યારે લખાજી અને મેઘાજીએ તેને હરાવી પાછા કાઢયા. એટલે તેને બ્રિટિશને વાત કરી કે, લખાજી અને મેઘાજી ફરીને ગરાશીયા બહુજ બળવાન છે અને ગામો લુંટાવે [illegible] આપની મદદની જરૂર છે તેથી બ્રિટિશ અને ગાયકવાડ બન્નેએ ખાંડાધાર ઉપર ચઢાઇ કરી.

બન્ને ભાઈઓને હરાવી કહ્યું કે [illegible] તમો આપો, ત્યારે લખાજી અને મેઘાજીએ કહ્યું કે અમારી પાસે પૈસા નથી. તેથી બન્ને સરકારે ગોં[illegible] સિંહજીને કહ્યુ કે તમો સરકારને આ[illegible] પૈસા[illegible]

અને ખાંડાધાર ગામ રાખી લખાજી અને મેઘાજીને બીજું ગામ આપજો, તેમ નકકી કરી બેય ભાઇઓને નજરકેદ તરીકે લઈ ગયા.

તેના બીજા વંશજો અને માણુસો ભાડવા (રાજપરા) ગામ કહેવાય છે ત્યાં જઈ રહ્યા. લખાજી તથા મેઘાજીને, પંદર દિવસ સરકારે કેદ રાખી છોડી મુકયા. તે રાજપરા ગામમાં આવી રહ્યા.

પછી ગોંડલ ઠાકોર પાસે તેને બીજું ગામ આપવા ઘણી વાર કહ્યુ પણ ગોંડલ ઠાકોર બહાના આપતા જતાં, તેથી તેને લાગ્યું કે ઠાકોરની નીતિ ફરી જણાય છે માટે આપણે હવે બહારવટું ખેડયા વિના છુટકો નથી. તેમ તેના વંશમાં જાલમસિંહે વિચાર કર્યો, તેની ખબર ગામના પટેલને પડતાં તેને કહ્યુ કે આપણે બહારવટું કરી માણુસોની ખુન ખરાબી કરવી નથી.

તમો રાજકોટ રાણીમાં છે ત્યાં જાવ, અને વાત કરજો. પછી તે કહે તેમ કરવું. એટલે જાલમસિંહ રાજપરાથી ઘોડો લઇ રાજકોટ આવતા હતા, તે વખતે રાણીમાં સત્સંગમાં દીવસના ચારેક વાગ્યે હતા. રાણીમાં બોલ્યા કે. રાજપરાથી જાલમસિંહ આવે છે માટે બે જણા સામા જાવ એટલે બે જણાં સામા જવા નિકળ્યા, તે જતાં જતાં હાલ રાજકોટમાં રઇયાનું નાકું છે તેટલે ગયા ત્યાં સામેથી જાલમસિંહ ઘોડો લઇને આવતા હતા તેણે પુછયું , કે

ભાઇઓ ! રાણીમાંનું મંદિર ક્યાં છે? સામા આવનારાઓએ કહ્યું કે અમને રાણીમાંએ આપની સામે મેકલેલ છે, પધારો !

જાલમસિંહ મંદિરની ડેલીયે આવ્યા, ત્યાં ડેલીમાં ડાયરો બેઠો હતો, સામા જનારાઓએ ઘોડો લઈ કહ્યું કે ડેલીમાં આવો, એટલે જાલમસિંહે કહ્યું કે હું રાણીમાંના દર્શન કરી આવું, ડાયરો કસુંબો કરો, એમ કહી દરશને આવે છે. ત્યાં રાણીમાએ કહ્યું કે, જાલમસિંહ ! રાજપરે રહો છો ને ! જાલમસિંહે હા પાડી.

માંએ કહ્યું, ગોંડળ દરબાર તમને ગામ આપતા નથી ના ? માટે તમે બહારવટે ચડવાના વિચાર કરો છો ? પણ બહારવટે ચડશોમા ઠાકર ઉપર ભરોસો રાખો, જાવ, તમને આઠમે દિવસે ગોંડળ દરબાર ગામ સોંપશે તે વખતે જાલમસિંહ કહે કે, મા, મને ગામ મળે એટલે ઠાકરને જમીન કેટલી આપું ? ગામ મળે ત્યારે ઠાકરને જમીનની જરૂર નથી. તેમ માંએ કહ્યું.

જાલમસિંહ બોલ્યા, માં મારા ઉપર દયા કરો. મારી સેવા કાઇક સ્વીકારવી જોઇએ. જાલમસિંહ બહુ જ આગ્રહ કરી માને પગે પડયા. માંએ કહ્યું કે તારો પ્રેમ જોઇને હું રાજી થાઉં છું. જા ! ખળાં કરો ત્યારે સુંડીયા સારૂં એક કળશીએ એક માપ અનાજ વિગેરે કાઢી અહીં પહોંચાડજો. જમીન જોતી નથી. ઠાકરને ઘણું છે. બધા ભાઇઓ સંપી અને નીતિથી રહેણીએ રેજો.

કરવા વાત મુકી. જો આ બાળક જીવી જાય તો દર વરસે સમાધિના દર્શન બાળકે કરવા અને સવા કોરી મુકવી.

ભણેલા સહજ વિશ્વાસ કરી ગમે તે ચમત્કારી વાતો માનીલેતા નથી. તેમાંય આ (જીવન ચરિત્ર) લખનારની પ્રકૃતિ વધુ અવિશ્વાસુ હોવાથી વાત ગળે ઉતરી નહિ. છતાં સ્ત્રીઓના હૃદયના વેગને આવે સમયે રોકવો અને તેને ઉપદેશ આપવા બેસવું ઠીક નહિ. આમ માની માનતા કરવામાં આવી.

બીજે દિવસે ખરેખર આરામ જણાયો. ચોથે દિવસે આવડી લાંબી બિમારી ભોગવનાર દરદી બીછાનામાંથી ઉઠી હરતો ફરતો થઇ ગયો. વૈદ્ય અને લખનારની અજાયબીનો પાર ન રહ્યો.

## જામનગરના જામસાહેબના મેળાની વાત

મા ! ખંભાળીયાથી કંકોત્રી આવી છે. મોરાર સાહેબના હાથથી જામનગરનો જામ રણમલજી નગરમાં સવરાં મંડપનો મેળો કરે છે, રામ ભગતે કહ્યું.

સારૂં, માડી, જાજો એમાં શું ? મોરાર સાહેબ તો મહાત્મા છે. બાપ ! ભાણનું ઘર, એમાં નવાઇ નથી. માંએ કહ્યું.

માડી, કંકોત્રી લાવનાર કહે છે કે, મોરાર સાહેબ સમાધિમાં બેસી ગયા હતા માથે કુંકુ વાળી દીધું ત્યાં મારતે ઘોડે રણમલજી આવી પહોંચ્યાં અને તેમ

કંઈ ઉપરની અર્પણ: કરી કે મારે મને સ્વપ્ન આવ્યું હતું કે વાચે મેળો ભરાય તો એ કામ હું પરા વરર આપનાથી સમાધિમાં કેવી રીતે નહિ. મહાત્માઓનાં વચન અમીટ ગણાય છે.

રામ મને એ વાતની ખબર છે. માંએ કહે છે. કહ્યું. મોરાર સાહેબે ચાર માસ જીવતા વચન આપ્યું અને બ્રહ્મ ગયા.

માં ! મોરાર સાહેબે અવધી કરી ગણાય. આવના ઘોર કળિકાળમાં કાળને પાછો કાડયો એ શુંમાની સુની વાત છે ! માં ! ભીષ્મે તો ઉત્તરાયણ થતાં સુધીજ કાળને રોકયો હતો, પણ મોરારે તો ચાર માસ કાળ જીત્યો. ધન્ય મોરાર, ધન્ય. રામ ભગતે કહ્યું.

રામ, ભગત ! માડી, સાધુસેવા અને અભ્યાગતના આશિર્વાદે બધુંય થાય છે. સાધુ જીવનના તપ પાસે કોઈ સ્થિતિ અજિત નથી. મેળાનાં મુરત કયારનાં લીધાં છે ?

વૈશાક સુદી .પૂર્ણિમાનાં માં ? હજુ એથી અટી માસનો ગાળો છે. તમારે આવવાનું મોરાર સાહેબે કેવડાવ્યું છે, એમ કંકોત્રી લાવનારે કહ્યું.

મારે તો મેળો ને મંડપ મારા રાજના ચરણમાંજ છે. પણ રામ ને લખુ આવશે. માંએ જવાબ આપ્યો.

માં ! આ વખતે ઘેલારામ બાપુ હત તો બહુ ઉપ-યોગના થઈ પડત, ઠાકરે વેલા બોલાવી લીધા, રામ ભગતે કહ્યું.

માડી ! અવધી આવે સહુને જવાનુંજ છે. કોઈ આજ કે કોઇ કાલ, મોરાર સાહેબને પણ મેળા ત્યાછી જવુંજ પડશે ના ! તેં કંકોત્રી વાંચી કે બીજા પાસે વંચાવી ? માંએ પૂછ્યું.

માં ! લાવનાર બ્રાહ્મણેજ વાંચી છે. મેં તો હાથમાંજ લીધી, તેને માગતાં વાંચવાં આપી દીધી રામ ભગતે કહ્યુ.

લાવ, જોઇએ, ફરી વંચાવીએ, માંએ કકોત્રી મંગાવી બ્રાહ્મણ પાસેથી કંકોત્રી લઇ રામ ભગતે વાંચી તેનો ચહેરા લાલ ચોળ થઇ ગયો. બાઈમાં આ કારમો ફેરફાર જોઈ બોલ્યાં

શું છે રામ! આવડું, આકળું, કેમ! થવુ પડે છે ? ભાઇ.

માં ! કકોત્રીના છેડે લખે છે કે, વિચારીને મેળે આવજો અહીં તમારૂં ઘર નથી. લોઢાના ચણા ચાવવા જેવી વાત છે પીરાઇ અને પરચા સંત સભામાં ચાલતા નથી.

વાહ રૂડું લખાયું છે રામ ! આમાં ખોટું શું છે ? આપણે કયાં પીરાઇ કે પરચાથી જગતને આપણા તરફ વાળ્યું છે આવી સાધારણ વાતમાં આમ ભાર ખોઇ બેસાય ? માં બોલ્યાં.

પણ, માડી ! આ તો આપણને મેણું દીયે છે મારે મેળામાં જાવું છે અને લોઢાના ચણા ચાવી બતાવી આપવા છે કે રાણીમાંનાં ઠાકરનાં છોરૂં લોઢાં હજમ કરી જાણે છે.

હશે ! ભાઈ ! હશે ! કોઈ વાઈડુ તપલું જગ્યામાં કામદારીયું હશે. તેણે કદાચ લખ્યું તો ય શું થઈ ગયું ! જગ્યામાં રહેતાં માનવીઓ બધાં ય સરખાં હોતાં નથી. પોતાના મહંતની મોટપ આડે તેને કોઈ બીજાં ગમતાં જ નથી. આવા માંહેનો કોઈક લખનાર હશે. હલકા પેટના માનવીથી સાગર જેવાં કેમ થવાય ? આમ હઠે ચડવું આપણને શોભે નહિ. રાણીમાંએ કહ્યું.

માડી ! તું કેનારી કહી રહી. આ વાતમાં તો નહિ જ માનું. મારે લોઢાના ચણા ચાવવા જ છે. ઠાકર વાર કરી ભેળે આવે નહિ તો તને મોં દેખાડવા રાજકોટ પાછો નહિ આવું. માડી ! તેં મારૂં નામ રામ પાડયું છે ! રામનું વચન એક જ હોય ! આ પ્રમાણે રામભગતે માંને કહ્યું.

વાહ, મારા રામ ! વાહ ! રૂડું બોલ્યો ભાઈ. જાજે હો, આવડો ભરોસો હૈયામાં છે તો કાંઈ મારાથી તને રોકાવા કહેવાય ? તારામાં ભકિતનાં લક્ષણ જોઈ રાજી થાઉં છું. સમય આવે તું અને લખુ બંને ભાઈઓ જાજો. જગ્યામાં મારો ભગવાન છે.

આ વાતચીત દુર રહી સાંભળતાં લખુભગત હવે પાસે આવ્યા અને બોલ્યા, માડી રજા દે તો દ્વારકા જાવા ઈચ્છા છે. ત્યાંથી મેળો કરી બારોબાર જગ્યામાં અવાય ! લખુ ભગતે કહ્યું.

ભલે, માડી, જાઓ, કાલેજ રવાન થાઓ, દેવળવાળો સૌ સારૂં કરશે. વિશ્વાસની વેલમાં ધર્મના ધોરી જોડી

સત્સંગની રાસે સંતોને સથવારે, દયા, દાન, અને દીનતાની મારગે સુખે યાત્રા કરજો, મેળામાં મોકળે મને ફરજો. સંત મહાત્માનાં દરસન કરી કંકોત્રી બતાવી લોઢાના ચણા મંગાવી ખાજો, ખાતાં સંતોને જાણ કરજો કે,

~ "राम कृपासे गरुडहिं, खाय परम लघु व्याल"

બીજે દિવસે માંએ બને દીકરાઓને ચરણામૃત, પ્રસાદ, આપી, માળા, તિલકથી શણગારી, ઠાકરની રજા લઈ, દુવારકા જાવા આજ્ઞા આપી. વીસેક સંતો અને તેટલા જ માલધારી ભકત મંડળ સાથે રામ-લખુ ભકતો દુવારકાની જાત્રાએ જવા નિકળ્યા. નાગરીકોએ પડા, શ્રીફળથી સત્કાર્યા.

રામ ભગતનો સંઘ પાંચ ગાઉનો પંથ કાપી મુકામ કરતો રાત્રે ભજન-રાશ અને સાથેના મહાત્માઓ સુંદર પ્રવચનો કરતા ગામના તમામ દરિદ્રનારાયણોને વસ્ત્રો અને અન્નથી આ સંઘ, પુજતો સહુને સંતોસી શ્રીમંતો તરફના સ્વાગતને સ્વીકારતાં આગળને આગળ વધતો હતો.

બે દિવસ જામનગર મુકામ કર્યો જામ, માંના પુત્રોને મળવા આવ્યા અને માર્ગમાં જોઈતા સાહિત્યો લેવા પ્રાર્થના કરી પરંતુ રામભગતે પગપાળાજ જવા ભાવના જણાવી વીવેક સાથે સ્વીકારવા ના કહી.

જામે મંડપમાં પધારવા અને માને બોલાવવા આગ્રહ કર્યો. જામસાહેબ, માં, વૃદ્ધ દેહે આવડી લાંબી સફર ખેડે એ ઠીક નહિ. આપ પણ સમજદાર છો એટલે દુરાગ્રહ નહિ સેવો. અમો બંન્ને ભાઈઓ દુવારકાથી બરાબર સમય

ઉપર વળી આવશું અને મેળામાં સહુ સંત, મહંતનાં દર્શન કરી પાવન થઇશું. માં કહેતાં હતાં કે જામે, જુની રીતને અજવાળી છે. નચિકેતાના બાપ ઉદ્દાલક મુનિયે, પછીથી રાજા રઘુયે અને છેક છેલ્લે પાંડવોએજ આવો અન્ન યજ્ઞ કર્યો હતો. સર્વશ્રેષ્ટી મેળા (સવરાં મંડપ) ઘડીયે વારે થતા નથી. જામ, જીવનનો અણમોલો લહાવો લઈ રહ્યા છે.

માં તો ભક્તિનો અવતાર છે. બાકી હું કયાં ! અને રઘુઉદ્દાલક અને પાંડવો કયાં ? આ તો મોરારની પ્રેરણા અને વડીલ શ્રીકૃષ્ણની કૃપા એટલે આ જે કાંઈ બનશે તે કરી છુટીશ, સાધુ–સંતોના ચરણની રજ તો કોઇ ભાગ્યવાનના દેશમાં જ પડે છે, આમા તો હું ભગવાનની મારા પર કૃપા થઇ એમ માનું છું. જામ રણમલજી બોલ્યા.

ખરી વાત છે જામ સાહેબ રામાયણમાં કહ્યું છે કે :–

"बिनु हरि कृपा मिलहो न संता"

રામભક્તે કહ્યું.

બીજે દિવસે અણદા ભગતની સેવા સ્વીકારી, રામ-ભગતનો દ્વારકાનો સંઘ જામનગરથી આગળ ચાલ્યો, દરેક ગામે એકાદ બે રોજ રોકાતો રોકાતો સંઘ એક માસે દ્વારકા પહોંચ્યો. ત્યાં દશ દિવસ રોકાઇ ધ્વજા ચઢાવી ગુગળીની જ્ઞાતિને જમાડી યોગ્ય દક્ષિણા વડે સંતોષી ભયો ભયો કહેવડાવ્યું.

શ્રી રણછોડરાયના દેવાલયે રામ ભગતના હૃદયમાં સ્થાન લીધું. તેને પોતાના ઠાકોરજી માટે આવું કાંઇક થાય

તો સારૂં આવી ઉર્મી સાથે ગોપી તલાવડી થઈ બેટ ગયા ત્યાં ચારેક દિવસો આનંદ કરી ધીરે ધીરે જામનગર તરફ પાછા વળ્યા.

સંઘ જામનગર આવ્યો ત્યારે મેળાના દિવસો પાસે ગણ્યા ગાંઠયા અવશેષ હતા છતાં માનવ સાગર રંગમતી અને નાગમતીના પટમાં પથરાયેલો હતો.

ભાણુ–શોભા મોરાર સાહેબ અને અણદા બાવાજીની વ્યવસ્થાશક્તિ ઠેર ઠેર જણાતી હતી. આજે આ મહંત, કાલે આ મહંત, આમ ક્રમવાર સામૈયાં થતાં હતાં.

વારાઇ, શેડકી (શેરખી) કમીઝડા, દુધરેજ, સુર્યદેવળ, ગરણી, દાણીધાર, વગેરે સ્થાનના સંત મહંતો, એકાદ અઠવાડીયું અગાઉ જ આવી ગયા હતા.

મેળાને આગળના દિવસે વાંકાનેર, વઢવાણ, મોરબી, સાયલા, વિગેરે સ્થાનનાં સંપ્રદાયિક ઝંડા સાથે મહંતો, નાગા, અખાડમલ્લો, ડેરા તંબુઓ, હાથી, ઉંટ, ઘોડાની પાયગાઓ, સાથે આવી ગયા.

જલારામજી, કાનડગીરીજી, અને મેકાવથી મહંતો સહુથી આગળ આવી સારથીઆ, રસોઇયા પર દેખભાળ રાખતા હતા.

રાજકોટના નિયત કરેલા ઉતારામાં રામ ભગત સંઘ સાથે આવી ઉતર્યા

છે. તમામ કંકોત્રીયો ખંભાળીયાથી જ લખાઈ છે. જામ-નગરના મારા કોઇ નોકરના હાથે આવું લખાયું હોત અને મારા જાણવામાં આવત તો તેનું માથું ધડ ઉપર સલામત ન હત એ નકી જ માનજો.

લાચાર છું કે આ કામ કોઈ સાધુનું છે, આમ કહી કંકોત્રી મોરાર સાહેબના હાથમા મુકી, તેણે વાંચી, ભાવ સમજી, જલારામજી વિગેરેને આપી, સહુએ વાંચી ખેદ જાહેર કર્યો અને હવે ગઇ ગુજરી ભૂલી જવા સલાહ આપી.

સંતો, મારે લોઢાના ચણા ખાવા છે, આપના નિમંત્રણની રીતે જ આવ્યો છુ. મારો ઠાકર પરનો વિશ્વાસ અડગ છે. માં પાસે માથુ હોડમાં મુકીને જ આવ્યો છું. માટે તો કદાચ ધણી ભેળે ન આવે અને મરવું પડે પડે તો ભાવના રહી જાય નહિ. માટે દ્વારકાનાથને જુહારતો આવ્યો. રામ ભગતે સંતોને કહ્યું.

રામ ભગત ! તમારા જેવા સાગર પેટાને આવાં વેણ શોભતાં નથી. કોઇ વાઇડું, તપલું લખી નાખે એને ગણી ગાઠે બંધાય ? તમોએ તો ઘણીવાર રામ કથામાં સાંભળ્યું હશે કેઃ—

ઘનો સહિ દુજ પરછિદ્ર પુરારા, ઘ દનિય જગ યશ સોઇ પાપા

મોરાર સાહેબે કહ્યું

✓મોરાર સાહેબ ! હું સાધુ નથી, કે મારે આવી ચોપાઇઓ ઉપર જીવનનો મદાર બાધવો પડે, હું તો

માલધારી છું. ગૃહસ્થાશ્રમી છું. સાધુ સંતોની મારી માં ગોલી છે, તેના પેટમાં આળોટયો છું સંત ચરણનો ગોલો છું. મારામાં છિદ્રો ઢાંકવાની તેવડ કેવાતી હોય? આ બધાં ય ગુણો આપ જેવા સાહેબોમાં શોભે રામ સાગરમાં ગાતાં ભજનીકોનાં ભજનો સાંભળી મોટો થયો છું કેઃ–

"મેરૂ ડગે જેનાં મનડાં ન ડગે, ભલે ભાંગી જાયે બ્રહ્માંડ" જ પણ મન ન ડગે એવા સંતો ગોતવા જવા પડે છે.

માફ કરજો, જામસાહેબ, જ્યાં સુધી લોઢાના ચણા જેવડા ટુકડાઓ મારી સામે નહિ આવે, તેને ચાવી હજમ ન કરી બતાવું ત્યાં સુધી મારે અન્ન કે જળ લેવાની રામ દુહાઈ છે. આ પ્રમાણે રામ ભગતે પોતાનો અડગ નિશ્ચય જાહેર કર્યો.

હં. હં, હં રામ! બાપ! સાગરપેટા થઈ આમ અકળાય છે શા માટે? રાણીમાંએ વાતો કરી ઠાકર રીઝવ્યા છે કે લોઢાના ચણા ચાવવા એ તો સાધારણ વાત છે. પણ એનાં સંતાન ધારે તો વિશ્વને વશ કરનાર કાળનો પણ કોળિયો કરે! મારા રામ! મોરાર સાહેબ બોલ્યા! મેં તો કાળને એક વર્ષ રોકયો એમાં મારી યોગની પ્રક્રિયા કે ગુરૂ કૃપા કારણભૂત હશે. પણ તારામાં તો માંનો પ્રતાપ છે. જેની મા ઠાકરથી સાથે વાતું કરે તેનાં બાળકો જેટલું ની પરાક્રમ બતાવે એટલું થોડું જ છે. માં સીતાના સંતાન લવ અને કુશે ભારત અને લંકાના વિજયી સૈન્યને એકલે

હાથે જીતી જગતને બતાવી આપ્યું કે માતાની ગોદમાં જ્ઞાન શાસ્ત્ર, વેદ, કે આચાર્યોના જ્ઞાનથી અનેકગણું ઉંચા હોય છે. હજાર ગુરૂ કરતાં એક માતા વધુ જ્ઞાન આપવા સમર્થ છે.

માં રાણીમાં આ યુગનાં અસાધારણ ભગવાનને રીઝવનાર અને સાક્ષાત વાતો કરનાર અમારી સોરઠી સંત-વેલડીની માતા છે. મોરાર સાહેબ આટલું બોલતાં ભાવા-વેશમાં આવી ગયા ત્યારે જામનગરના રાજા રણમલજી બોલ્યા.

મોરાર સાહેબ ! તમે સિદ્ધ ગુરૂ છો. આ રામભગત પણ માતાના પ્રતાપે સિદ્ધજ છે. એટલે તમો પરસ્પર સંત–શકિતને સમજો પણ આજે મેળામાં વાયુવેગે વાત ફેલાઈ જવા પામી છે કે–રાજકોટના ભકત શિરોમણી રાણીમાંના પુત્ર રામભગત લોઢાના ચણા ચાવવાની હઠ લઈ બેઠા છે. ભગવન જો કે આવી પરિક્ષા લેવાય તેમાં હું પણ રાજી નથી. પણ જ્યારે સ્વાભાવિક પ્રસંગ જ ઉભો થયો ત્યારે તો મારે ન છુટકે વિનંતિ કરવી પડશે કે હવે તો પ્રજા સામે સંત–સેવાના પ્રતાપને બતાવવા આ પ્રયોગ કરવોજ પડશે, નહિતર પ્રજા કહેશે કે જામે આવા વાતોડીયા સંતોને ભેળા કરવામાંજ ધન અને સમયનો વ્યય કરી રહયા છે.

જામ સાહેબ ! તમારી આજની અભિલાષા તમારા માટે લાભ કરતા નથી સમજ્યા ? અમૃત રોગ મટાડે, પારસ લોઢાને સોનું બનાવે, વેદવેત્તા જ્ઞાનની વાતો કરે, પતિવૃતા



ભક્તશ્રી રામબાપા

જય માં ! જો તેં ઠાકર રીઝવ્યા હોય, સંત, સેવાના પ્રતાપે તારામાં શકિત હોય તો માડી લોઢાને ચવાય તેવ અન્નરૂપમાં કરી દેજે. જય નકલંકનાથ, જય મોરલીવાળા.

થાળીમાંથી ટુકડાઓ ઉપડી ઉપડી મોઢામાં પેસવા લાગ્યા સહુ અનિમિષ નજરે જોઈ રહ્યા.

એક, બે, પાંચ, દશ, આમ કોળીયા ગણાતાં તમામ ટુકડાઓ ચવાઈ ગયા. ખાલી થાળ સામે મુકી "જય નકલંકનાથ" "જય મા" કહી રામ ભગતે તૃપ્તીનો ઓડકાર ખાધો. ઉપસ્થિત જનતા, જામ અને તમામ, ભકત, સંતોએ ધન્યવાદ આપ્યા. વિશ્વાસની પ્રશંસા કરી.

આખા ય મેળામાં રામ ભગતના આ પ્રસંગની વિવિધરંગે ચર્ચા થવા લાગી.

બે ચાર દિવસ જામનું આતિથ્ય સ્વીકારી સંઘ રાજકોટ આવ્યો.

સંઘ પહેલા જ લોઢાના ચણા ચાવવાની વાત રાજકોટ પહોંચી ગયેલ હોવાથી હજારો માનવીઓ યાત્રિકોના સ્વાગતાર્થે જગ્યામા ઉમટી આવ્યા. સહુને યથા-યોગ્ય પ્રસાદ આપવામાં આવ્યો.

રામ અને લખુભગત માંના ચરણમાં નમ્યા, ઠાકરને પગે લાગો બાપ, આ બધોયે એનો પ્રતાપ છે એથી પહેલા ધર્મશાળામાં પરેલા ઝુંડીયાને નમી આવો, લોઢાના ચણા આવા, કુડા કાળમાં રામ ચાવે અને પચાવે એ તેમની સેવા, આશિર્વાદ અને રજને પ્રતાપ હતો.

માં ! એક ઈચ્છા બાકી રહી જાય છે જો તમારી દયા હોય તો પુરી થાય તેમ છે રામભગતે માને અરજ કરી.

શું છે ? રામ ! આશાની વેલ કરમાતીજ નથી છતાં સારી આશા ઈચ્છવા જેવી છે માં બોલ્યાં.

માં, દ્વારકાધીશના દેવળનાં દરશન પછી આપણા ઠાકર માટે એવું ન કરી શકાય ? રામભગતે પૂછયું.

કરી શકાય, ભાઈ એ કોઇ ભારે વાત નથી પણ તું તિરથે જઈ મારા-તારાનો ભેદ ઠીક શીખી આવ્યો, રામભાઈ ઠાકર વ્યાપક છે, દ્વારકામાં કે જગન્નાથમાં અહીંયાં કે હિમાલયમાં જુદો નથી. પુજનારના ભાવે પ્રતિમાઓની આકૃતિઓ જુદી જુદી બનાવાય તે પુજાય છે અને પુજારીની ભાવનાનાં વેગ પ્રમાણે સ્થાન પ્રશંસાવાળું ઠરે છે. માંએ કહ્યું.

ગમે તેમ હેય ! પણ મોરલીવાળા માટે ઉપર દેવળ તો ચણાવવુંજ જોઈએ. હું ગોમતી કાઠે બેસી નીમ લઈ આવ્યો છું કે ત્યાર પછીજ દુધ ખાવું, ઘી લેવું અને પગમાં જોડા પહેરવા, પોતાનો નિશ્ચય રામભગતે માંને જણાવ્યો.

ઉતાવળ કરી માડી ! ઠાકરની મરજી જાણ્યા વગર આપણાથી આવી બાધાઓ લેવાય ! ઠીક બાપ ! રાત્રે રાજને પુછીશ, જો તેને દેવળમાં બેસવું હશે તો આ ફળીમાં ઉભેલા લીંબડાની દક્ષિણાદી ડાળ મીઠી બનાવી દેશે. ડાકોરમાં ત્યારેજ દેવળ ચણાયાં હતાં. કાલે સવારે પાન ચાખજે, મીઠાં લાગે તો ઠાકરનું નામ લઇ દેવળમાં જોઈતો માલ ભેળો કરવા લાગી જજે. માંએ કહ્યું.

બીજે દિવસે માની રજા મળી લીંબડાની ડાળી મીઠી થઈ. સહુ રાજી થયા રામભગતના હર્ષનો પાર ન રહ્યો.

રામ ! માંએ અવાજ કર્યો.

સાદ સાંભળી રામ ભગત આવી ઉભા રહ્યા. તેને જોઈ માં બોલ્યાં જો ભાઈ તને દેવળ ચણાવવાનો નાદ લાગ્યો છે, રાજને પણ ઉંચા મંદિરમાં બેસવાના કોડ જાગ્યા છે, એટલે મારાથી રોકાય તેમ નથી. પણ એક વાત કહી દેવી ઠીક લાગે છે. કે તારી માં અને તું આ દેવળ પુરૂં કરી શકશો નહિ સમજ્યો !

હા, માં, બરાબર સમજ્યો ! ભલે તે ન થાય. ભગવાન તો પુરૂં કરશે. અરે ! તે નહિ તો તેનાં સંતાનો પુરૂં કરશે મારે તો એકજ ભાવ છે કે, રાજકોટમાં દેવાલય જોઈએ, માં ! એક પણ ભગવાન ઉપર દેવાલય નથી. રામ ભગત બોલ્યા. ઠીક ભાઈ કર ત્યારે આરંભ ! માંએ આજ્ઞા આપી.

વિક્રમ સંવત. ૧૯૦૧ ના મકરના સૂર્યમાં સારે મુહુર્તે રામભગતના હાથથી દેવાલય માટે પૃથ્વી પુંજન થયું. ખાત મુહુર્તના દિવસે હજારો, સંત, સાધુ, અભ્યાગતોને અન્ન, વસ્ત્રો આપી પુજ્યાં. તેમના મંગળ આશિર્વાદે કાર્યનો આરંભ થયો. માંએ ઘણા સંતો, ભકતોને ભકિતના માર્ગો બતાવ્યા હતા.

પ્રાંગધ્રાના કાંતરોડી ગામે મેઘસ્વામીના સમર્થ શિષ્ય કેશવસ્વામીની જગ્યા આજે છે, કેશવસ્વામીનો દેહ ચારણનો

હતા તેઓ યોગી હતા. આજે તેમના સ્થાનમા ભજનની ગુફા તે વાતની સાક્ષી પુરે છે.

કેશવસ્વામી રાણીમાંની ગાયો ચારતા, અને અવકાશે સત્સંગ કરતા. આમ લાંબો સમય સુધી રહ્યા પછી તેઓ સાધક દશામાંથી સિદ્ધ ભાવને તે પ્રાપ્ત થતાં કાંતરોડી ગયા. અને ત્યાં સ્થિર થઈને રહ્યા-પણ માના સાથી તરીકે પોતાની જાતને મનાવતા અને તેના બદલા તરીકે જીવ્યા ત્યાં સુધી એ સમયના સાથીઓને મળતો મસારો રૂા. ૩૦ ત્રીસ ગણી મસારા પેટે દર વરસે ઠાકરને ઉંબરે રૂા. ૩૦ ત્રીસ મુકતા રહ્યા. અને પોતાની જાતને શ્રી રાણીમાના ઠાકરના ગોવાતી તરીકે ઓળખાવતા રહ્યા.

ત્યારના સંતો, મહાત્મા અને સાધુઓનાં જીવનનાં પ્રવાહો કેવા પ્રકારે રહેતા તેનાં ઉદાહરણમાંનુ આ એક ઉજળું ઉદાહરણ છે.

(૨)

હાલ ચોટીલામાં વીરજી ભગતની જગ્યા તરીકે ઓળખાતા સ્થાનના આદ્ય પુરૂષ વીરજી ભગત રાણીમાને પૂજ્ય માનતા હતા. અને શ્રી ઠાકોરજીને ધરેલાં દાતણો મ ગાવતા. જગ્યામાં અવાર નવાર રહેતા અને સંત સેવાની ભાવનાઓમાં ભરતી લાવતા. માંએ તેમને શ્રી ઠાકોરજીના પ્રસાદનાં દાતણ સાથે સિદ્ધિનુ દાન કર્યું હતું. તેમને સત સેવાના મહાતમો સમજાવ્યાં હતાં.

આ પ્રસંગ વીરજી ભગતના શિષ્ય ધારસી ભગત કહેતા, સંતો પણ કહેતા. આજના ચોટીલાના સ્થાનના અગ્રણ્ય સુખરામદાસજી કહે છે. તેમણે પોતાના ઘરમાંથી પરંપરાગત સાંભળી યાદ રાખેલ ઘટના તરીકે વર્ણવે છે.

આજના અહંભાવમાં પરસ્પર મળતા માપથી વધુ સન્માન ચાહનાર મહંતો, ભક્તો, ને આ સામાન્ય દેખાતા પ્રસંગ પરથી જાણવાનું મળશે કે, ભક્તિમાર્ગની ગમ નાનાં ભક્તો મોટેરાના પગ પાસે બેસી શીખતા.

ત્યારના સોરઠી સંતોનાં માન મેળવવાની અને માનને ટકાવી રાખવાની સાઠમારીની રમત રમાતી ન હતી. એમ જણાય છે સાયલાના મહાન ભક્તરાજ લાલજી મહારાજ રાણીમાંના પ્રતાપને માની તેમના આશ્રયે સાધના સાધી ગયા. કેશવસ્વામી ગાયોચારી મેળવી ગયા, બગથળાના મીકાભગત ભક્તિની તાલીમ લઈ ગયા, ચોટીલાના વીરજી ભગત દાતણ સાથે પ્રભુપ્રસાદ લઇ સિધ્ધીના સ્વરૂપોને જાણી સેવાના પ્રકારો સમજી ગયા, વીરપુર જલારામજી કે જેમની ત્યાગવૃતિમાં વીરૂબાઇનાં દાનો કરવા સુધી હૈયાની મહાનતા બતાવી ગયા તેઓ પણ રાજકોટ રાણીમાંના ઠાકરની ટેલ કરી ગયા, અને માંના આશિર્વાદો મેળવી ગયા અને ધણીની ભક્તિની ધારણાના પાઠો ભણી ગયા. ભોજલરામ માં ના ભાઇ હતા તેઓ અવારનવાર આવી ચાબખાઓ સંભળાવી જતા. ખરેખર આ રીતી સાચી છે, અપનાવવા યોગ્ય હોવાથી આપણાં સોરઠનાં તમામ ભક્ત મંડળે અપનાવી છે.

# " શ્રી રાણીમાંનો અંતીમ ઉપદેશ "

સંવત (૧૯૦૪) ઓગણીસો ચારના રામનવમીને દીવસે માંના શરીરમાં સહજ સહજ જ્વર (તાપ) આવ્યો, સાંજની આરતી કરવા રામભગતને બોલાવવામાં આવ્યા.

રામ બેટા ! ઠાકર તને સોંપાય છે. તારી માંથી બની તેટલી સેવા કરી હવે તો તું ઠાકરનો અને ઠાકર તારા, આમ કહી માં મંદિરમાંથી બહાર પધાર્યાં.

એકસો ત્રણ વર્ષનો વૃદ્ધ દેહ હજી પણ કડક હતો તેમાં કરચલીઓનાં ઉંઠા સળ પડયા ન હતા. આંખનું તેજ તેવુ ને તેવુંજ હતું, દાત અને કાનમાં અંશ પણ રોગ ન હતો છતાં વૃદ્ધ હતાં તેટલા પૂરતી અશકિત જરૂર હતી. જાજવલ્યમાન છતાં એકાદ સૈકાના સમયનું અતિક્રમણ કરતાં થાક જણાતો હતો. ધીમી ગતિએ સૂર્યાસ્ત પછી ઓરડામાં પધાર્યા.

વહુવારૂઓ આવી હાથપગ ચાંપવા લાગી. છોકરાઓ એક પછી એક આવી દૂર ઉભા રહયા.

ભગવાનને મારી સામે લાવો માએ કહ્યું. 'રામભગતના દીકરા ભગવાનને લાવવામાં આવ્યા. માએ તેના પર હાથ મુકી કહ્યુઃ બાપ ! તારા બાપની ઇચ્છા તુંજ પુરી કરજે, ઠાકર તારા હાથે દેવળમાં બિરાજશે. મારો ભોળીયો રામ એ લેવા નહિ હોય

માં, કુટું ભંખાય છે. તમારા તો અમારે આશિર્વાદ લેવાના છે ભગવાન કાંઇ કરે એમાં મારે શું ? રામભગતનાં ભંડારીએ અંગુઠો આંખે અડાડી કહ્યું.

વહુ શું કરૂ ! ભાવી મને તેમજ કહે છે. હું કોઇને શ્રાપ આપતી જ નથી. મારે તો બધાય રામ છે. મેં મારા તારાના ભેદને સેવ્યા નથી. કંગાલનાં છોકરાંઓ હોય, કે તવંગરનાં હોય, રામનાં હોય કે રાજાનાં હોય, તમારી સાસુને મન હંમેશાં સરખાજ રહ્યા છે, સરખી નજરે જોવાયા છે. મારા-તારાનો ભેદ-ભાવ ભૂલથીયે રહ્યો હોય તો ઠાકર મારૂં મોત બગાડજે.

માંની ભાવનાંનાં તેજ ઓરડામાં પથરાઇ ગયાં. રાત્રિ ભોજનથી પરવારી સહુ માં પાસે આવી બેઠા.

માં ! રામ ભગત બોલ્યા, આપના શરીરે કેમ છે ? માં બોલ્યા, આમાં ફેરફાર થયો નથી અને થવાનો નથી. ભગવાન, રામકૃષ્ણ અવતારી થતાં તેમને પણ આ નિયમ પ્રમાણે રહેવું પડયું. અને જવું પડયું. તો પછી તારી માં કોણ માત્ર ! ભાઈ એકાદશીની સવારે મારી મહાયાત્રા થશે. તમો સહુ સંપી એક મનના બની ઠાકરના ઘરની ટેલ કરજો. સાધુ, સંત કે જે ભગવાનનું હરતું ફરતું સ્વરૂપ છે તેને પુજજો. તેને જમાડી તેનો પ્રસાદ જમજો, તેમાં તમારા બંને લોક સુધરશે. કીર્તિ અને મોક્ષ મળશે. તમારો પરિવાર જે દિવશે આ ધર્મ ભૂલશે તે દિવસથી તમારો સમય બદલી જશે. લોકમાન્યતા ખૂટી જશે. તમો

લોક સાથે લોકરૂપે બની તેના પ્રવાહમાં ભળી ગયા હશો, તમારી વિશેષતાઓ જણાતી બંધ થઈ હશે. માં શ્વાસ લઇ ફરી બોલ્યાં.

પૂછો ! મને પૂછવું હોય તે ! આજેજ અત્યારે પૂછી લો કાલે મારે કોઇ સાથે કાંઇ બોલવું નથી. દશમીની રાતભર ભજનો કરાવજો. સંત અભ્યાગતોને જમાડજો. અને મારો દેહ રાજસાહેબને વચન અપાયું છે તે પ્રમાણે, ગુરૂ, ગુરૂમાતા, બાપુની ગોદમાં કેરાળે સમાધિસ્થ કરજો.

જગ્યાનાં તમામ માનવીઓ માંની વિદાયની વાત સાંભળી રડી પડયાં. માંએ તે તરફ સહેજ ઉપેક્ષાવૃત્તિ દાખવી નામ–સ્મરણ કરતાં નેત્રો ફેરવી લીધાં.

માં ! મને કાંઇ કહેવું છે ? રામ ભગત ગળગળા અવાજે બોલ્યા.

માંએ તે તરફ નેત્રો માંડયાં, અને ગંભીર અવાજે બોલ્યાં, રામ ! મારા કહેવાનું બધુંયે મારૂં જીવન કહેશે. તમારામાં શિખવાની શક્તિ હોય તો તેમાંથી શીખી લેજો તારી માં પુરાં સો વરસ જીવી ને ત્રણ વરસ ઉપર ચડાવી જાય છે. ગેબીનાથના આશીર્વાદે જન્મી, સંત સેવા કરતી જીવી ગૃહસ્થ ધર્મી ખરી પણ સ્વપ્ન જેમ. તમો વ્યવહારૂ ભાવને બહુજ ઓછું સ્થાન આપી સેવામય જીવન જીવજો.

આપણાં મહાપુરૂષોએ વર્ણાશ્રમ ધર્મની સ્થાપના બહુજ સમજપૂર્વક કરી છે, પણ એથી વધુ સમજ અને સાવધાનીથી સંતપુરૂષોએ સાધુ જીવનની પ્રણાલિકા બાંધી છે.

વર્ણાશ્રમ ધર્મમાં કામબળે સિથિલતા આવી જાય છે ત્યારે આપદ ધર્મના નામે તેઓ બચાવ કરી લેવાય છે તેવો અપવાદ સાધુ જીવન માટે નથી. સાધુ જીવન તેલધાર પેઠે એક સરખું જરાપણ સીથિલતા વગરનું જોઇએ. (આ બંને જીવનોથી) ભગત જીવન સાવ નિરાળુ છે. તે બંનેથી શ્રેષ્ઠ છે. ભગત જીવન ઉંચુ એટલા માટે નથી કહેતી કે આપણે એ સંજ્ઞાથી ઓળખાઇએ છીએ માટે, વાસ્તવિક જ ભગત જીવન ઉંચું છે.

માં, ભક્ત જીવન, વર્ણવ્યવસ્થા અને સાધુ જીવનથી ઉંચુ કેમ? તે કૃપા કરી સમઝાવશો? રામ ભગતે કહ્યું.

હા માં, આજની રાત જે કહેશો તે કહીશ. આજ મારા રામનો જન્મ દિવસ છે. આજ મારી જીવન સંગાથી રામાયણનો ઉત્પતિ દિવસ છે, આજ મારી આંખ અહીંયાં છતાં સરયુના ઘાટ ઉપર મંડાઇ છે. આજ મર્યાદા પાળનાર ભગવાન "શ્રી રામ" પૃથ્વી પર અવતર્યા, રમણ કર્યું અને આતતાયીઓને મારી, અવધને રાંક, રાજા, પાળી ધર્મીના ભેદ વગર તારી, સાથે લઇ ગયા તે રૂડો અવસર છે. સાંભળ રામ! ધ્યાનથી સાંભળ! આજ તો મરતાં મરતાં મૃદાલશા થવા દે, તું ભલે અલર્ક થા કે ન થા પણ હું તો કહેવાનીજ કે—

શુધ્ધોઽસિ, બુધ્ધોઽસિ, निरंजनोऽसि,
संसार माया परि वर्जितोऽसि.

થોડી વાર મૌનનું સામ્રાજ્ય વ્યાપી ગયું. સહુના કંઠ રૂંધાયેલા હતા. ધીમાં ધીમાં ડુસકાંઓના અવાજ વગર

આખાય ઓરડામાં પરમ શાન્તિ પ્રસરી હતી ઘીના જ્યોતિના અજવાળાં સાત્વિકતામાં ઉમેરો કરી રહયાં હતા

સહેજ પાસું બદલી, કરવટથી માથું અદ્ધર રાખી મા બોલ્યાં–તારા પ્રશ્નનો જવાબ આપું છું મારા રામ! અવાજથી આખોય ઓરડો ગાજી ઉઠયો. તેના પ્રતિધ્વનીથી પુનિત ભાવો સહુના હૈયામા સતેજ થયા

રામ! બ્રાહ્મણ જીવન તપ બળે અન્ય આશ્રમો ઉપર પોતાના તેજ પાથરતા પુજ્ય બની રહે છે ત્યારે ક્ષત્રિયજીવન મર્યાદા વચ્ચે રહી બ્રાહ્મણ જીવનની ઉચ્ચતા સ્વીકારતુ પોતાના તેજમાં તપતુ વિશ્વ રક્ષાના નામે વદાય છે વૈશ્ય અને શુદ્રોનુ જીવન સમય પ્રમાણે પુજ્ય, અપુજ્ય, ભાવોમા બદલતું રહે છે. એટલે કે બ્રાહ્મણ જીવનમાથી તપ, તેજ ઓસરે તો તે બીજા આશ્રમોને આવરી તેના પર પ્રભુતા સાચવી શકતું નથી. ક્ષત્રિય જીવનની પણ ઠીક એજ સ્થિતિ છે. તેનામા સ્વસુખવૃત્તિની માત્રા વધે છે ત્યારે તે પણ નિંદાય છે. ત્યારે સાધુ જીવન એ ચારેમાથી થાકેલા અપૂર્ણતા જણાતા, પૂર્ણતાની શોધમા નિકળેલ માનવીઓનુ જીવન છે. એણે તો ચારે વર્ણો અને આશ્રમોના ધર્મો જાણતા છતા તેનો પક્ષપાત ભુલવો પડે છે

જો સાધુ જીવન જુના અનુભવ પાછળ આકર્ષાઇ જાય તો તે સાધુ જીવન મટે છે. તેની મહેનત છુટી પડે છે, તે માત્ર વેશમાજ સમાઇ રહે છે. એટલે એ જીવન પણ નિર્વિવાદ જીવનની વાત. ભકત જીવનમા વર્ણ કે આશ્રમના પરિવર્તનની

શ્રેષ્ટ ઠરતું નથી. સાથે સાધુ જીવનના પાયા ત્યાગની ભૂમિકાપર ચણાવા જોઇએ. જેટલા પ્રમાણમાં ત્યાગની ભાવના ઓછી તેટલું તે જીવન ખોટું ઠરે છે. હવે આવી ભકતને જરૂર રહેતી નથી. બેશક તેમાં ત્યાગની જરૂર તો છેજ. પણ તે મર્યાદીત હોય, તો પણ જીવનનો રંગ બગાડતો નથી. ભકત જીવન સેવા પરાયણ જોઈએ. તેમાં જેટલો અભેદભાવ ભરાય તેટલું તે ઉજળું બને છે, ભકત જીવન દેશકાળ પ્રમાણે રચાય છે. કોઇ અવસરે માળા ફેરવે, તિર્થો કરે, કે ભગવાન નામનાં ગીતો નૃત્ય સાથે ગાય કે, કથાવાર્તા કરે, અથવા સાંભળે, તે ભકતો કહેવાય છે. કોઇ સમયે ભગવાનમાં પરમ પ્રેમ રાખવો તેને ભક્તિ કહે છે, અને આવો પ્રેમ રાખનાર તે ભકત ગણાય છે.

ભજનો બનાવવા ને રામસાગરમાં ગાવાં તેને કોઇ ભક્તો કહે છે, દાસીજીવણ, ભાણ સાહેબના સંતો, વિગેરેનો તેમાં સમાસ થાય છે. કોઇ સમય બહુ ચમત્કાર બતાવે, તેને મહાભક્તો કહી ઓળખાવે છે. જેમાં આપો, જાદરો, દાનો, વિહળ, રત્નો વિગેરેનો સમાસ થાય છે.

ત્યારે એક વર્ગ એવો છે કે ન તો ચમત્કાર બતાવે કે ન ભજનો ગાય કે બતાવે. ન કોઇ સંપ્રદાયિક ચિન્હો રાખે, ન કથા વાર્તા કહે, ન કહેવડાવે છતાં તે ભક્ત છે, તે માત્ર વિશ્વાસુ રહે. સંત અભ્યાગતોને દેવ માની તેને અન્ન, વસ્ત્રો, આસન અને સ્થાન આપી સેવે, તેથી ઉપજતા દુઃખોને સહન કરે અને તેમાં આનંદ માને. તે માળા કે

નામ-સ્મરણ પર બહુજ ઓછો ભાર મુકે જીવનનો મદાર કેવળ સેવાધર્મ પરજ મુકે. મારી સમજ પ્રમાણે એ જીવન વિશુદ્ધ ભક્ત જીવન છે. કારણ કે ભક્ત શબ્દનો સેવક એ પણ એક અર્થ થાય છે. અને તે સાચો છે. આવા સેવકને શાસ્ત્રોમાં કથાયેલી વિધિ-નિષેધની વાડ નડતી નથી. તે વ્યવહારમા લગભગ નિરબંધ રહી શકે છે આ જીવન આપણા જેવા માલધારી સમાજ માટે ઉત્તમ છે. સહેલાઈથી આવરી શકાય તેવું છે. મેં આવરી અનુભવ્યું છે માટલું બોલતાં સહજ થાક જેવું માને જણાવા લાગ્યું. વહુઓ આમાથી કોઈક મને ચરણામૃત આપજો.

વહુઓ દોડી, લખુ ભગતે મા માટે ચરણામૃત લાવી આપ્યું. વહુઓએ પાયું. થોડીવાર ઓરડામાં ફરીથી નિરવતા પ્રસરી ગઈ.

માં, એક વાત માત્ર મનમાં અવઘોળાયા કરે છે તેનો સાચો જવાબ તમારા વગર અન્ય કોઈ આપી શકે તેમ નથી. જો કે વધુ બોલવાના પ્રસંગો ઉભા કરી અમે આપને શ્રમ આપીએ છીયે છતાં પૂછ્યા વગર રહી શકાય નથી. કારણ કાલે અમો કોને પૂછી જાણકારી [illegible] અમારૂં તો કલ્પવૃક્ષ હવે વૈકુંઠમાં જાય છે. અમ[illegible] ભાગ્યમાં આવડું સુખ ક્યાંથી સમાય! આ[illegible] રામ ભગતના ગળામાં ડુમો ભરાઈ આવ્યો તે [illegible]

રામ! ગાંડો થાય છે. આ લોકનાં [illegible] સુખ-દુઃખના કારણો છે? મારા દીકરા! [illegible]

માનવીની ભ્રાંતિ છે. નવાં-જુનાં વસ્ત્રો જેમ દેહ-દેહીની સ્થિતિ છે. જો આવવું-જવું નક્કીજ છે તો એ દષ્ટિએ પણ ખેદ કરવો નકામો છે. સહુએ રામ રાખે તેમ રહેવાનું અથવા.

कर्म प्रधान विश्व करि राखा, गसजो करहि सो तस फल चाखा

જો તારા બાપુ ગયા, મોટા બાપુ ગયા, બાપુ કાકા ગયા, ઘેલારામ દાદા ગયા. આ બધા ય પછી મારે જવું જ જોઈએ ને ? અહં.... બોલ, ભાઇ, શું પૂછવું છે તે કહે....

દાદાજી અન્ય ઠેકાણે સારાસારા મહાત્માઓ, ભક્તો અને ચમત્કારી, પુરૂષો હોવા છતાં ગરણી દેહા બાપાના વંશજ પાસે કંઠી બંધાવવા શા માટે ગયા હશે ? એ સમજમાં આવતું નથી. તે જણાવવા કૃપા કરશો ? રામ ભગતે પૂછયું.

એમ સાંભળી માં હસી પડયાં, પ્રથમ ટુંકો જવાબ તો, તેમની શ્રદ્ધા, ત્યાં ચોટી અન્ય મહાત્માઓમાં ન ચોંટી એટલે કે —

जाहि नाहि सन मन रम्यो, ताहि ताहि सन काम

બીજું મહાત્મા શ્રી દેહા ભગત માલધારીની જાતિના હતા. તેમનું જન્મ ગામ જસદણ પાસે કનેસરા ગામ હતું તે સાખે મેતા આહીર હતા. તેમના પિતા કનકેશ્વર નામે કનેસરા પાસેના મહાદેવના ભક્ત હતા. તેમની કૃપાથી દેહા ભગતનો જન્મ થયો.

કહેવાય છે કે પાંચ વર્ષની ઉંમરે માતા, પિતા પરલોકવાસી થતાં દેહો બાલક પોતાના કાકાની દીકરી બેન

કે જે ગરણી પાસેના હાલે ઉજડ દેખાતાં વરજાતિરથ નામે ગામમાં રહેતાં હતાં, ત્યાં તે તેડી ગયાં, ત્યાં બાર, ચૌદ, વર્ષની ઉંમરના થતાં સુધી રહ્યા. એકવાર કોઈ કાઠી શિકારીઓએ દેહા મેતાના ખેતર પાસે શિકાર કર્યો. એક, બે, ત્રણ, આમ ચારેક હરણાં વિંધ્યા, દેહાનો વિશુદ્ધ આત્મા કળકળી ઉઠયો.

બાળકપણાનું ભાન ભુલી માત્ર પરોણો પાસે હતો તે લઈ શિકારી પર તુટી પડયા, ભગવાન છાબડે આવતાં શિકારીઓથી આ બાળક સામે ટકકર લેવાઈ નહિ, તે નાઠા દયાથી ભીના હૈયાવાળો દેહો હરણાંના શબ પર રોયો. ખરા હૃદયથી આંસુ પાડયાં. ભગવાને તેનો ખરો આર્તનાદ સાંભળ્યો અને ચારે હરણાં જીવી ઉઠીને નાસી ગયાં. આ બનાવ ભાત દેવા આવનાર તેની બહેને જોયો. દેહાનો વિશ્વાસ દૃઢ થયો. અનેક સમજાવટ છતાં તે ઘર મુકી શ્રી હરિ દર્શનની આશાએ ધ્રુવની પેઠે ચાલી નીકળ્યા.

કોઇ જમાત સાથે મારવાડના કિનારા પરના મહાત્મા કુબાજીના સ્થાને ગયા. ત્યાં ચેતનદાસજી નામના મહંત પાસેથી સંવત ૧૭૧૨માં શ્રી વૈષ્ણવી દીક્ષા લીધી. તેનું નામ દયાળદાસ પાડવામાં આવ્યું. દયાળ યુવાન થતાં જમાત ફેરવવા, તિર્થાનટ કરવા નીકળ્યાં. દ્વારિકા જતાં વતન યાદ આવ્યું. તે વરજાતિરથ પાસે જયાં હાલ ગરણી ગામ છે ત્યાં વન હોવાથી બાર વર્ષ માટે તપ તપવા

બેઠા, જમાત રવાના કરી માત્ર ધર્મદાસ નામે એક જ શિષ્ય સાથે રહ્યો.

ત્યાં જ પછી જીવનભર ટકી રહ્યા. સમય આવતાં દેહ મુકી સમાધિસ્થ થતાં તેમના શિષ્યે ગુરૂસ્થાન આબાદ કરી વૈષ્ણવતાનો પ્રચાર કર્યો, તેમણે ગૃહસ્થાશ્રમ ધર્મ સ્વીકાર્યો. તેમના પુત્ર વીઠ્ઠળદાસજી નામે થયા પણ તે સાક્ષાત દેહા બાપાનો જ અવતાર હતા. આવા ગૃહસ્થાશ્રમી ગુરૂ વધુ વિશ્વાસ બેસાડશે એ આશાએ મોટા બાપુએ ત્યાં જવાનું પસંદ કર્યું. આજે તેની શાખના સંતો દેહાણી સંતોથી ઓળખાય છે. આમ કહી બોલ્યા કે સમય વધુ ગયો છે સહુ સહુને સ્થાને જાઓ. મને બોલાવશો નહિ. હવે તો તમામ સમય એક ચિત્ત રહી વિતાવવા ઇચ્છા છે.

માંની આજ્ઞા થતાં સહુ ઉઠી સહુનાં સ્થાને ગયાં. માત્ર વહુઓ જ બાકી રહી. તેને બહુ કહેતાં છતાં ત્યાં જ બેસી રહેતાં માંએ તેને પણ સ્ત્રી ધર્મનો સુંદર બોધ આપતાં કહ્યું.

મારી દીકરીઓ! તમારા ખોળા ખુંદીને જ આ જગ્યાના સાચવનારે મોટા થવાનું છે. માટે તમે સહુ મારા જીવનનો અભ્યાસ કરજો, અને તેવા થવા મથજો. ઠાકર તમારૂં સૌભાગ્ય અખંડ રાખશે. ટુકડો દેશો તો નામના રહેશે, વધશે, અને લોકો તમારે પગે પડશે. ગેબના ગોળા કોઈક વખત ખાલી જાય છે, પણ અન્નના ગોળાના ઘા ખાલી જતા જ નથી. ગેબના ગોળાનો અવાજ એકાદ બે

ગાઉ સુધી સંભળાતો હશે, પણ અન્નના ગોળાનો જયનાદ બ્રહ્માંડને ચીરી વૈકુંઠ સુધી સંભળાય છે એ નામે ધણી જાગે છે અને વહાર કરવા આવે છે. આટલું બોલતાં માં અટકી ગયાં, આંખો બંધ થઇ ગઇ, માત્ર હોઠ જ સહજ સહજ હાલતા જણાવા લાગ્યા.

દશમી એમને એમ શાંતિથી પસાર થઈ, રાજકોટનાં નાગરિકોને માંના મહા પ્રસ્થાનના ખબર પડતાં હજારોની સંખ્યામાં અંતિમ દરશનની આશાએ આવવા લાગ્યાં, પણ તેમની અંતિમ શાંતિનો ભંગ ન થાય એ ભાવનાએ કોઇને ઓરડામાં જવા દીધાં નહિ, દશમીની રાત્રિએ ભજન, કિર્તનો થયાં, સંત, અભ્યાગતો જમ્યાં, રાજ્ય તરફથી ગાયોને સેંકડો મણ કપાસીયા નાખવામાં આવ્યાં. અન્નની ઠેર ઠેર કડાઓ ચડી ગઇ, પાદરમાં નિરણનાં ગંજેગંજ ખડકાઈ ગયા.

મંદિરે મંદિરે દીપમાળાઓ, ભજનો અને કિર્તનો થવા લાગ્યાં. આમજનતા આંસું સારતી દરવાજા પાસે આખી રાત્રિ ભગવાન નામની ધ્વનિ કરતી બેસી રહી. શ્રીમંતોએ દ્રવ્યદાન કરી પોતાની સેવા નોંધાવી.

છેવટે એકાદશીની ઉષા પ્રગટી, માંએ સહજ આંખ ખોલી. આવુ છું મારા રાજ, આવું છું. રસિયા બહુ રસસ્વાદ લેવડાવ્યો. મારા જીવન! દાશી આવે છે, આમ મંદ સ્વરે બોલ્યા. રામ ભગતે માંના મુખમાં ચરણામૃત મુકયું.

"રામ! બાપ! એકલા ઠાકરના ચરણનું જળ નહિ

બેટા ! સંત ચરણ ધોઇ જળ લાવ. જા, વેળા થઈ રહી
જલ્દી કર જોજે હો ! ચરણ ધોવામાં ભેદ રાખીશમા ! સ
વેશ ધારણ કરનાર મારે મન સંત છે. મારે કરણી સં
નિસ્બત નથી. જીવનભર નથી રાખી તો આજે આખ
શા માટે રાખવી ?

રામ ભગતે તમામ સંતોનાં ચરણો ધોયાં અંતર
મિશ્રિત જલ લાવી કહ્યું. માં જલ !

હા ! બાપ ! લાવ ! આ મૃત્યુલોકનું અમૃત લાવ
વાહ ! શી અમર ઔષધિ છે, શી શાન્તી આપનાર મ
વસ્તુ છે !/આ સાગરમાં અમીથી કરોડગણું ઉત્તમ અમૃ
છે. સંતો ક્ષમા કરજો મેં તમોને દુભવ્યા હોય તો. રામ
મારૂં અધુરું કામ પુરૂં કરજે બાપ !

રામભગતે કાન સરવા કર્યાં, શું મા ? બાપ સં
સેવા કરજે, જોજે માનના પ્રવાહમાં તણાતો નહિ. ગાદી થા
તો તહીં મહંતીનાં મંડાણ કરી નર્કના માર્ગો મોકળા કરત
નહિ ! બાપ ! ભૂલીશમાં ! જય ઠાકર.... જય મારારાજ...

આમ કહેતાં માંનો શ્વાસ નીચે બેસવા લાગ્યો, રામ
ભગતે લખુભગતને બોલાવીને આખરનાં આસન વળાવ્ય
"સોરઠનાં શણગાર" સમી માં જતાં બંન્ને ભાઇઓની આંખો
માંથી આંસુઓ વહી નીકળ્યાં, શંખ ને ઝાલરનો અવાજ થયે

આકાશમાં એકાદશી તિથીમાં સૂર્ય મહારાજે કે
કહાડી, મંદિરોમાં ઝાલરો વાગવા માંડી અને માંએ...
[illegible]

વાજતે ગાજતે ડોળી મધ્યાન્હ થતાં પહેલાં જગ્યામાંથી બહાર કાઢવામાં આવી. રાજ તરફથી ઉચિત સન્માન દર્શક પ્રકારો કરવામાં આવ્યા. તમામ બજાર બંધ રહી. નાગરિકો અંતિમ દરશન કરવા રસ્તાની બંન્ને બાજુએ શોકમગ્ર ભાવે ઉભા રહી પુષ્પમાળાઓથી માંના દેહને સત્કારવા લાગ્યાં.

માંની આશા પ્રમાણે તેમના દેહને કેરાળા લઇ જવામાં આવ્યો. ત્યારના વાંકાનેરના રાજકર્તા રાજ ચંદ્રસિંહજી જાતે કેરાળા આવી માનાં આખરી દર્શન કરી ઉપસ્થિત ભિક્ષુકોને દાનથી સંતોષ્યા.

ત્યાં બગથળાવાળા મીઠા ભગતને સમાધિ આપવામાં આવેલ હતી અને ત્યાર પછીના રાણીમા તથા તેમના વંશજોના તમામ ચેલાઓને બગથળાથી કેરાળા સમાધિ સ્થાનમા સમાધિ આપવામા આવેલ છે.

ગુરૂ, ગુરૂ માતા–પિતાની, ગોદમા માંના દેહને સમાધિ આપવામા આવી. તિર્થ ભોજન કરી સમાજ ચોથે દિવસે રાજકોટ આવ્યા.

માં પછી છ વર્ષે એટલે વિક્રમ સંવત ૧૯૧૦ની સાલમાં રામભગત પણ સમાધિસ્થ થયા ને પછી માત્ર છજ માસે તેમના નાના ભાઈ લખુભગત પણ નિર્વાણ પામ્યા. જગ્યાનો વહીવટ અને દેવાલયના બાધકામની દેખભાળ રાખવાનો બોજો રામભગતના પુત્ર ભગવાનભગત પર આવી પડયો. તેમણે આ કામ કુશળતાથી પાર ઉતાર્યુ

# શ્રી રૂડીમા તથા રાણીમાંનો પરિવાર

જામનગરનાં .જામ રણમલસિંહજીનાં સર્વપરી મંડપના પ્રસંગમાં શ્રી રાણીમાના દીકરા રામભગતના સંબંધમાં આપણે વાંચી ગયા. તેઓએ મહેણું મારનારનાં મોં બંધ કરવા લોઢાના ચણા જામ અને તેના પુજ્ય મોરાર સાહેબ અને તમામ સંત મહંતો સામે ચાવી જગતને ખાત્રી કરાવી કે પ્રકૃતિના નિયામક નારાયણને વશ કરનાર ભકતજનો પ્રકૃતિના કોઇપણ નિયમનું સહજમાં ઉલંઘન કરી શકે છે.

માંને બીજા દીકરા હતા, તેમનું નામ લખુભગત હતું. તેમના સંતાનમાં હીરબાઈ નામે દીકરી હતાં, પુત્રો ન હતાં. તેમનામાં એટલી હદ સુધી પ્રેમની મસ્તી અને સંત સેવાની ભાવના ભરી હતી કે તેમને પુત્ર વગરનો સંસાર આશીર્વાદરૂપ જણાતો હતો. તેઓ માંને વારંવા કહેતા કે માં તેં મારા પર ખુબ જ દયા કરી કે જગતની ભારીમાં ભારી ઉપાધી નાખી નહિ. બાળકોની ગોવાળીમા પડી ગયો હોત તો આ ગોવાળની ગાયો ચારવાને આટલો સમય મળત નહિ. માતા પુત્રની ભાવના જોઇ રાજ થતાં હતાં. કયારેક અરજણ ભગત મારા લખુને સંતા નથી. આમ કહી સહજ દુઃખ ગાતા ત્યારે જવાબ મળત કે ભગત–

होई हि असवो राम स्वीराखा, को फरि तर्क वढमही शाख

આ રામાયણનાં સત વચનો છે. દેવળવાળાને દીકરા દેવા એ દુર્લભ વાત નથી, પણ ઇ જે કરતા હશે તે સમજીને જ કરતા હશે.

રામ ભગતને ત્યાં માંની હયાતીમાં જ પુત્ર સાંપડયો હતો. તેનું નામ માંએ જ ભગવાન પાડયું હતું. ભગવાન ભગત વયમાં આવતાં ખરેખર ભગવાનના પરમ ભકત થયા. દાદીમાના દીલના ભાવની સુરતિ જ જાણે ન હોય તેવી રહેણી, કરણી, બની રહી. તેમની નાની ઉમરમાં જ રામ ભગત અને માં નિર્વાણ પામ્યાં હોવાથી જગ્યાની ધર્મની ધજાને સંભાળવી, અને આવે તે સેવકોને સાચવવા, આ કામ માટે શોભલાથી નારાયણ ભગતના નાનાભાઇ સુજી ભગતને બોલાવી રાજકોટ રાખવામાં આવ્યા હતા.

## " ભગવાન ભગત "

ભગવાન ભગતનું આખુંય જીવન સુજી બાપાની હયાતીમાં પુરૂં થયું હોવાથી અને તેઓ મોટે ભાગે બગથળા રહેતા તેમનો દેહ પણ બગથળાજ પડી ગયો.

ભગવાનબાપાના પરમધામ પધારવાના ખબર આત્મબળ અને ભકિત-સિધ્ધિથી કેરાળામાં હીરબાઇમાને ખબર પડી ગયા. કેરાળાનાં ત્યારના સ્થાન સંચાલક માલા ભગતને હીરાબાઇમાએ કહ્યું માલા ભગત! મારો ઘોડો તૈયાર કરો.

મા! અત્યારે કયાં જવું છે? રાત તો ઘણી બાકી

છે ? માલા ભગતે પુછ્યું.

બાપ ! ભગવાન, બગથળાથી કેરાળા સમાધિમાં બેસવા આવે છે. તેના સામૈયાની તૈયારી કરવી જોઇએ ને ! રાણીમાના પૌત્રો એમને એમ આવે એમાં આપણી શોભા શી ? હીરબાઇ બોલ્યા.

હેં ! શું ? ભગવાન ભગત સમાધિમાં બેસી ગયા ? માલા ભગતે પૂછ્યું.

હા ભાઇ ! હજુ શંખ નગારા વાગે છે ! જા ! ઘોડા તૈયાર કર ! બાપ ! મારે તેના સામે પૂગાય તો બગથળામાં જાવું છે ! મારો ભગવાન મળ્યા વિના જાય છે. રાજકોટની જગ્યા અને બગથળા માટે કાંઇક તો પૂછી લઉં.

અરે બાઇ ! હર હર કરો આજના યુગમાં આવી વાતો શોભતી નથી, ભગતે કહ્યું.

બાપ ! આપણે રાણીમાંના ઘરના કળોયા કહેવાય, આટલીયે કમાણી ન હોય તો આ ઘરમાં રહ્યાનું મહાતમ શું ? મારા વીરા. સાધુ, સંતોને પરમેશ્વર માનનાર તેની ચરણરજમાં આળોટનારના ઘરમાં અષ્ટમા સિદ્ધિઓ અને નવે નિદ્ધિઓ દાસીઓ થઇને હાજર રહે છે. બાપ આ તો સિદ્ધોના બેસણાં ગણાય ! તને અહીં બેઠાં વાત જણાવી એમાં નવાઈ લાગે છે ! સુઢી વગરનાં માનવીઓ ન માને ઇ બનવા જોગ છે, પણ તું તો રૂડીમાનો કળોયો છે.

આટલી વાતચીત કરે છે ત્યાં ઘોડે હાવળ નાખી, હીરબાઇ માં ઉઠયા અને ઘોડા પાસે આવ્યા.

હીરબાઇ લખુ ભગતની દીકરી હતાં. તેઓ જીવનભર બ્રહ્મચારીણી રહ્યા હતાં. ઘોડે બેસતાં અને આદમીના કપડાં પહેરતા તેની જીભે ઠાકર હતા. તે બોલે એમ થતું. હીરબાઇ ભકિતનો અવતાર, સેવાના મુરતિ હોવા છતાં, શકિત સ્વરૂપા હતાં તેમના રૂપ રૂડાં હતાં, એક તો માલધારીનાં લોહી અને બ્રહ્મચર્યનો પ્રતાપ, સાથે ભકિત, વિશ્વાસના તેજ ભળેલા કોઈની તાકાત ન હતી કે હીરબાઇ સામે ઉંચી આંખ કરી જોઈ શકે, હીરબાઇ ત્યારના તમામ સંત મંડળમાં બીજી રાણીબાઇ મનાતા. સેવકો તેમના નામે પ્રાણ પાથરતાં, તેઓ કેરાળા, બગથળા અને રાજકોટમાં રહેતા.

ભગવાન ભગતના પરમપદ સમાયાના સમાચાર બગથળામા ફેલાતા રાત્રે તમામ સેવક, સમાજ અને ગામલોકો જગ્યામા અર્ધરાત્રીએ આવી પહોંચ્યા. વિમાન બનાવવામાં આવ્યું તેમાં ભગવાન ભગતનાં સ્થુળ દેહને પધરાવી મારાજ (સૂર્ય) ઉગતા પહેલાં, રામનામની ધુન, ધુપ, ઝાલર, શંખ, નગારા અને ભજન મંડળીઓના ઝણકાર વચ્ચે વિમાન જગ્યા બારણે નીકળ્યું ત્યારે શવજીભગત (બાંવળવા) કે જે ત્યારે ભગતના ચેલા હતા તે તેમના મદદગાર મકન ભગત, સુકદેવજી મહારાજ, નરભેરામદાસજી મહારાજ, વિહાજી દરબાર વાઘેલા, ભાણુજી, મકન, મનજી ભાટીયા, વેલા મેપા વિગેરે ગામના આગેવાનો જુવાનોના ખંભે વિમાન ચઢાવી અબીલ ગુલાલની આંધી સાથે ભગતજીને ભીની આંખે આખરી વિદાય આપી રહ્યા

હતા. પાછળ પાંચસોએક બાઈઓ ભીની આંખોયે ભગવાન બાપાના વિદાયનાં ગીતો ગાતી ચાલતી હતી.

મારાજ (સૂર્ય) રાશેક વા ચઢી ઉગમણી દીશા અજવાળી રહ્યા હતા. ત્યાં સામેથી મારતે ઘોડે હીરબાઈ આવતાં જોયાં એટલે સહુ જ્યાં ઉભાં હતાં ત્યાં જ થંભી ગયા.

વિમાન પાસે આવતાં જ પેગડું છાંડી હીરબાઈ સામે આવી ધુપ લઇ વિમાનમાં બેઠેલા અચેતન ભગવાન-ભગતના દેહને સંબોધી બોલ્યા ! બાપ ! ભગવાન ! રાણીમાંના છોરૂં આમ લાકડાં પર ચડી સમાધિમાં બેસવા જાય એમાં શોભા શી ? જેની દાદી ઠાકરને જમાડે તેરા ડંકા વગાડે, રીઝવી આંગણે દેવળોના પાયા નંખાવે, જેના બાપ જામ રણમલના સવરા મંડપમાં મોરાર સાહેબ અને સોરઠના તમામ સંતોના સામે લોઢાના ચણા ચાવી કળિ-કાળમાં ભકિતનાં ડંકા વગડાવે તેનો ભગવાન આમ અબોલે જાય તો તો બાપ ! જગત ધજા અને શ્રીફળ ચઢાવવા સમાધિ પર નહિ આવે. સમાતુવાળા બેહવાય નહિ દીયે મારા બાપ ! તારી કમાણી થોડીક તો જણાવતો જા, મને વસવસો રહી જાય છે, લોકો બિચારા શું જાણશે કે, ભગવાનમાં શું હતું ? તારા હાથે દેવળના ઇંડાં ચડયાં, દેવળુંવાળો દેવળમાં શ્રી નકલંક તથા મોરલીધર બીરાજ્યાં, તારી કમાણી તો અગાધ છે. (રાજકોટના દેવળના પાયા રાણીમાંના સમયમાં નંખાયા હતા. રામ ભગતે કામ કરાવ્યું મંદીર



ભક્તશ્રી જલારામ બાપા

પુરૂં થયે ઇંડું ચડાવી ઠાકરને ભગવાનભગતે સંવત ૧૯૧૪ની સાલમાં ભારે મેળો કરી પધરાવ્યાં હતા. જેને આજે સો વર્ષો થવા જાય છે) આમ કહી ભગતના વિમાનને મહાદેવની દહેરી પાછળ નદીના કિનારા પાસે નીચે ઉતરાવ્યું અને હીરબાઈ સામે આવી બેઠા, તમામ ગામલોકોનાં આગેવાનો પાછળ ગોઠવાયા.

ભગવાનભગતનો દેહ રાતના દસેક વાગે છુટી ગયો હતો. વિમાન કરવું, ખલકો, ટોપી સીવી તૈયાર કરવાં, વિમાનને શણગારવું વિગેરે કામ કરતાં સવાર થયું હતું એટલે ભગવાન ભગતના ચોલાને છુટતાં આશરે દસ કલાક વીતી ગયા હશે છતાં સહુની અજાયબી વચ્ચે આંખો ઉઘાડી બેઉ તરફ નજર ઠેરાવી હાથ સહજ ઉંચા કરી આશિર્વાદ આપવાની મુદ્રા કરી થોડું હસ્યા.

હાંઉ ! બાપ ! હાઉ ! ઘણું થયું, મારા વીરા ઘણું થયું. હવે ભાઇઓ લઇ લો વિમાનને કેરાળાના મારગે. હું આગળ જાઉં છું. મારો ભગવાન ભીંત નીચે કચરાઇને ગ્યો નથી. પિરાણાના છોરૂએ જતાં જતાં કમાણી બતાવી કહેનારને ભાગ્યશાળી બનાવ્યા.

બાઇ ! આ બધું શું કહેવાય ? ઇશ્વરી નિયમ પ્રમાણે તો દસ દસ કલાક વિતતાં આમ થવું સંભવિત ગણાય જ નહિ છતા એને બગથળામા રહેનાર તમામ વતનીયે ભગવાન ભગતને આંખો ઉઘાડતાં અને હાથ ઉંચો કરી આશીર્વાદ આપતાં, આખો ભરી ભરી જોયું

ત્યારે સાચું શું ? આવતાં જુગના માનવીઓ આવી વાતો માનશે ? નરભેરામજી કે જે ગોમતીબાઇના દીકરા હતા તેઓ કેશળાના સંબંધે બાઈ કહેતા તેમણે હીરબાઈને પ્રશ્ન કર્યો.

નરભેરામ ! બાપ ! તું તો સાધુનો બાળક છે. ઠાકરના ઘરમાં તારી ગણતરી થાય છે. તને આવડી શંકા કેમ થઇ ? જો આવતો જુગ કોને માને અને કોને ન માને ઇ આ જુગમાં જીવનારે જોવાનું નથી. ભાઇ જુગ જુગના વાયરા જુદા, જુગ જુગના માનવીઓના ભાવી જુદા, એટલે તે માને કે ન માને પણ સત્ય અસત્ય થવાનાં નથી. તેં તો જોયું ને ?

બીજી વાત ! દસ કલાક શું ! અધીં કલાક કે એક મિનિટ નથી બોલવાનાં ઇ નથી બોલવાનાં કારણ કે એ મરી જાય છે. અમારા ઘરની વાત જુદી છે. ભગવાન તો સમાધિમાં હતો. રાણીમાંના ભજનનો પ્રતાપ શું ત્રીજી પેઢીયે ઉડી જાય, એમ માનો છો ? એની દાદીની કમાણી કેવી ! એનો બાપ કોણ !

ભાઇ નરભેરામ ! સંત સેવાના પ્રતાપ ! આતો શું પણ આથી મોટી સિદ્ધિઓ આપે, એમાં નવાઇ જેવું નથી. બીજાના બાપે તો વરદાન આપી કોઇના ઘેર પારણાં બંધાવ્યા. કે કોઈ ઢોર, ઢાખર, કે એકાદ માનવીનો રોગ મટાડી બેઠા કર્યો પણ મારા ભગવાનના બાપ રામે તો લોઢાં આવી પચાવ્યાં છે એનાં છોરૂ હસે કે આંખો ઉઘાડે એમાં શું !

અમારા આંગણુ, માલધારી ભરવાડના ઘરમાં જો પિરાઇ આવી હોય તો તમારા સંતોના ચરણુરજના પ્રતાપે, અમો અભ્યાગતો અને સંતો પુજવા અવતર્યા છીએ આ સિદ્ધિઓ નાટક નથી. બાપ ! એના બળે રળી (કમાઈ) મુંડીયાને ખવડાવી છે. જે દી અમે મારાંને શણુગારવામાં પડશું તેદી આમ દસ દસ કલાકે હજારના કાંધે ચડી મોતના મારગે આંખો ઉઘાડનાર પાકશે નહિ આતો કમાણીનાં ફળનાં પારખાં છે. ધણીના નામનો પ્રતાપ છે.

આમ કહી હીરણાઇ ઘોડે ચડી કેરાળાના પંથે ચડયાં અને પાછળ ગાડા પર વિમાન મુકી ઘણા ભાઈઓ કેરાળા જવા તૈયાર થયા બાકીનાં આમ્રજનો સહુ સહુના ઘેર જવા લાગ્યા.

જ્યા આ ચમત્કારની ઘટના બની હતી તે સ્થાન આજે બગથળામાં ભગવાન બાપાના વિસામા તરીકે ઓળખાય છે. ત્યાં એક પાકો ઓટો અને તેના ઉપર ચરણુ પાદુકા પધરાવવામાં આવ્યા છે, તેના ઉપર નાની દેરી છે. લોકો આજ પણુ શ્રદ્ધાથી ત્યાં આવી નમે છે. રાજકોટ, કેરાળાથી, આવનાર ભકતો અવશ્ય બાપાના વિશામે દર્શને આવે છે, સાકર, શ્રીફળ, માનતા, વિગેરે ધરી પગે લાગી પ્રદિક્ષણા કરે છે.

## "નારાયણુ ભગત"

રૂડીમાં કે જે રાણીમાંનાં મોટાં બહેન થતાં હનાં માએ તેમને કેરાળાના સ્થાન પર રાખ્યાં હતાં. તેમને એક

દીકરી હતાં. તેમનું નામ લાખીબાઇ હતું. તેમને વાંકાનેર તાબાના શેખલા ગામે પરણાવ્યાં હતાં. તેમને બે દીકરાઓ હતા કે જેમનાં નામ મુળુભગત અને નારાયણભગત હતાં. તેમના પિતાનું નામ રાણાબાપા હતું.

નારાયણભગત પરમ ઉપાસક હતા. સાથે સંતને ઇશ્વર માની પુજતા. અભ્યાગતોને અન્નદાન આપ્યા વિના એકપણ કણ મોઢામાં મુકતા નહિ. એકવાર તેમણે જમણા હાથમાં નાળીયેર રાખી અઢાર દિવસ સુધી ઘી હોમાવી તેની જ્યોતિ બળતી રાખી હતી. આ પ્રસંગને જોનાર હમણા સુધી સેંકડો માનવીયો હતાં.

સંતના પ્રભાવે અગ્નિ પોતાની શકિત ભકતરાજ નારાયણભગતના હાથપર દાખવી શકતો નહિ. તેમનાં પત્નીનું નામ મીણાબાઇ હતું.

પોતાનો અંતિમ સમય નજીકમાં આવ્યો જાણી નારાયણ ભગત ઢોરમાંથી ઘેર આવ્યા. અને બોલ્યા. ભંડાગી સીતારામ... તેમનાં ધર્મ પત્નિ મીણાબાઇ ઠાકરના મેવાનો માટે રોટલા બનાવતાં હતાં. તેમના કાનપર સીતારામનો નાદ આવતાં રસોડામાંથી જ બોલ્યાં ભગત ! ઉતાવળ કરી, ઉભા રહો હુંય આવું છું. એકલા જવાય ? રસોઇ કરનાર-વીનાં વળી ત્યાં વિપત પડશે.

પોતાના અવાજ પરથી હૈયાનાં ભાવ અને સમયને સમજી જનાર ભંડારી ઉપર ભગતને ભાવ ઉત્પન્ન થયો.

તેમને જણાયું કે સાથીદારમાં સમજણ પુરેપુરી સંત સેવાનાં પ્રતાપે આવી ગઈ છે. હવે મોડું થાય છે આવવું હોય તો ઉઠો કરો સાબદાઈ ભગત બોલ્યા.

આ આવી. હાથમાં રોટલો છે તેને તાવડીમાં નાખી પકાવી દઉં. ઠાકરના ઘરમાં જતાં જતાં આટલી નુકશાની કેમ થાય ! ભંડારી બોલ્યાં.

નારણભગત અને તેમનાં ભંડારી મીણાબાઈ દૈવી-આત્માઓ હતા. તેઓ સાવ સીધા સાદા સંત સેવીજ હતા. હઠયોગ કે વિજ્ઞાનની જીવનમાં ગંધ આવી ન હતી. માત્ર વિશ્વાસ, એકજ વાત તેઓ સમજતાં હતાં કે :

જીવન જોબન રાજધન, અવિચળ રહે ન કોઇ,
જે ઘડી જાય સત્સંગમાં, જીવનકા ફલ સોઇ.

હાથ ધોઈ ભગતનાં ભંડારી બારણે આવ્યાં. ત્યાં ભગતે સ્નાન કરી કોરાં વસ્ત્રો પહેરી લીધાં હતાં, તેમણે ગોબરથી જગ્યા લીંપી તેના પર દાભડો નાખી તૈયાર કરી બોલ્યાં બેસો. જુવો હુંયે આ સાથે જ બેસું છું.

તમે થોડાક દિવસ જેમ ગંગાસતીયે ફુલબાઇને વહુને પરબોધવા રોકાયાં હતાં તેમ રોકાઓ તો ? આ ઘરમનો શેરડો છે ! તેમજ ચાલે નારણભગતે ભંડારીને કહ્યું.

મારાથી હવે રહેવાય તેમ નથી. વહુ જાણે અને એનાં નસીબ જાણે. સહુને વૃત્તફળ પામવાં છે. દીધી શિખામણ અને આપી તોય કેટલા દિવસ ચાલે ! તમારે દીલ હોય તો તમે જાણો, હું તો આ બેઠી !

આમ કહી લીંપેલી જમીન પર ભંડારી બેસી ગયાં. નારાયણ ભગત પણ જય ઠાકર કહી પદ્માસનવાળી બેસી ગયા. અને બોલ્યા મારા ધણી ભાવથી સેવ્યા હોય તો હજુરમાં તેડાવી લેજે. હજારૂં હાથવાળા !

જ આમ કહી આંખો બંધ કરતાં પ્રાણ પંખી ઉડી ગયાં તેમની સાથે સાવ સાજાં નરવાં જેવાં તેમનાં ભંડારી પણ સીતા....રામ....સી ...તા....રામ.... કહેતાં સમાધિસ્થ થયા.

થોડી ક્ષણો પહેલાં નિરોગી મનાતાં, બોલતાં, ચાલતાં, માનવીઓ શબવત્ થઈ ગયા. તેમની ધારણા પ્રમાણે તેમના પ્રાણ શરીર છોડી રવાનાં થઇ ગયા. આજના વિજ્ઞાનના નાસ્તિકતાના સમયને ન સમજાય તેવી સાવ સાચી હજારો માનવીઓએ જોયેલી આ ઘટના છે.

ભરવાડ જેવી યોગમાર્ગથી તદ્દન અપરિચિત જાતીમાં જન્મ પામેલાં પતિપત્નિ આમ સીતારામ કહેતાં પ્રાણ મુકી પરલોકવાસી થાય, એ કોઇ અગમ્ય ભેદ નથી. માત્ર સાધુ સેવા, વિશ્વાસ અને જીવનની સત્યતા જ કારણભૂત હતી

પિતા, માતાનાં નિરવાણની વાત સાંભળતાં તેનાં દીકરાઓ ગોકળ ભગત અને હરજી ભગત વગડામાંથી ઘેર આવ્યા અને યાત્રીકોને સમાધિ આપવા નિયમ પ્રમાણે કેરાળા લાવવામાં આવ્યા. આ વખતે કેરાળામાં રૂડીમાના ભાણેજ માલાભગત અને તેમના બંન્ને દીકરા ગોકળભગત હાજર હતા. સમાધિ તૈયાર કરવામાં આવી. જેસલ અને તોરલની પેઠે સાથે જ સમાધિ આપવામાં આવી. ઓગણીસસી

સદી (વિક્રમની)ના મધ્યમાં પાંચાળ જેવા પછાત દેશમાં માલધારીની જાતિમાં આમ એક જ સાથે પરલોકમાં યાત્રા કરનાર ભક્તો હતા.

શોભલા નારાયણભગતના નિર્વાણના સમાચાર રાજકોટમાં રહેતા તેમના નાનાભાઈ સુણભગતને મળતાં કહ્યું કે, હરિ ઈચ્છા.

સુણ ભગતને રાજકોટનાં અનાજનાં તમામ લોહાણા રઘુવંશી ભાઈઓ પૂજ્ય માનતા, તેમને સુણ બાપાના લાડકવાયા નામે બોલાવતા. તેમના પડયા બોલ ઝીલતા

સુણબાપા ભારીમાં ભારી ઠાકરને ભરૂસે રહેનાર હતા. તેમની દરેક વાત ઠાકરની વાત તેઓ માનતા. પોતાનું સમગ્ર જીવન રાજકોટના સ્થાનને ચરણે અર્પણ કર્યું હતું. તેઓ પણ સિદ્ધ પુરુષ હતા.

એકવાર ભવાનભાઈ નામે લોહાણા ગૃહસ્થ સુણબાપાના આશીર્વાદ લેવા આવ્યા નમી ચરણ-રજ લઈ બોલ્યા બાપા ! હરજીવન કોલેજમાં ભણવા જાય છે. આશીર્વાદ દેજો ઠાકર એને ઠીક ઠેકાણા પર મુકે. બાપા બોલ્યા

ભવાનભાઈ ! હસતાં હસતાં સુણ બાપા બોલ્યા બાપ ! ઠાકરના છોરૂની સંભાળ લેવી ઈ ઠાકરનું કામ કે તમારા હરજીવનને મારો દેવગવાનો નકલંકનાથ કહે કે રાજકોટનો દિવાન થાશે. એના હાથે રાજકોટની [illegible] લહેર કરશે. તમારા હરજીવનનું નામ હરણ [illegible] લેવાય એવું થાશે.'

સત્ વચન બાપ ! મુળવો નાથ બોલે એમાં ફારફેર હોય જ નહિ. કોટક કુટુંબ પર જેવી મીઠી નજર છે, એવી જ રાખતા રહેજો ભવાનભાઇ બોલ્યા.

ભવાનભાઈ કોટક કુટુંબ ઠાકરનું છે. જ્યાં સુધી દેવળ-વાળાને નમતા રહેશે, હરેક કામ એના ભરૂસે કરશે ત્યાં સુધી તેને હરકત નથી સમજ્યા, બાપ ! આતો વિશ્વાસના માર્ગ છે. મુળુબાપા બોલ્યા.

આ પ્રસંગ તો હજુ ગઈકાલના જેવો તાજો જ છે, હરજીવનભાઇ રાજકોટમાં સર્વશ્રેષ્ઠ દિવાન તરીકે રહી ગયા કોટક કુટુંબને ધન્યવાદને પ્રાપ્ત બનાવી ગયા. ઠાકરના ચરણમાં તમામ ઇચ્છાઓને મુકી વિજય વરી ગયા, એ આખુંય રાજકોટ અને તમામ રઘુવંશી ભાઇઓ જાણે છે.

ભવાનભાઇ પાછલી જીંદગીમાં ભવાનબાપાના નામે ઓળખાતા. તેઓ તથા તેમના વૃદ્ધ ધર્મ પત્નિ પુરીબાઈ, હતાં ત્યાં સુધી ઠાકરનાં દરશન ચાલીનેજ કરવા આવતાં. દીકરા મોટરમાં ફરતા હોય પણ ભવાનબાપા તો પગપાળા જ ચાલી દરશને આવે. આ પ્રસંગનો લેખક એકવાર ના. રાંણી-માંના ઠાકરની સામે ચોમાસામાં "શ્રી રામાયણ"ની કથા કરી રહેલ હતા કથાની પૂર્ણતા પછી બાપાને કહ્યું, બાપા ! કોટક સાહેબના બાપ તરીકે પણ તમારે હવે મોટરમાં બેસીને કથાના શ્રવણમાં પધારવું જોઇએ તેમ લેખકે કહ્યું

જવાબમાં બાપા હસીને બોલ્યા, બાપા ! કથામાં આવવું હોય અથવા સંત કે ઠાકરના ધામમાં દર્શને જવું

હોય તો પગપાળાજ અવાય, આપજ કથામાં કહો છો કે, ડગલે ડગલે અશ્વમેધનાં ફળ મળે છે આવાં ફળ દીવાન સાહેબના આપના પદને રૂડું બનાવવા જતાં કરવાં એ પરવડે તેવો વેપાર ન ગણાય. અમે તો વહેપારી બધું ય આના પાઈ તપાસી લાભના મારગે કરીયે. ભવાનબાપાએ કહ્યું.

વયોવૃદ્ધ શરીર છતાં તે દીવાનસાહેબનાં માતા પણ આવી વિશુદ્ધ ભાવના સેવતાં અને ચાલીને જ કુટુંબ સાથે નિત્ય નકલંકનાથનાં દરશને આવતાં.

રાણીમાના ઠાકરને ભરૂસે, ગુળબાપાના આશીર્વાદે દીવાન સાહેબને રાવબહાદુરનો "ટાઇટલ" (ખિતાબ) ત્યારના રાજ્યકર્તા સરકાર તરફથી મળ્યો હતો.

દીવાન સાહેબ પોતાની હસ્તી રહી ત્યાં સુધી દર વરસે ઠાકરની જગ્યામાં પોતાની શ્રદ્ધાથી બસો પાંચસોનો જોઇતો માલ આપતા. એકવાર તેમના રતિલાલ નામે દીકરા બીમાર થતાં ઘરમાં દોડધામ થવા લાગી. વૈદો, હકીમો, ડાકટરોને બોલાવવામાં આવ્યા. બીજી તરફ મંદવાડ જોર પર આવવા લાગ્યો. વાત છેલ્લા પાયા પર લગભગ પહોંચવા લાગી ત્યારે રાવ-બહાદુર દિવાન સાહેબ "શ્રી નકલંકનાથ"ના ભરોસે માનતા રાખી.

આવા ભણેલા, ગણેલા, નામાંકિત, પશ્ચિમની રીતભાતમાં ઘડાયેલા છતાં ઠાકરનાં પરમ વિશ્વાસુએ ઠાકરનું શરણુ લીધું પરિણામે રતિલાલભાઈને આરામ થયો.

પાણી થતાં. રૂા. ૧૫૦૦) (દોઢ હજાર) કરમશી ભક્તની રૂબરૂ શ્રી. ઠાકોરજીના ઉંબરે પિતા પુત્ર નમી આવી મુકયા. આ ભાઇ હજુ પણ હયાત છે જીવન સુખપૂર્વક જીવી ઠાકરની પરમ આસ્થા (શ્રદ્ધા) ધરાવે છે.

મુળુબાપાએ ઘણાંનાં કામો કર્યાં. તેમના જીવનમાં સંખ્યાબંધ પરચાઓ ઠાકરે પૂર્યાના પ્રસંગો છે. જે તે જાણનાર અને જોનાર આજે પણ રાજકોટમાં હયાત છે. એ સમયે રાજકોટના તમામ નાગરિકો બાપાને મહાત્મા માનતા અને વાત પણ એવી જ હતી.

સંવત ૧૯૫૬ની સાલે વરસાદ થયો નહિ. લોકો આજ પણ એને છપ્પનનો કાળ (છપ્પનીયો) કહે છે તેના મધ્ય ભાગમાં બાપાએ જાણ્યું કે હવે જીવન વધુ રહેશે નહિ એટલે મારકીટમાં કામ કરતા તમામ લોહાણા ભાઇઓને કહ્યું હવે આ દેહ રહેવાનો નથી આથી કેરાળા જઇશ મુળુ બાપા બોલ્યા.

એક સેવક બોલ્યા બાપા : તમારે તો અહીંયાં જ દેહ મુકવો જોઇએ. અમો સમજીએ છીએ કે મુળવોનાથ જે બોલે એમાં મીનમેખ હોય જ નહિ. ભલા ! અમે સેવાની તકનો લાભ લઈ શકીએ.

મારા વીરાઓ ! મુળુ બાપા બોલ્યા, મુળુએ બનતી ઠાકરની ટેલ કરી છે. છેવટે તમો મારી ચાકરી કરો આવા ખોટા મોહમાં પડી અહીંથી બધાંને કેરાળા સુધી ખેંચવાની

ઠાકરનાં ગાડાં-બળદને શીદને હેરાનગતીમાં ઉતારવાં જોઇએ. જાવું છે ઇ તો નક્કીજ છે !

આમ કહી બાપા તઈયાર થયા. તમામ લોહાણા ભાઈઓ છેલ્લે મળવા આવ્યા. તેને છેલ્લે ઉપદેશ આપતાં મુળુબાપા બોલ્યા કે, ભાઇઓ, ઠાકરના છો તેવાજ ભાવે ભજતા રહેજો. એમાં તમારૂં અને તમારા વંશજોનું કલ્યાણ છે. બહુ દોડાદોડી કરશો નહિ. બાપ ! થાકી જાશો મારો નાથ, દરેક ઠેકાણે સાગર ભર્યો છે. જ્યાં મન ઠરે ત્યાં ઠાકર હાજરા હજુર છે. બાકી આ આપશે કે તે આપશે આવા ખોટા આટા ખામોમા ! રાણીમાના ઠાકરથી એવું કાંઈએ નથી કે એનાથી દેવાય નહિ ! મારો નાથ દેવળુવાળો આલોક અને પરલોક બન્નેનો સુધારતલ છે.

ટુકડો આપસો તો ટુકડાથી હરિ ઢુકડો છે. બાકી યોગ, તપ, યજ્ઞ, બધુંય ટુકડાથી વધે તેમ નથી. આવા નાટકીય ચાળા તો કલિયુગમાં કરનાર ઘણાં પાકવાના છે. લપસણી જમીનમાં પગ મજબુત રાખી હાલનાર ખાટે છે. બાકી ઢાળમા દોડનાર થાક વગર બીજો કશો ય લાભ મેળવી શકતો નથી.

રાજકોટના લોહાણા ભાઈઓએ રાણીમાંના ઠાકરને પુજી, માની, તેના વિશ્વાસે રહી, અનેકવાર લાભો લીધા છે, એના એજ ઠાકર છે, બાપ ! ભૂલશોમાં ! ઘણીવાર કાળનો વેગ માનવીને મોહમાં નાખી ભૂલાવે છે. આપણે તો વિશ્વાસુ ગણાઇયે રામાયણમાં પાર્વતીજી કહી ગયાં છે કેઃ-

सहस्र वरस कर सार हमारा, यहीं शंभु न तो रहु कुमारा

દેવળવાળા કરતાં કોઇ મોટો નથી. રાણીમાંની સાથે માળીયાથી ચાલી આવી, ખોળામાં બેસનાર, વેણુ વાતો કરનાર, તેના સંતાનો લોહાના ચણા ચાવતાં રક્ષા કરનારો, મોરલીધર, મારાજ, શ્રી "નકલંકનાથ" તમારાં કામ કરશે અરે હંમેશાં કરશે. માત્ર વિશ્વાસુ છો તેવાજ રહેજો. ઠાકર તમોને કોઈના ઓશિયાળા રહેવા દેશે નહિ.

'સેવક ભાઈઓને જતાં જતાં ઉપદેશ આપી મુળુ-બાપા કેરાળા ગયા, અને ત્યાં થોડા જ દિવસોમાં ભગવાનના ચરણમાં સમાઈ ગયા, તેમને સમાધિ રાણીમાના સમાધિ સ્થાનમાં આપવામાં આવી. આ વખતે રાજકોટથી સેવક-સમાજ ઘણા મોટા પ્રમાણમાં કેરાળા ગયો હતો.

## રૂડીમાનો પરિવાર

રૂડીમાને કરશનભગત, અને ગોવિંદભગત, નામે બે દીકરા હતા. અને લાખીમા, અને જનાંમા, નામે બે દીકરીઓ હતી, દીકરાઓ બાળપણમાં જ સદ્‌ગત થયા હતા. દીકરીઓમાં લાખીમા શોભલા પરણાવ્યા હતાં, જેના દીકરાઓ નારાયણભગત, અને મુળુભગત થયા. જેમનો જીવન પ્રસંગ આપણે જાણી ગયા છીએ.

બીજી દીકરી જનાંબાઈ ગોંડલીયામાં ગુંદાસરા ગામે પરણાવ્યાં હતાં. તેમને માલીબાઈ અને માલા નામે બે સંતાનો .હતાં, તેમાં માલાભગતને કેરાળે બોલાવવામાં

આવ્યા, તેને ભગુભગત, ગોકળભગત, અને કાનાભગત, નામે ત્રણ દીકરાઓ હતા. મોટા દીકરા ભગુભગતને દીકરા ન હતા. ગોકળભગતને, દેવા ભગત, તેને ત્રણ દીકરાઓ છે કાના ભગતને નથુ ભગત અને ભીમ ભગત નામે બે દીકરાઓ છે. તેઓ બધાય આજે કેરાળામાં રહી ઠાકરને પુજી સાધુ સતોનો સત્કાર કરી સદાવૃત આપી માંના નિશાનને સાચવી રહ્યા છે.

# રાણીમાંનો પરિવાર

ભગવાન ભગતને વાલા ભગત અને મેરામ ભગત નામે બે દીકરા હતા. વાલા ભગતને સુળુ બાપા જેવા સિદ્ધ પુરૂષ સાધુ સેવી, મહાત્માની હાથ નીચે ઉછરવાની તક મળી હતી. એટલે એ પણ ભકિતના રંગમા રંગાયેલા રહેતા. સદાવૃત ધમધોકાર ચલાવતા તૈયાર ખાનાર અભ્યાગતો કે સંતો માટે ભંડાર ચોવીસે કલાક ખુલ્લો રાખતા "હરિહર"ના બે વખત સાદ પડતા વાલાબાપાએ લુણસરી આથી માઇલેક દુર રાણીમાની વાવ છે ત્યા હનુમાનજીને બેસાડયા, તે પણ "વાલાબાપાના હનુમાન" એ નામથી અત્યારે-પણ ઓળખાય છે.

વાલા ભગતને રાઘવ ભગત, નથુ ભગત અને ભીમ-ભગત આમ ત્રણ દીકરા હતા અને તેમન નાનાભાઇ મેરામ ભગતને જીવા ભગત અને ગીગા ભગત નામે બે દીકરા હતા મેરામ ભગત ખેતીના કામ પેર નજર રાખતા અને વાલા ભગત જગ્યાના તમામ કામો સંભાળતા, મેરામ

શરીર વાલા ભગતની હયાતીમાં, નાની ઉંમરમાં નિવૃત્ત થઇ ગયું. તેમના ત્રણે દીકરાઓને (પોતાના દીકરાઓ જેવાજ) લાડપાડથી વાલા ભગતે ઉછેર્યા અને ભક્તિ, વિશ્વાસ અને ઠાકરના કર્યા, સંત સેવાની રીતિઓ સમજાવી, પોતે પણ ૧૯૬૮માં પરમ પદને પામ્યા.

વાલાભગતના ત્રણ દીકરાઓમાં રાઘવ ભગત જગ્યાનો તમામ વહીવટ કરતા. નથુ ભગત તેમનાથી નાનાભાઇ ખેતી સંભાળતા અને છેક સહુથી નાના ભીમ ભગત. પુજા, સેવામાં રહેતા. આ ત્રિવેણીના પ્રવાહે ત્રણે ભાઇઓની શકિતથી વહેતા રાજકોટ રાણીમાંના ઠાકરનાં ઘર પંકાતા. દેશદેશાવરનાં માનવીઓનો મેળો ભરાતો, સાંજ પડતાં આરતીમાં અને દર્શને ઘણો સમાજ આવતો. આંગણાંમાં કાયમના માનવ મેળા રહેતા. રાતના દશ વાગ્યા સુધી ટોકરાઓ ગાજતા જ રહેતા.

રાઘવ ભગત આપા વિસામણનો અવતાર હતા. (આપણે આગળ વાંચી ગયા છીએ કે, રાણીમાએ એકવાર આપા વિસામણ પાસે વચન માગ્યું હતું કે આપે મારા ઘરમાં પધારવાનું છે. આપા બોલે બંધાણા હતા. પાળીયાદને પનોતું કરનાર, આપો રામદેવજીનો અવતાર કહેવાતા એ નવા દેહે રાજકોટમાં પધાર્યા હતા.

આવા અવતારોની પરંપરા ભક્ત સમાજમાં બહુ જ સામાન્ય ગણાય છે, આમાં નહિ માનવાનાં કારણો તર્ક કરી શોધવામાં આવતાં નથી. આજપણ લાલાભગત, નરસિંહ

મહેતાનો અવતાર ગણાય છે. વીરપુરના જલારામજી, જલા ભગત મેસરીયાવાળાનો અવતાર કહેવાય છે અને તેમના વંશજો માને છે. એ રીતે રાઘવ ભગત માટે પણ પરંપરાથી સભળાતી આવતી વાત સાચી જ માનવામાં આવે છે. તેમના જીવનના એકાદ બે પ્રસંગો એ અવતારી પુરૂષ હશે એવાં પ્રમાણો પુરે છે.

રાઘવભગતનો દેહ પ્રતિભાશાળી હતો, ભગતનું જીવન વર્તમાન કાળનાં પ્રસગોથી ખુબ જ જાણકાર રહેતું તેમનું હૃદય તદ્દન નાના બાલક જેવું હળવુ ફુલ હતું. તેમના સ્વભાવમાં એટલી તો ઉદારતા હતી, કે ગમે ત્યારે ગમે તે માગે ત્યારે આપી દેતા. તેમના સમયમાં જગ્યાનો સૂર્ય મધ્યાનહમાં તપતો હતો.

સંવત ૧૯૭૧ના માગશર માસમાં બગથળાનું શિખરબંધ દેવાલય કરવુ આ વિચાર ત્યારના બગથળાના ભગત બેચરભગતના હૈયામા આવ્યો. તેઓ રાજકોટ આવ્યા અને રાઘવભગતને પોતાની ભાવના જણાવી, ઠાકરને પુછી તમોને કાલે કહીશ આમ રાઘવબાપાએ જવાબ આપ્યો.

બીજે દિવસે પ્રાતઃ સેવા પુરી થયા પછી પ્રદિક્ષણા ફરતાં ફરતાં બેચર ભગતને બોલાવવામાં આવ્યા.

ભગત ઠાકર કહે છે કે દેવાલય ભલે કરો, [illegible] જગ્યામાં ફેરફાર બહું થાશે. જો મોહનાં ઘોડાં પાછાં હું [illegible] તો સારૂં છે પછી તો તમારો જેવો મનોભાવ — [illegible] બાપા બોલ્યા,

બાપા ! દેવળ તો મરતાં જીવતાં કરવું છે અને તેનાં ખાતમૂરહત તમારા હાથે જ કરાવવાં છે. બેચર ભગતે કહ્યું.

ભલે ! હું આવું છું અને મારા હાથથી પાયાનું મૂરહત કરાવીશ, પણ તારા હાથથી દેવળ પુરૂં થાશે નહિ ! તમો તો સ્વર્ગવાસ પામશો. આમ રાઘવ ભગતે બેચર ભગતને કહ્યું.

હું હોઉં કે ન હોઉં, એ વાત કાંઇ બહુ માલવારી નથી. બેચરભગત બોલ્યા. મારા જેવા ટેલવા ઠાકરને મળી રહેશે પણ તમે બોલે બંધાણા છો તો આવજો, અને મારા નાથ ! "નકલંક" દેવની પ્રતિષ્ઠા પુરા ઠાઠમાઠથી કરજો. બગથળાના દેવળને દેવળ છે આમ કરજો. બેચર ભગતે કહ્યું.

બેચર ભગત રાઘવ ભગતને તેડી બગથળા ગયા અને બીજે દિવસે પાયાનાં મુહરત કર્યાં. બરાબર એક વરસે બેચર ભગત શ્રીહરિચરણે થયા, તેને કેરાળા લાવવામાં આવ્યા. તેની પાછળ રાઘવ ભગતે આવી નાનોસો ભદ્રઓચ્છવ કર્યો, ત્યાં બીજા પુજારી કુબેરભગત ચેતી ગયા, એટલે જગ્યાનો વહીવટ જુઠા ભગતને સોંપી દેવાલય આગળ ચણાય તેમ બંદોબસ્ત કર્યો.

ત્રીજે વરસે એટલે સંવત ૧૯૭૩માં એ પણ મહામાર્ગે રવાના થયા. એટલે મુકન નામના બગથળાના એક ભાઇને રાઘવ ભગતે દીક્ષિત કરી જગ્યાનો વહીવટ સોંપ્યો. સંવત ૧૯૭૫માં દેવળ પુરૂં કરાવ્યું.

પ્રતિષ્ઠા, ગણેશઉત્સવની કંકોત્રીઓ સંત સમાજના નિયમ પ્રમાણે લખવામાં આવી. આ વખતે સૌરાષ્ટ્રના સંતોમાં "મુંડીયાસ્વામી" અને દુધરેજ વડવાળાની જગ્યાના મહંત "શ્રી. રઘુરામદાસજી" મુખ્ય મનાતા, તેમને તેડવા માણસોનાં ડેપ્યુટેશનો મોકલવામાં આવ્યાં. મોરબીના ત્યારના ઠાકોરસાહેબ શ્રી. વાઘજી ઠાકોરસાહેબ પાસે ભગતજી જાતે જઈ આવ્યા, અને સમયસર પધારવા નિમંત્રણ કરી આવ્યા. માલ તૈયાર કરાવાવ્યો. મેળાના સમૈયાના આડા આંગળીને વેઢ ગણાય તેટલાજ દિવસો માત્ર બાકી રહ્યા, ત્યારે સંતોના સ્વાગતની ચર્ચામાં મેળા કમીટી સાથે રાઘવબાપાને થોડો મતભેદ થયો.

બગથળાના મેળાને મેળાની રીતિયે કરવાનું વચન બેચરભગતને પાયા ખોદાવવાની રજા માગવા આવ્યા ત્યારેજ ઠાકોરજી સામે આપેલ હોવાથી સહેજ પણ મેગો મોળો દેખાય એમ થવા દેવું ન હતું એટલે રાઘવબાપા રીસાઈ રાજકોટ ચાલ્યા આવ્યા.

આ વખતે મોરબી રાજમાં સુખીઓ દ્વારાએ પ્રજાનો સંપર્ક સાધતું એવો સીરસ્તો હતો. સુખીઓની સંખ્યા ૧૭ની હતી, તેમાં માંડલનાં કુંડાલીયા રાઘવજી પરબતનું નામ આગળ પડતું ગણાતું. સુખીઓ માથાભારે ગણાતા. તેઓ પ્રજાના હીતની અપેક્ષાએ રાજહીત તરફ વધુ પડતી નજર રાખતા. પ્રજા ત્રાસી ગઈ હતી. સુખી પદ્ધતિ મોરબીના

ખેડુતના માટે જરાયે હીતકર્તા ન હતી. ૪ છતાં રાજની એક હથ્થુ સત્તાની મનોદશાએ ચાલતી હતી. મેળાના કામમાં પણ તેમણે પોતાની જોહુકમી ચલાવવાની શરૂઆત કરી. શ્રી. રાઘવબાપા જેવા સમજદાર ભગતે જાણી લીધું કે આને આગલી હરોળમાંથી ખસેડી લીધા વિના મેળો ઠીક થવાનો નથી. દસ પાંચ રોટલાના ભાત લઈ ખેતર દાઢીયાઓને ખવરાવનારાઓથી આવાં કામ ઉકેલાશે નહિ, હજારો માનવીઓની વ્યવસ્થા જળવાશે નહિ.

ભગતજીના ગયાની વાત પટેલીઆઓએ ઠાકોર સાહેબના કાને પહોંચાડી અને તે પણ પોતાનીજ રીતે. ઠાકોર સાહેબ શ્રી. વાઘજી ઠાકોર સ્વમાનપ્રિય રાજવી હતા તેમને બીજી સત્તા વચ્ચે આવે તે ગમતું નહિ. તેમનો સ્વભાવજ એક હથ્થુ સત્તા રાખવાનો હતો. તેઓ જુની રાજહઠના નમુના હતા. હું કરૂં, મારૂંજ કર્યું દરેક ક્ષેત્રોમાં થાય આવી મહેચ્છા ઠાકોર વાઘજીને કાયમ રહેતી.

તેમણે કહ્યું, "ભલે ગયા ફીકર નથી હું આવું છું, આપણે તેમના વિનાજ મેળો કરી લેશું. બંદોબસ્ત માટે પોલીસ પાર્ટી આવે છે.

ઠાકોરસાહેબ પાસે ભાણજી કાનજી રહેતા તેઓ ઘણા સમય સુધી મોરબીના દિવાન હતા. તેઓ ઠાકરને માનતા હતા, રાણીમાના ઘરની પિરાઇથી તેઓ પરિચિત હતા. તેમણે ઠાકોર સાહેબને પોતાની રીતે સમજાવ્યા કે બાપુ

આ ઘરની છેડતી કરવા જેવું નથી કારણ કે ઠાકરને રીઝાવી તેમનાં વડીલ રાણીમાંએ રાઘવ ભગતને કુળમાં અવતરવાના સચેગો મેળવી લીધા છે. મારી અરજ પર ધ્યાન આપી મારો ધણી આ માર્ગે આગળ ન વધે તો સારૂં.

ભાણુજી ! તુ જુના વિચારનો છે. પિરાઈની વાતો તો ઉપજાવી કાઢેલ છે. આજના વિજ્ઞાનના યુગમાં કોઈપણુ વ્યકિતની મહત્તા ગાવી એ આપણી નબળાઈ બતાવવા જેવી વાત છે.

સાંજરે ટેલીફોનની ઘંટડી ગાજી કે, દુધરેજ મહંત આવી ગયા છે. કુડીયા સ્વામી પધાર્યા છે, બીજા સંતો આવવાની વકી રખાય છે, સામૈયા પર સામૈયાં થાય છે, આપ પધારશો મેળાને હવે માત્ર બે ત્રણુ દિવસોનીજ ઢીલ છે. ઠાકોર સાહેબે કહેવડાવ્યું કે ભાણુજી સાથે કાલે દશ વાગ્યે આવું છું, તમો વ્યવસ્થા કરવા લાગો.

બીજા દિવસે પોતાના રાજ્યમા ( શાસનમાં ) બીજાનો અવાજ ન જોઈએ આવી પ્રબળ માન્યતા ધરાવતાં જાજરમાન સ્વભાવના ઠાકોર બીજાની જરા જેટલી પણ મહત્તા સાખી લેવા તૈયાર ન હતા, તેવા ખડતલ ખમીરનાં જુના ક્ષત્રિયવટના અવશેષ જેવા ઠાકોર કાયાજીની મહેચ્છાઓની મૂરતિ સમા "વાઘ" (વાઘજી ઠાકોર) દશના ટકોરે નજરબાગ પેલેસથી રવાના થયા. ઠાકોર મોટર જાતેજ ચલાવતા, તેમનો મોટરપ્રેમ અજબ પ્રકારનો હતો. તેઓ પોતાની મોટરના

પર કોઇનેય ચાલવા દેતા નહિ. ગમે તેવા ચમરખંધીનેય દંડતાં જરાય અચકાતા નહિ. સોરઠના ત્યારના તમામ રાજાઓમાં "વાઘ" માથા ભારે, જીદ્દી અને તીખા સ્વભાવના રાજા ગણાતા.

/મોટર બગથળાના સીમાડામાં આવતાં તેમની મોટર આગળ એક ઘોડા દોડતો જોયો. એટલે હોર્ન વગાડી વેગને જરા વધાર્યો. ઘોડા તો આગળને આગળ દોડતોજ રહ્યો. ફરી વેગ વધાર્યો છતાં ઘોડાને ગાડી (મોટર) આંબી શકી નહિ. એટલે ગાડીની તમામ શક્તિઓને સંભાળી ઠાકોરે વેતી ઃ કરી. પરિણામ એનુંએજ આવ્યું. ઘોડો (બગથળા જગ્યાના પાછલા દરવાજેથી જગ્યામાં ગયો અને ત્યાંજ અતર્ધ્યાન થયો.

ઠાકોર નવાઇ પામ્યા, તપાસ કરાવી ઘોડાનો કશોય પત્તો લાગ્યો નહિ. એટલુંજ· નહિ પણ આવા પ્રકારના રૂપરંગ વાળો ઘોડા ગામમાંજ નથી. આમ તપાસની અંતે જણાયું. આ પરથી તેમને જણાયું કે સાધુ સંતોને પુજનાર ભકતોનાં આત્મબળ ખરેખર અદભૂત હોય છે. તેમણે આવી રાઘવજી પટેલ અને દુધરેજ મહંતશ્રી રઘુવીરદાસજીની મુલાકાત લીધી. અને ઘોડા સંબંધી વાત કરી. સૌને આશ્ચર્ય થયું. ..

ઠાકોર સાહેબ ! દુધરેજ મહંત બોલ્યા. આપ રાજહઠના બાના તળે ભારે ભૂલ કરી રહ્યા છો. રાઘવભગતને બોલાવવાજ

પડશે. આ પટેલીઆ આવાં કામમાં શું સમજે ! જેનો મા માળીયાથી આવા ઘોર કલિકાલમાં પાષાણુની પ્રતિમાને ચલાવી ખોળામાં લે, તેનાં સંતાનોને આપ ઓળખવામાં ભૂલ કરો છો ! અમારા સંત, ભકતોના ઘરની વાતો અમે સમઝીયે. રાજહઠ રાજકાજમાં શોભે ! પણુ દેવ દરબારમાં શોભે નહિ !

"મહંતજી તમારી વાત મને સમજાય છે. મેં નથી દુભવ્યા ભગતજીને અને આ મેળા કમીટીવાળાઓને કાંઈક મતભેદ હશે. રાજ વચ્ચે આવવા ઈચ્છતું નથી. તમો તથા રાઘવજી પટેલ અત્યારેજ રાજકોટ જાઓ અને ભગતને બોલાવી લાવો. મને પણુ લાગે છે કે રાઘવભગત વગર મેળો સુધરશે નહિ. આ ઠાકર એમતી માં ના રીઝવેલા છે. હું હુકમ કરું છું કે ગમે તેવી શરતો કબુલી આવજો પણુ એમને તો જરૂર લાવો.

બગથળાના પાદરે માનવ મહેરામણુ ઉછળવા લાગ્યો. આશરે લાખેક માનવીઓએ અને સોરઠના તમામ સંતમહંતે હાજરી આપી. દુજરેજ, દુધઈ, વવાણીયા, મેસરીયા, ગોંડલ, મેસવાણુ, ગરણી, જોડીયા, વીરપુર, ઝીંઝોડા, જંગી, પ્રાંગ. રાપર, ખંભાળીયા, જામનગર, વિગેરે સ્થાનોનાં મહંતો સંતો, અને તમામ રામાનંદી સમાજ આવ્યો હ... વિધિવત ઠાકોર સાહેબ શ્રી વાઘજીના હાથે ઇડુ ચડા... વિધિ કરવામાં આવી.

રાઘવ ભગતની દીર્ઘ દષ્ટિથી મેળો ...
ત્રિજે દીવસે સહુ વેરાયા.

ઠાકોર સાહેબ શ્રી સર વાઘજી બાપુના સદ્‌ગત થતાં મોરબીની ગાદી પર મહારાજાશ્રી 'લખધીરસીંહજી' સાહેબ બીરાજ્યા. થોડા દિવસ પછી આપે રાઘવ ભગતની સુવાસથી આકર્ષાઈ બગથળાની જગ્યાને વ્યવસ્થાપુર્વક ચલાવવા વિનંતી કરી ને રાઘવભગતને બોલાવી રાખ્યા. કારણ કે મેળા પછી મકનભગત ત્યારપછી આવા નામનો ભગત ટુંકજ વખતમાં ગત થઈ ગયા હતા.

આમ બગથળામાં છએક મહીના રહી રાજકોટમાં પરમ ધામે પધાર્યા. તેમને પણ (રાઘવબાપાને) ડેરાળામાં સમાધિ આપવામાં આવી. ભગત શ્રી રાઘવભગતના જીવનમાં અનેક વાતો બનેલી છે, પણ વર્તમાન કાળના પ્રમાણને લક્ષમાં રાખી આ બધી વાતોને સ્થાન આપવામાં આવતું નથી.

રાઘવ ભગતના સાકેતવાસ પછી તેમના દીકરા 'કરમસી' ભગત 'શ્રી રાણીમાં'ના સ્થાનનો વહીવટ સંભાળવા લાગ્યા, અને સ્થાનને બરાબર સંભાળી લીધું.

કરમસી ભગત ઠાકરમાં આસ્થા (શ્રદ્ધા) વાળા, સંતસેવી ભગત છે. તેમને ઘેરથી (પત્નીને) ક્ષયરોગ થયેલો તે શ્રી ઠાકર બાપાએ મટાડી દીધો, અને કરમસી ભગતને પોતાને સારણગાંઠનું દર્દ થયું હતું તેની પોતે દવા કરાવી નહિ. કેવળ, શ્રી ઠાકોરજીના વિશ્વાસે જ રહ્યા, આ ભયંકર રોગ આજે તદ્દન મટી ગયો છે

. રાઘવ ભગતનાં બન્ને નાના ભાઈઓના પરિવારમાં નથુ ભગતને બે દીકરાઓ છે. ભીમા ભગતને બે દીકરાઓ છે. રાઘવ ભગતના કાકા મેરામ ભગતનો જીવા ભગત અને ગીગા ભગત નામે બે દીકરાઓના વિસ્તારમાં જીવા ભગતને બે દીકરાઓ છે, અને ગીગા ભગતને ચાર દીકરાઓ છે.

આ બધું વિશાળ વંશકુળ રાણીમાંના ગુણ ગાતું શ્રી ઠાકોરજીને પુજતું મીઠી છાંયડી આપી રહ્યું છે.

## ( ઉપસંહાર )

સૌરાષ્ટ્રના ઘણાં સ્થાનોમાં ગુળપુરૂષનાં વંશનાં સ્થાને ભાણેજથી પરંપરા ચાલે છે. ત્યારે સદભાગ્યે રાજકોટ શ્રી રાણીમાંના ઠાકરની દયાથી તેમનો વંશ પુલીફાલી સંતસેવા કરી રહ્યો છે.

આપણે આગળ વાંચી ગયા કે રાજકોટમાં રાણીમાં આવ્યાં તે વખતે રાજકોટ ઠાકોર સાહેબ શ્રી. ભાભાજીરાજે ખેડવાણ જમીન સાંતી ચારની અને એક વીડી આપ્યાં, ત્યારથી છેલ્લા ઠાકોર સાહેબ શ્રી પ્રદ્યુમ્નસિંહજી સુધી ખેડમાંથી આવતા અનાજ, તથા કણબી ( પટેલો ) તથા બીજા સેવકો શ્રી ઠાકરના ઉંબરે અનાજ વિગેરે જે લાવતા તે ઉપર કોઈ જાતની જકાત રાજ લેતુ નહિં.

સર લાખાજીરાજ ઠાકોર સાહેબે સાત હનુમાન પાસે નવા ગામનું તળાવ બાંધ્યું તેનું પાણી બેડી ગામે શ્રી ઠાકોરજીની ખેતીમાં આપતા તેનો દર ( પૈસા ) છેલ્લા

રાજ્યકર્તા સુધી લેતા નહિ. ધર્મેન્દ્રસિંહજીએ જગ્યા ઉપરના કરજનું વ્યાજ અને ટકા લેવાનું બંધ કરેલ, છેવટે રૂપીયા (૨૮૦૦) બેહજાર આઠસો કરજના માફ કર્યા, અને બીજા રૂપીયા (૨૦૦૦) બેહજાર કોટક સાહેબ દીવાને આપ્યા. હતા.

રાજ્યકુટુંબ પ્રથમથી છેવટ સુધી શ્રી ઠાકોરજી ઉપર પુજ્યભાવ રાખતા હતા. સર લાખાજીરાજ સુધી વરસમા એક બે વખત રાજ્યકર્તા શ્રી નકલંક મંદીરે દર્શને આવતા અને જોઇતી મદદ આપતા. પાણીના નળના પૈસા પણ લેવામાં આવતા નહિ.

સમયના પ્રવાહમાં સોરઠના ભક્ત સમાજના જીવનનો ઝોક સેવા કરવા કરતાં સેવા કરાવવા તરફ નમતો જાય છે. પુજવા કરતાં પુજાવાના ભાવોમાં આગળ ધપતો જાય છે. મહંત બનવાનાં મીઠાં સોણલાં સેવતો રજોગુણની રાખમા આળોટતો જાય છે. ત્યારે ઠાકરની દયાથી રાજકોટ 'રાણીમા' નુ ઘર હજી તેવી જાળમા આવ્યું નથી, મહંત બન્યા નથી બાપા થવાના ભાવો હજી જાગ્યા નથી. કારણ કે જાતે બાપા બનનાર સંત, સાધુઓને બાપા કહી માની સેવી શકતા નથી. ભગવાન વૃંદાવનવિહારી શ્રી કૃષ્ણચંદ્ર રાણીમાંના વંસને કાયમ સંત-સેવા કરવાની સદબુદ્ધિ આપે એવી શુભ ભાવના સાથે વિરમું છું.

સમાપ્ત.